# જગન્નાથની મૂર્તિ

અને

# ભારતનું ભવિષ્ય

"ગુજરાતી"ની
૨૯ મી ભેટ

ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ,
મુંબઈ

**તમારી ધાતુપુષ્ટ શક્તિ મંદ પડી ગઈ હોય, અશક્તિ માલમ પડતી હોય સહવારે બીછાનાંમાંથી ઉઠતાં થાક અને નબળાઈ જણાતી હોય તો**

**પ્રો૦ જેમ્સની વીજળીક શક્તિની ગોળીઓ**

**તરતજ ઉપયોગ કરો.**

---

# પ્રો૦ જેમ્સની વીજળીક શક્તિની ગોળીઓ

## વીશેના થોડાક મત વાંચો.

**સાહેબ,**

વીરેશ કે ગઈ સાલમા પ્રો૦ જેમ્સની વીજળીક શક્તિની ગોળીઓ વાપરેલી છે અને તેનાથી મગજને સારી અસર માલમ પડી છે, માટે હાલ તે જાતની ગોળીઓની શીશી નંગ ૩) દરેક ૪૦ ગોળીની વી૦ પી૦ થી મોકલશો એજ

**લી૦ ગઢકા દરબાર સાહેબ શ્રી શીવસિંહજી સાહેબ**

**રાજુરી,** તા૦ ૧૮ મી આગસ્ટ સને ૧૯૦૮

**મહેરબાન સાહેબ,**–મારી સ્ત્રી જે લુકેરીઆના દરદથી હેરાન થતી હતી તેને પ્રો૦ જેમ્સની વીજળીક શક્તિની ગોળીઓથી અનહદ ફાયદો થયો છે અને નબળી થયલી તલી (સ્પલીન) પણ અજાયબ જેવી રીતે સારી થઈ છે હજી તેણીની આ ગોળીઓ ચાલુ રાખવાની ઇચ્છા હોવાથી બે બાટલી વી૦ પી૦ થી જલદી મોકલાવી આપશો

લી૦ તમારો વિશ્વાસુ,

**જી. સી બલી તેહસીલદાર**

**ચીફ મેડીકલ ઓફીસર પાતુરથી** લખે છે કે, જણાવતાં ખુશાલી ઉપજે છે કે, પ્રો૦ જેમ્સની વીજળીક શક્તિની ગોળીઓ આશા છોડી દીધેલા હીસ્ટીરીઆના દરદી ઉપર અજમાયશ કરતા ઘણીજ ફત્તેહમંદ માલમ પડી છે અને હીસ્ટીરીઆનું દરદ સદંતર નાબુદ થયલું જણાયું છે

**એસ એન. રાયના**–મ્યુનિસિપલ સેક્રેટરી શ્રીનગરથી લખે છે કે, છેલ્લા પાચ વરસ થયાં મારી તબીયત ઘણીજ ક્ષીણ થતી જતી હતી અને ઘણી દવાઓમાં પૈસા બરબાદ કર્યા પછી તમારી પ્રો૦ જેમ્સની વીજળીક શક્તિની ગોળીઓની એક બાટલી વાપરી જોઈ, અને મારી અજાયબી વચ્ચે મને નવી જીન્દગી પ્રાપ્ત થયલી માલમ પડી છે. એ ગોળીઓ હંમેશ વાપરવાનો મેં ઠરાવ કર્યો છે અને મગજ સબંધી કામ કરનારાઓ અને સ્ટુડન્ટો જેઓ જ્ઞાનતંતુઓની નબળાઇથી પીડાતા હોય તેઓએ સદરહુ ગોળીઓ વાપરવાની તક ગુમાવવી નહીં.

**મી૦ નંદલાલ જમનાલાલ**–લીલાડા (કાઠીઆવાડ)થી લખે છે કે, અગાઉ મંગાવેલી પ્રો૦ જેમ્સની વીજળીક શક્તિની ગોળીઓનો ઉપયોગ કરતાં બહુ ફાયદાકારક માલમ પડી છે અને કારકુનો વગેરે જેઓને કામના બોજાને લીધે કંટાળો આવતો હોય તેઓને તો એક ખાસ મદદગાર થઈ પડે છે. મારા મિત્રોને પણ એ સંબંધમાં ખબર લખી છે અને બીજી બે બાટલી વી૦ પી૦ થી મોકલી આપશો

---

**ધાતુ સંબંધીના રોગો ઉપર**

**પ્રો૦ જેમ્સની વીજળીક શક્તિની ગોળીઓ**

**એકજ ખાત્રીપૂર્વક ઇલાજ છે.**

**ખરીદતી વખતે તેજ તપાસીને લેવી.**

સમજુ માતાઓ પોતાનાં નાનાં બાળકો માટે કામીનીઆ ઓઇલજ વાપરે છે કારણ કે બીજાં તેલોની માફક નુકસાનકારક તે નથી એમ તેઓ સમજે છે.

---




ભળતી દવાઓ વાપરી જીવની તેમજ પૈસાની હાની કાં કરો છો?

## કોઇપણ પ્રકારના માથાના દુઃખારા ઉપર.

# ટ્રેઝો ટેબલેટસ.

વાપરો તરતજ આરામ.




કીં. બા. ૧)ના રૂ. ૦–૧૨–૦ વી. પી. ખર્ચ જુદું.

---

કેટલાક લબાડ વેપારીઓ વધારે નફાની આશાએ કામીનીઆ ઓઇલને બદલે બીજું હલકું તેલ આપવા કોશેશ કરે છે તો તે લેતા નહીં અને કામનીઆ તેલજ માંગજો.

---

ધી એંગ્લો ઇંડીયન ડ્રગ એન્ડ કેમીકલ કંપની,
નં૦ ૧૫૫, મારકેટ જુમામસીદ–મુંબઈ,

## "ગુજરાતી"એ આપેલી ભેટો

૧ રાસેલાસની કથા
૨ મહારાણીશ્રીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર
૩ હિન્દ અને બ્રિટાનિયા.
૪ ગંગા ગોવિન્દસિંહ
૫ સવિતા સુંદરી
૬ ટીપૂ સુલતાન ( પ્રથમ ભાગ )
૭ દિલ્લીપર હલ્લો
૮ અઠારમી સદીનું હિન્દુસ્તાન
૯ ઔરંગઝેબ અને રાજપૂતો
૧૦ શાહજાદો ને ભીખારી
૧૧ હેસ્ટિંગ્સની સોટી
૧૨ બાજીરાવ બલ્લાળ (સચિત્ર)
૧૩ બેગમ સાહેબ
૧૪ પાણીપતનું યુદ્ધ
૧૫ નૂરજહાન
૧૬ રૂપનગરની રાજકુંવરી.
૧૭ ઇન્દુકુમારી
૧૮ પ્લાસીનું યુદ્ધ
૧૯ શિવાજીનો વાઘનખ
૨૦ હળદીઘાટનુ યુદ્ધ
૨૧ નંદનવનનો નાશ
૨૨ પેશ્વાની પડતીનો પ્રસ્તાવ
૨૩ ઔરંગઝેબનો ઉદય
૨૪ પદ્મિની
૨૫ કત્લેઆમ
૨૬ પુરાતન દિલ્હી (સચિત્ર)
૨૭ ચુમ્બનમીમાંસા
૨૮ ભદ્રકાળી
૨૯ જગન્નાથની મૂર્તિ અને ભારતનું ભવિષ્ય.

# જગન્નાથની મૂર્તિ

## અને

# ભારતનું ભવિષ્ય

પ્રયોજક

ઠક્કુર નારાયણ વિસનજી

“ ’Tis a very good world we live in,
To lend, or to spend, or to give in,
But to beg, or to borrow, or get a man’s own,
’Tis the very Worst world that ever was known.”

*Old I[illegible]*

પ્રકટકર્તા

ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસ, મુંબઈ.

સંવત્ ૧૯૬૯ ઈ. સ. ૧૯૧૩

કીંમત રૂ. ૨.

# ઉપોદ્ઘાત

વીરપ્રસવિની ભારતભૂમિએ આજ પર્યન્ત અનેક વીરોને જન્મ આપેલો છે. એ વાર્તા સર્વને વિદિત છે, અને તેની સત્યતા તરીકે રાજસ્થાનના અનેક ક્ષત્રિય વીરોનાં ચરિત્રો ઇતિહાસમાં આપણે વાંચી ચૂકયા છીએ. ભારતવર્ષના ઇતિહાસમાંથી આપણને એવી અનેક ઘટનાઓ મળી આવે છે કે, જેમના વાચનથી ક્ષણવાર આપણે આશ્ચર્યના સમુદ્રમાં ગરક થઈ જઇએ છીએ. પૂર્વકાળમાં અનેક ધર્મોદ્ધારક નરો ઉત્પન્ન થએલા હતા, અને વર્તમાન સમયમાં જો કે તેવા પુરુષોની સંખ્યા કાંઈક ન્યૂન થએલી દેખાય છે, પરંતુ તે છતાં પણ સર્વથા તેવા પુરુષોના અસ્તિત્વનો નાશ થએલો તો ન જ કહી શકાય, અને ભવિષ્યમાં પણ તેવા ધર્મતારક નરપુંગવોના જન્મનો પૂર્ણ સંભવ છે. કારણ કે, વિશ્વગત પ્રત્યેક પદાર્થને કાળના વિચિત્ર નિયમ અનુસાર ઉન્નતિ અને અવનતિનો સમય પ્રાપ્ત થયા કર છે. પૂર્વે આર્યાવર્તના ધર્મની ઉન્નતિનો સમય હતો, અત્યારે અવનતિનો છે, અને એથી જ ભવિષ્યમાં ઉન્નતિનો સમય આવવો જ જોઇએ. એવા હેતુથી જ સ્વર્ગીય સ્વામી વિવેકાનન્દે પોતાના પ્રબુદ્ધ ભારતને ઉદ્દેશીને લખેલા એક કાવ્યમાં નિમ્ન લિખિત પંક્તિઓનો સમાવેશ કરેલો છે,—

"But Fate is strong
This is law,—all things come back to the source
Their strength to renew."

એનો ભાવાર્થ એવો થાય છે કે, "પરંતુ ભાવી પ્રબળ છે—ગત સર્વ વસ્તુઓ પુનરપિ તેમની બલવત્તાને નવીન કરવા માટે પાછી પોતાના મૂળસ્થાનમાં આવી લાગે છે. એ વિશ્વનો અબાધિત અનન્તકાળનો નિયમ છે."

આ વાકયોને અનુસરી, ભાવીધર્મોન્નતિની આશા રાખી, તે સુખને મેળવવાના પ્રયત્નમાં તનમનધનથી નિત્ય મચ્યા રહેવું એ પ્રત્યેક ભારતવાસીનો ધર્મ છે. પ્રસ્તુત નવલકથામાં ધર્મમાટે પ્રાણ અર્પણ કરવાને તત્પર થએલા બ્રાહ્મણોનો કેટલોક ઇતિહાસ આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. બ્રાહ્મણો શસ્ત્રાસ્ત્ર ધારીને રણભૂમિમાં વિચરવાને તત્પર થયા હતા, એનું એક મહા પ્રબળ કારણ હતું.

જેવી રીતે ઇ. સ. ની બારમી સદીમાં ખ્રિસ્તીઓ અને મુસલમાનોનું યૂરોપમાં ધર્મયુદ્ધ ચાલ્યું હતું, તેવી રીતે પ્રસ્તુત વાર્તામાં પણ એક ધર્મયુદ્ધનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. વૉલ્ટર્ સ્કૉટ્ના "ટૅલિસ્મૅન્" નામક નવલકથાના પુસ્તકમાં "ક્રૂસેડ્સ્"નું જે વર્ણન કરવામાં આવ્યું છે, તેનું મૂળ કારણ એ હતું કે, પેલેસ્ટાઇન્માં ખ્રિસ્તી લોકોનો આદ્યિધર્મ સંસ્થાપક અને મુખ્ય પયગંબર જે જિસસ્ ક્રાઇસ્ટ્, તેનો જન્મ થયો હતો, અને તેણે પોતાના ધર્મની સ્થાપનાનો આરંભ એ જ પ્રાન્તમાં કર્યો હતો, એટલે એ પ્રદેશને ખ્રિસ્તી લોકો વધારે—અત્યંત પવિત્ર માનતા હતા. પાછળથી મુસલમાનોના ધર્મની સ્થાપના થઈ, અને તેમની સત્તાનો સમસ્ત સૃષ્ટિમાં વિસ્તાર થઈ ગયો. પોતાના ઉન્નતિના સમયમાં તેમણે જે અનેક દેશો સ્વાધીન કર્યા, તે સાથે પેલેસ્ટાઇન્ પણ તેમણે લઈ લીધો. એટલે ત્યાં યાત્રાનિમિત્તે જનારા ખ્રિસ્તી યાત્રાળુઓને મુસલમાનોના અત્યાચારથી અત્યંત ત્રાસ થવા લાગ્યો. યાત્રા કરીને પાછા આવવા પછી તેઓ યૂરોપની સર્વ રાજ સભાઓમાં કરુણાપૂર્ણ સ્વરથી પોતાપર વીતેલાં દુઃખોનું વિવેચન કરવા લાગ્યા, અને પોતાની પુણ્યભૂમિને મુસલમાનોના હસ્તમાંથી પાછી જિતી લેવાને રાજકર્તાઓના મનમાં મહત્ત્વાકાક્ષા ઉત્પન્ન કરવાની ચેષ્ટામાં પણ તેઓ પ્રવૃત્ત થયા. એનું પરિણામ એ થયું કે, જેટલા ખરા ખ્રિસ્તીઓ હતા, તેટલા સર્વ ધર્મયુદ્ધમાટે કમર કસીને તૈયાર થઈ ગયા, અને ધીમે ધીમે મોટા મોટા રાજાઓને પોતાના અધિકારી બનાવીને તેઓ પેલેસ્ટાઇન્ પ્રાન્તમા જઈ પહોંચ્યા. ત્યા તેઓ એકસપથી તુર્ક લોકોપર સ્વારીઓ કરવા લાગ્યા. "ટૅલિસ્મૅન્"માં જે ચઢાઇનો ઉલ્લેખ કરેલો છે, તે ચઢાઈ ત્રીજી હતી. એ ચઢાઇમાં ઈંગ્લંડનો રાજા પ્રથમ રિચર્ડ, ફ્રાન્સનો રાજા ફિલિપ્, અને જર્મનીનો રાજા ફ્રેડરિક્ એ ત્રણ રાજા પ્રમુખ.હતા, અને બીજા પણ અનેક માંડલિક રાજાઓ અને જાગીરદારોએ એ ચઢાઇમાં સારો ભાગ લીધો હતો. તુર્ક બાદશાહનું નામ સલાહુદ્દીન હતું. અંતે ખ્રિસ્તી અને મુસલમાનોની પરસ્પર સુલેહ થઈ, અને જેરુસલમ્ જનારા ખ્રિસ્તી યાત્રાળુઓનો ત્રાસ સદાને માટે ટળી ગયો.

યૂરોપમાં બારમી સદીમાં બનેલા એ બનાવ જેવો જ એક બનાવ ભારતવર્ષમાં સત્તરમી સદીના આરંભમાં બંગાળા અને ઓરીસામાં બન્યો હતો, અને તે જ બનાવને આ નવલકથામાં આધારભૂત માનવામાં આવેલો છે. એ વેળાએ ફળદ્રૂપ ઓરીસા પ્રાન્ત આર્ય રાજાની સ્વતંત્ર સત્તાનો પ્રદેશ હતો, અને બંગાળામાં નવ્વાબ સુલયમાનખાં પઠાણ રાજ્ય કરતો હતો. ઓરીસા તેની નજરે ચડ્યું, અને તેણે તેપર ચઢાઈ કરવાનો

નિશ્ચય કર્યો. ઓરીસા કરતાં પણ આર્યોનાં તીર્થસ્થાન અને પવિત્ર મંદિર જગન્નાથની રક્ષા કરવામાટે આર્યો વધારે ઉત્સુક હતા. પરંતુ દુર્ભાગ્યવશાત્ ત્યાંના ક્ષત્રિયો તે વેળાએ એટલા બધા બળવાળા નહોતા કે, મુસલમાનો સામે રણભૂમિમાં લડીને પોતાના પવિત્ર તીર્થસ્થાનનું નિર્ભયતાથી રક્ષણ કરી શકે. એવા સમયમાં બંગાળાનો નિવાસી એક વીર બ્રાહ્મણ યુવક ત્યાં આવી પહોંચ્યો, અને તેણે ધર્મસ્થાનના રક્ષણમાટે પ્રાણ જતાં સુધી લડવાનો દૃઢ નિશ્ચય કર્યો. જગન્નાથપુરીના પંડ્યા અને બીજા બ્રાહ્મણોએ તેના રણોત્સાહને વધાર્યો, અને ઓરીસાના રાજાની અનુમતિથી તે આર્યોનો સૈનાનાયક નીમાયો. ક્ષત્રિયોના રણોત્સાહનાં તો જોઈએ તેટલાં ઉદાહરણો મળી આવે છે, પણ એ યુદ્ધમાં બ્રાહ્મણોએ જે વીરતા બતાવી હતી, તે એક આશ્ચર્યકારક ઘટના હતી, એમાં તો કશો પણ સંશય નથી. ક્રૂસેડ્સ્ કરતાં એ યુદ્ધનું પરિણામ માત્ર ભિન્ન આવ્યું, અને તેનો અહીં ઉલ્લેખ કરવા કરતાં વાર્ત્તાના પ્રસંગમાં આગળ વધવાથી તે તત્ત્વને વાચકો વધારે સારી રીતે જાણી શકશે.

પ્રસ્તુત નવલકથા ઈ. સ. ૧૯૦૬ માં લખાઈ હતી કે જે આજે સાત વર્ષ પછી પ્રકટ થાય છે. આશા છે કે, મારી લખેલી તેમ જ અત્યાર સૂધીમાં **'ગુજરાતી'** ની ભેટ તરીકે પ્રકટ થએલી અન્ય ઐતિહાસિક નવલકથાઓ પ્રમાણે આ નવલકથા પણ વાચકોના આદરને પાત્ર થશે જ.

અંતે આર્યાવર્ત્તના જીવન પ્રાણરૂપ ધર્મની દૃઢતા તથા ઉન્નતિને ઇચ્છીને આ ઉપોદ્ઘાતની સમાપ્તિ કરવામા આવે છે.

**ઠક્કુર નારાયણ.**

# અનુક્રમણિકા.

## પ્રથમ ખંડ.



## દ્વિતીય ખંડ



## તૃતીય ખંડ



## ચતુર્થ ખંડ

પંચમ ખંડ.







# જગન્નાથની મૂર્તિ

અને

# ભારતનું ભવિષ્ય

## પ્રથમ ખણ્ડ

### પ્રથમ પરિચ્છેદ

### કારાગૃહમાં

ઇ. સ. ૧૫૬૨ ના ગ્રીષ્મઋતુમાં આપણી આ નવલકથાનો આરંભ થાય છે. સુજ્ઞ વાચકવૃન્દ! કોઇપણ ગ્રન્થના આરંભમાં કોઈ શુભ પ્રસગનું વર્ણન કરવામાં આવે, તો વધારે સારું, એવો કેટલાક લોકોનો અભિપ્રાય છે. પરંતુ આપણી નવલકથાની વસ્તુસંકલનાના ભાગ્યની વિચિત્ર રેખાને અનુસરીને અહીં એક અશુભ અને દુઃખકારક પ્રસંગનુ જ વિવેચન કરવાનું છે. ભાગ્યની ગતિ નિયમિત હોતી નથી. કોઇનું જીવન દુઃખથીજ આરંભાય છે અને તેનુ પર્યવસાન પણ દુઃખમાંજ થાય છે; કેટલાકોના જીવનનું મગળાચરણ દુઃખ ભરેલું હોય છે અને તેનો અત સુખપૂર્ણ થાય છે, કેટલાકોના જીવનની પ્રથમ ઘટિકા સુખની હોય છે અને પરિણામ દુઃખમાં આવે છે અને કેટલાકોનું જીવન સર્વથા સુખમયજ વ્યતીત થાય છે. એવી નિસર્ગ દેવીની અદ્દ્ભુત લીલા છે. અર્થાત્ એ વિચિત્રતાને અનુસરીનેજ પ્રસ્તુત નવલકથાનો દુઃખથી આરભ થએલો છે—અંત શો આવશે, તે અત્યારે આપણાથી કહી શકાય તેમ નથી. અત્યારે તો જે કર્ત્તવ્યનો ભાર આપણા શિરે આવી પડેલો છે, તે કર્ત્તવ્યને યથાયોગ્ય રીતે પૂર્ણ કરવામાં જ શક્તિનો વ્યય કરવાનો છે. ત્યારે વાચકો! ચાલો કારાગૃહમાં પડેલા એક તરુણનાં દુઃખોનુ અવલોકન કરો અને જો તમારામાં કિંચિન્માત્ર પણ સહૃદયતાનો ભાવ હોય, તો સ્વદેશબંધુના ધર્મને અનુસરીને પોતાનાં શોકપૂર્ણ નેત્રોમાંથી અશ્રુનાં

બે ચાર ઉષ્ણ બિંદુને કપોલ પ્રદેશમાંથી વિચરવાનો—વહેવાનો માર્ગ આપો. એટલું કરશો, તોપણ ઘણું છે. કારણ કે, એથી વધારે કાંઈ પણ કરવાની અત્યારે તમારામાં શક્તિ કે પ્રતિભા નથી. કદાચિત્ એમ કરવાથી ઉત્સાહની જાગૃતિ થવાનો સંભવ માની શકાય ખરો.

આપણી વાર્ત્તાના સમયમા બંગાળાની રાજધાનીનું નગર "**તાંડા**" હતુ એ તાંડાના કારાગૃહમાં પડેલા એક તરુણ કારાગારસ્થના કષ્ટોનું આપણે અવલોકન કરવાનુ છે—કારાગૃહમાં વિચરવાનું છે.

ચૈત્ર માસની બે ચાર દિવસમાં સમાપ્તિ થવાની છે. ગીષ્મઋતુમા બગાળાની ભૂમિ સ્વાભાવિક રીતે જ વિશેષ તપ્ત—ઉષ્ણ રહે છે—કારણકે, એ પ્રદેશ પૂર્વ દિશામા આવેલો છે. ગ્રીષ્મઋતુ અને દ્વિપ્રહરનો સમય—ભગવાન્ સૂર્યનારાયણ પોતાનાં પ્રચડ કિરણોથી ભૂમિભાગને દગ્ધ કરતા આકાશના મધ્યભાગમાં વિરાજી રહ્યા છે. વૃક્ષોના કુંજોમાંથી પક્ષીઓના કૂજનનો ધ્વનિ પણ કર્ણગોચર થતો નથી, તેમ જ નગરના રાજમાર્ગોમા પણ મનુષ્યોના ગમન આગમનના વ્યાપારની વિપુલતા જોવામા નથી આવતી. અર્થાત્ સર્વ પ્રાણીઓ સૂર્યના પ્રખર તાપના સતાપથી મુક્ત થવા માટે પોતપોતાના ગૃહોમા વિશ્રાતિ લેતા પડેલાં છે, એવો જ આદર્શ સર્વત્ર નજરે પડે છે. અત્યારે તો માત્ર કારાગૃહના સંરક્ષકો (પહેરેગીરો) જ પોતાની નાલિકાઓ (બંદૂકો)ને સ્કધ ભાગે રાખીને કારાગૃહના અતર અને બાહ્ય ભાગમાં સાવધાનતાથી અહી તહી ફરતા જોવામા આવે છે.

કારાગૃહના અતર્ભાગમા આવેલી પત્થરની એક મજબૂત કોટડીમા એક તરુણ મનુષ્ય એક ચટાઇપર ઉધે મસ્તકે પડેલો છે. દ્વિપ્રહરનો સમય છતાં પણ એ કોટડીમા તો અંધકારનો જ અધિકાર પ્રસરેલો હોય, એમ જણાય છે. એ કેદીમા હવે એક શબ્દ ઉચ્ચારવાની પણ શક્તિ રહેલી નથી. અત્યંત કષ્ટો સહેવા છતાં પણ અદ્યાપિ તેના સ્વાભાવિક સૌન્દર્યનો સંહાર થયો નથી. તેની કિંચિત્ શ્મશ્રુના શ્યામ ચિહ્નવાળી મુખમુદ્રાનુ અવલોકન કરતાં તેનું વય વીસ એકવીસ વર્ષનુ જ હોવુ જોઇએ, એવુ સ્પષ્ટ અનુમાન થઈ શકે છે. ધોતિયા અને પહેરણના પહેરવેશથી તે કોઈ આર્ય તરુણ હોવો જોઇએ, એવો ભાસ થાય છે, ન છે પણ તેમ જ. તે કોઈ રોગથી પીડાતો હોય, એમ દેખાય છે. તેણે એકવાર મુખ ઊંચુ કરીને ચારે તરફ જોયું અને નિરાશાથી પાછો તે ધરણીપર ઢળી પડ્યો. તે બહુધા મૂર્ચ્છિત જેવો થઈ ગયો. એટલામા ધીમેથી તે ઓરડીનાં દ્વાર ઉઘાડવામા આવ્યાં અને એક વૃદ્ધ મુસલ્માન સિપાહી એક હાથમાં દીવો અને બીજા હાથમાં ભોજનનો થાળને લઇ

તે ઓરડીમાં દાખલ થયો. એ તરુણ કેદીને જોતાં જ તેની મુખમુદ્રામાં શોકની છાયા છવાઈ ગઈ. ક્ષણ બે ક્ષણ તે કાંઈ પણ બોલી શક્યો નહિ. અન્તે નિરુપાયવશતાથી તેણે તે તરુણ બંદીવાનના શરીરને ધુણાવ્યું અને તેને જાગૃત કર્યો.

"નિરંજન ! આજે ત્રણ દિવસથી તેં કાંઈ પણ ખાધુ નથી. આમ જીવાશે નહિ. આપત્કાલમાં આવો હઠ કરવો ન જોઇએ. ખા—આત્મઘાતક ન થા." વૃદ્ધે કહ્યું.

"હા. ત્રણ દિવસથી મેં કાંઈ પણ ખાધુ નથી અને હવે પછી ખાવાની ઇચ્છા પણ નથી. પરધર્મીઓના અન્નનો આહાર કરીને ધર્મભ્રષ્ટ થવા કરતા એકવારના મૃત્યુને જ હું વધારે પસદ કરુ છુ. "स्वधर्मे निधन श्रेय· परधर्मो भयावह" અર્થાત્ પોતાના ધર્મમાં મરણ શરણ થવું, પણ પરધર્મનો સ્વીકાર કરવો નહિ, એવી અમારા આર્ય ધર્મની આજ્ઞા છે અને તેને અનુસરવાનો મેં દૃઢ નિશ્ચય કરેલો છે તમે રોજ બબ્બે વાર આવો છો અને હું તમારા અન્નનો અસ્વીકાર કરુ છુ. છતાં પણ મને વધારે ને વધારે શા માટે સતાપો છો ? દુ:ખીને વિશેષ દુઃખ શાને આપો છો ? હવે મારે જીવીને પણ શું કરવું છે ? આ કારાગૃહના જીવન કરતાં અનન્ત સુખદાયી સ્વર્ગનું જીવન શું ખોટું છે ? કેટલા ભવ કાઢવાના છે કે, જાતિભ્રષ્ટ થઇને જીવનનું રક્ષણ કરુ ?" નિરજને ખિન્ન અને શોકાતુર હ્રદયથી એ વાક્યો ઉચ્ચાર્યા.

"તારું એ કહેવું સર્વથા સત્ય છે. પણ નિરજન ! અત્યારે તુ સર્વથા પરતંત્ર છે અને વિપત્તિમાં છે. માટે એ નિયમનું અત્યારે પાલન કરવાનું નથી. શું મનુએ પોતાની સ્મૃતિમાં આ નિયમ નથી કર્યો, કે "स्वगृहे पूर्ण आचार परगृहेऽर्ध उच्यते। पत्तने तृतीयाशश्च मार्गे शूद्रवदाचरेत्॥" માર્ગ-એટલે અહી દુ:ખનો માર્ગ, એવો અર્થ લેવાનો છે. જો તારા ભાગ્યનો પુનરપિ ઉદય થવાનો હશે, તો કારાગૃહમાંથી મુક્ત થયા પછી પ્રાયશ્ચિત્તથી તું તારા દેહની શુદ્ધિ કરી શકીશ. મરી ગયા પછી કશુ પણ થઈ શકે તેમ નથી. "जीवन्नरो भद्रशतानि पश्येत्" એ વાક્યનું સ્મરણ કર અને હઠને છોડી દે." વૃદ્ધ મુસલ્માન સિપાહીએ ઘણી જ ગંભીરતાથી એ ઉપદેશ આપ્યો.

એક મુસલ્માન અને તે પણ સાધારણ સિપાહી આર્ય શાસ્ત્રોનાં આવાં પ્રમાણો આપી શકે, એ જોઇને નિરંજન આશ્ચર્યથી દિઙ્મૂઢ જેવો બની ગયો. થોડીવાર સૂધી તે પોતાની ક્ષુધા, પિપાસા અને કારાગૃહવાસના કષ્ટને પણ ભૂલી ગયો. તે વિસ્મયતાથી તે વૃદ્ધ સિપાહીને કહેવા લાગ્યો કે, "જો આપ ખરેખરા મુસલ્માન જ હો, તો આપના આ

આર્ય શાસ્ત્રો વિશેના જ્ઞાન માટે આપને જેટલો પણ ધન્યવાદ આપીએ તેટલો થોડો છે અને જો તેમ ન હોય, તો અવશ્ય આપ કોઈ આર્ય જાતિમાં જ અવતરેલા છો. અત્યારે અહીં મારો બીજો કોઈ પણ સંબંધી નથી, માટે હુ આપને જ પિતાતુલ્ય માનું છુ. વિપત્તિમાં ગમે તે ઉપાયે જીવ બચાવવો, એવી પણ જો કે શાસ્ત્રની આજ્ઞા છે ખરી, પણ મારા કુટુબીજનોથી મારો વિયોગ થયો, ધન સંપત્તિ નબ્વાબે લૂટી લીધી અને હવે ધર્મથી પણ ભ્રષ્ટ થાઉં એટલે બહાર નીકળવા પછી પણ હું તો સદાને માટે વિપત્તિમાં જ રહેવાનો, ત્યારે ધર્મનુ રક્ષણ કરીને જ સુખેથી સ્વર્ગવાસી થાઉ, એમાં શું ખોટું અથવા અયોગ્ય છે? મારો નિશ્ચય કોઈ કાળે પણ ફરવાનો નથી.'' નિરંજને નિશ્ચયપૂર્વક ઉત્તર આપ્યું.

''ધન્ય છે નિરજન! તારા અતુલ ધૈર્યને! ખરેખર ધર્મભ્રષ્ટ થઇને દુ ખી જીવન ગાળવાથી કશો પણ લાભ નથી તારા દૃઢ નિશ્ચયની હવે પૂરેપૂરી પરીક્ષા થઈ ચૂકી છે. તારુ મરણ તો હવે નિશ્ચિત છે. પરંતુ અતના સમયે મારી કર્મકથાને પણ તુ લક્ષપૂર્વક સાંભળ અને કિંચિત્ હૃદયના ખેદની વૃદ્ધિ કર. એક મુસલ્માન આર્યશાસ્ત્રોનું આટલુ બધુ જ્ઞાન ધરાવે, એ સર્વથા અશક્ય છે. તારી કલ્પના સત્ય છે. હુ મૂળ આર્ય જાતિમાં જ અવતરેલો છુ—હુ બ્રાહ્મણ છુ. એકવાર મુસલ્માનોના અત્યાચાર વિશે પોકાર કરવાથી મને બલાત્કારે જાતિભ્રષ્ટ કરવામાં આવ્યો છે અને ત્યારથી સર્વ કુટુબીજનોના વિયોગશોકને સહન કરતો આ મારા કલકિત જીવનના દિવસો હુ પરતત્રતામાં વીતાડી રહ્યો છું. તારા માટે મારા હૃદયમાં જે દયા આવે છે, તેનુ કારણ પણ એ જ છે કે, તુ મારો સજાતીય છે. પરતુ આમ મરવાથી—ધર્મ માટે પ્રાણ અર્પવાથી તું તારા નરજન્મની સાર્થકતા કરી જાય છે અને આ દુર્ભાગી સિપાહી પોતાના માટે નરકનાં સાધનો તૈયાર કરતો જાય છે.'' એ વાક્યો ઉચ્ચારતાં તે વૃદ્ધ સિપાહીનાં નેત્રોમાંથી ખળખળ કરતો અશ્રુનો પ્રવાહ વહી નીકળ્યો, અને તેને જોઇને નિરંજન પણ પોતાના હૃદયના વેગનો અવરોધ કરી શક્યો નહિ. તે પણ રોવા લાગ્યો.

જાણે સમસ્ત સૃષ્ટિના શોકે આવીને કારાગૃહની એ નાની અંધકારમય કોટડીમાં જ નિવાસ કર્યો હોયની, એવો સર્વથા ભાસ થવા લાગ્યો. બન્નેના હૃદયના કકડે કકડા થઈ જતા હોય, એમ ભાસવા લાગ્યુ. વૃદ્ધ સિપાહીથી ત્યાં વધારેવાર રોકાઈ શકાય તેમ હતું નહિ. નિરુપાયે તે ઊઠ્યો અને કરુણાર્દ્રસ્વરે નિરંજનની આજ્ઞા માગીને પોતાના સ્થાને જવાને બહાર નીકળ્યો. જતાં જતાં તે કહેતો ગયો કે, ''નિરંજન! હવે કદાચિત્ આપણો સ્વર્ગમાં જ મેળાપ થશે!''

વૃદ્ધ સિપાહીના ગયા પછી પાછું નિરંજનને ક્ષુધા અને પિપાસાનું કષ્ટ થવા માંડ્યું—તે ઘણો જ આકુળવ્યાકુળ થઈ ગયો. ક્ષુધાની વેદના હવે તેને અસહ્ય થઈ પડી. નિરંજન જ્યારે પોતાની બાલ્યાવસ્થામાં વિદ્યાનો અભ્યાસ કરતો હતો, તે વેળાએ શ્રીમદ્ ભગવદ્ગીતા તેણે કંઠાદ્ગત કરેલી હતી. કોઈ પણ રીતે પોતાની વેદનાને ન્યૂન કરવાના હેતુથી તેણે પોતાથી કાઢી શકાય તેટલા બલયુક્ત સ્વરથી ગીતાનો પાઠ કરવા માંડ્યો. વર્ષાઋતુમા મેઘની ભીષણ ગર્જનાથી જેવી રીતે સમસ્ત સૃષ્ટિમાં કંપનો આવિર્ભાવ થઈ જાય છે, તેવી રીતે તેના ગીતાપાઠની ગર્જનાથી ઓરડો કંપાયમાન થવા લાગ્યો. એટલુ જ નહિ, પણ માર્ગમા જતા આવતા મનુષ્યોને પણ તેના ગીતાપાઠનો ધ્વનિ સભળાયો. કેટલાક ભક્તજનો એ મધુર સ્વરથી થતા ભગવદ્ગાનને સાંભળવા માટે માર્ગમા જ ઊભા રહી ગયા અને એવો કેદી તે કોણ હશે, એ વિશે ઘણી જ ઉત્સુકતાથી પરસ્પર પૃચ્છા કરવા લાગ્યા.

નિરંજનના મનમાંથી જીવનની આશા સર્વથા પ્રયાણ કરી ગઈ. અર્ધ ગીતાનો પાઠ થયો હશે, એટલામાં પાછુ તેનું ધ્યાન બીજા વિષય પ્રતિ દોરાયુ. તે મનમાં ને મનમાં જ કહેવા લાગ્યો કે, “ભારતની દુર્દશાનો આરભ થઈ ચૂકયો છે. જો એમ ન હોત, તો એક બ્રાહ્મણના પુત્રનો યવનોના અત્યાચારથી આવી રીતે કારાગૃહમા ઘાત થવાનો પ્રસંગ આવત નહિ. ન્યાયનો પૃથ્વીમાંથી નાશ થયો છે અને અન્યાયનો અધિકાર સર્વત્ર વિસ્તૃત થયો છે.” પાછો તે અટકી ગયો અને તેના નેત્રોમાથી ખળખળ કરતો અશ્રુનો પ્રવાહ નીકળવા માંડ્યો. તે દુખિત સ્વરથી પુન સ્વગત કહેવા લાગ્યો કે, “અફસોસ! બંધુ અને ગુરુદેવનો પણ પાછો મેળાપ થયો નહિ. ઈશ્વર કરે ને તેમના શિરે આવુ કોઈ પણ સંકટ ન આવે!” એટલુ કહીને પાછો તેણે પોતાના પરમ પ્રિય ગીતાપાઠનો આરંભ કર્યો.

અનેક પ્રકારના મનોવિકારોમાં ઘણોક સમય વ્યતીત થઈ ગયો. ધીમે ધીમે સૂર્યે અસ્તાચલમાં ગમન કરવા માંડ્યુ. વાયુના ગમન આગમન માટે કોટડીની પશ્ચિમાભિમુખ ભીતમાંના એક નાના બાકોરામાથી અસ્ત પામતા પ્રભાકરનાં રક્તવર્ણ કિરણોનો અંતઃસંચાર થયો—નિરંજનના નિઃશક્ત શરીરમાં પણ શિથિલતાનો સંચાર થયો. ક્ષુધાની પીડા અને કોપની પ્રબળતાથી તેના કંઠનો અવરોધ થવા લાગ્યો—અર્થાત્ તેના સ્વરમાં ક્ષીણતાનો આવિર્ભાવ થયો. શનૈઃ શનૈઃ ગીતાપાઠનો ધ્વનિ પણ મંદ થતો ગયો અને અંતે તે સંભળાતો પણ બંધ થયો. હૃદય અને શરીરના એકત્ર દુઃખને ખમી ન શકવાથી આટલીવાર સૂધી પદ્માસન વાળીને

બેઠેલો નિરજન પૃથ્વીપર પટકાઈ પડ્યો અને પાષાણભૂમિમાં તેના શિરોભાગનો આઘાત થવાથી તેમાંથી તત્કાળ તપ્ત શોણિતનો પ્રવાહ વહી નીકળ્યો. એ ક્ષણે તેના નિપાતનો આઘાતધ્વનિ સાંભળીને પેલો વૃદ્ધ સિપાહી દોડતો ત્યાં આવી લાગ્યો, "परमात्मन्! मुक्तिं देहि!" એટલા જ શબ્દો તેણે નિરજનના મુખમાંથી નીકળેલા સાંભળ્યા અને તેણે ભૂમિપર પડેલા નિરંજનના નિર્મળ શરીરને સ્પર્શ કર્યો—પણ તેમાં તેને ચેતન જેવું કશું પણ જણાયું નહિ. તે સર્વથા નિરાશ થયો.

વૃદ્ધ સિપાહીએ પણ દુ:ખાતિશયથી નેત્રોમાંથી શ્રાવણ ભાદ્રપદની નીરવૃષ્ટિ વર્ષાવી અને અતે પોતાના એક તરુણ જાતિ બાંધવને આવી રીતે અત્યાચારથી મરતો જોઈ ન શકવાથી અને પોતે પણ કંટાળી ગએલો હોવાથી કમરમાંથી ખંજર કાઢીને તેને તે પોતાના ગળાપર ચલાવવા જતો હતો, એટલામાં એક અતુલ સૌન્દર્યવતી શ્વેતવસના તરુણ સુંદરીએ આવીને પાછળથી તેનો હાથ પકડી લીધો. આશ્ચર્યથી તે વૃદ્ધ સિપાહી તે યુવતીના મુખનુ અવલોકન કરતો દિગ્મૂઢવત ઉભો રહ્યો અને નવીન આગત તરુણ અબળાની દૃષ્ટિ ભૂમિપર પડેલા નિરજનમા લાગી રહી. એ શ્વેતવસના લલના કોણ હશે?

---

## દ્વિતીય પરિચ્છેદ

### શ્વેતવસના સુન્દરી

પ્રભાતનો આનન્દમય સમય થઈ ચૂકયો છે. જેવી રીતે કલિયુગમા સજ્જનો વિરલા થઈ ગયા છે, તેવી રીતે આકાશમાં તારકો પણ વિરલા થયેલા જોવામાં આવે છે. મુનિજનોના મન સમાન નભોમડળ મુદિત દેખાય છે. નિરુદ્યમી જનોની સપત્તિ પ્રમાણે અંધકારમય રજનીનો અત થયેલો છે. કાંચન—સુવર્ણના ગુણથી જેવી રીતે રસપતિ—પારદનો રગ પીળો થઈ જાય છે, તેવી રીતે અરુણોદયના ગુણવડે પ્રાચી—પૂર્વ દિશા પિગા—પીળી થયેલી જોવામાં આવે છે. મૂર્ખના સદનમા જેવી રીતે જ્ઞાની જનોના માનનો ભંગ થાય છે, તેવી રીતે દિવસના આગમનથી ચન્દ્ર તેજોહીન થયો છે. અનુદ્યોગી અવનીપતિ પ્રમાણે તારકો ક્ષીણ થયેલા છે અને કોઈ કોઈ ગૃહમાં બળતા રહી ગયેલા દીપકો વિનય રહિતોના ગુણ પ્રમાણે શોભા વિનાના જણાય છે. અરુણનાં કિરણોની કાંતિએ તારકોના પ્રકાશનો પરાજય કરી નાંખ્યો છે અને શિશિરઋતુ સમાન શીતળ પ્રભાતકાળમાં મંદમંદ વાતો વાયુ જનોને અત્યત આનદ આપતો અનુભવાય છે. પ્રિયકરોનાં પરિરંભણો—આલિંગનોએ પ્રિયાઓનો ત્યાગ કર્યો છે અને નિશાપતિ ચરમગિરિતટસ્થ

થયો છે. પુરુહૂતની દિગંગના પૂર્વ દિશાએ પોતાના દિવ્ય કાંતિવાળા રવિ—સૂર્યરૂપ પુત્રને જન્મ આપવાથી રાત્રિના સમયે કમલોદરમાં બદ્ધ થએલા ભ્રમરો મુક્ત થઇને અહી તહી ગુંજારવ કરતા ઊડ્યા કરે છે અને પ્રમદાઓ પોતાના પતિનાં બાહુપંકજમાંથી મુક્ત થતી દેખાય છે. નિદ્રામાંથી નિવૃત્ત થઇને લોકો પ્રપંચમાં પ્રવૃત્ત થવા માંડ્યા છે.

નિરાધાર નિરંજનની નિદ્રા—મૂર્ચ્છિતાવસ્થાનો નાશ થયો—તેનાં નેત્રો એકાએક ઊઘડી ગયાં. પણ ચક્ષુ ઉઘાડીને જોતાં જ તે આશ્ચર્યના ઊંડા સમુદ્રમાં ડૂબી ગયો. તેણે પોતાને રૌરવ નરક સમાન કારાગૃહને બદલે એક બાદશાહી ઠાઠમાઠથી સજાવેલા મહાલયના એક ઘણા જ સ્વચ્છ અને એકાંત ઓરડામાં પલંગપર પડેલો જોયો. બે દાસીઓ તેને વીજણાથી વાયુ ઢોળતી બેઠેલી હતી. તેમણે બગાળાની હિંદુ સ્ત્રીઓ જેવાં નીલવર્ણું વસ્ત્રો પરિધાન કરેલાં હતાં અને બન્ને તરુણ વયની બાળાઓ હોવાથી ઘણી જ સુન્દર દેખાતી હતી. પલગપર જ નિરંજનના મુખને જોતી એક શ્વેતવસના સુન્દરી બેઠેલી હતી અને તેણે નિરજનનાં નેત્રોને ઊઘડતા જોઇને "જુઓ એ જાગે છે. જરા હવા કરો—ગુલાબનું પાણી લાવો" એવી પોતાની દાસીઓને આજ્ઞા કરી અને તે નિરંજને સાંભળી. એથી તો વળી તેના મનમાં આશ્ચર્યની વિશેષ વિશેષતા થઈ. એ સુન્દરી અને મહાલયના ભેદને તે જાણી શકયો નહિ.

ક્ષણ બે ક્ષણ તો સ્તબ્ધતાનુ સામ્રાજ્ય વ્યાપેલું રહ્યું. પણ અતે ધૈર્ય ન ધરી શકવાથી નિરંજને ક્ષીણ સ્વરથી પ્રશ્ન કર્યો કે, "સુન્દરિ ! આનો ભેદ શો છે, તે હું સમજી શકતો નથી. હું કારાગૃહમાં હતો અને અહી કેવી રીતે આવી શકયો ? તુ અને આ બીજી તરુણ બાળાઓ કોણ છે ? આ ગૃહનો સ્વામી કોણ છે ? એ સર્વ મને કૃપા કરીને તું કહી સંભળાવ. મારા જેવા એક નિરાધાર અને અપરિચિત મનુષ્યને શા હેતુથી આવી સહાયતા આપવામા આવી હશે !"

"મહારાજ ! આપ હમણાં વધારે બોલવાનો શ્રમ લેશો નહિ. ક્ષુધા અને શોકથી આપનુ શરીર અને મસ્તિષ્ક એટલાં તો નબળા થઈ ગયાં છે કે, વૈદ્યે જો તમે જાગૃત થાઓ, તો સંભાષણ કરવાની સર્વથા ના જ પાડેલી છે. હું કોણ છુ અને આ ગૃહનું સ્વામિત્વ કોણ ધરાવે છે, એ સર્વ સમય આવતાં પોતાની મેળે જ જણાઈ રહેશે. અત્યારે તમારે માત્ર એટલું જ જાણવાનું છે કે, હવે તમારા શિરે કોઈ પણ પ્રકારની આપત્તિ આવવાની ભીતિ નથી—તમે સર્વથા નિર્ભય છો અને પોતાના એક શુભેચ્છક મિત્રના મહાલયમાં છો." શ્વેતવસના સુન્દરીએ શાંતિ અને પ્રીતિના ભાવથી આશ્વાસન આપ્યું. નિરંજન નિરુપાય થયો.

એ શ્વેતવસના સુન્દરીનું સમસ્ત શરીર પૂર્ણિમાના પૂર્ણ ચન્દ્રમા સમાન ગૌરવર્ણ હતું અને કદ મધ્યમ હતું. નેત્રો કિંચિત્ નીલવર્ણની છટાવાળાં હતાં અને મુખાકૃતિ ઘણી જ મનોહર હતી. આ વેળાએ તેણે પોતાના શરીરને ઢાકાની મલમલની માત્ર એક જ શ્વેત સાડીવડે આચ્છાદિત કરેલુ હોવાથી અને કૃષ્ણ કેશકલાપને પૃષ્ઠ ભાગે મુક્ત રાખેલો હોવાથી જાણે તે કોઈ મહાતેજસ્વિની સાધ્વી યોગિની હોયની ! એવો પ્રથમ દૃષ્ટિથી જોનારને ભાસ થવાનો સભવ હતો. એ વનિતા વસનોથી તો વિરાગિની સમાન વ્યક્ત થતી હતી, પરંતુ તેનાં નેત્રોમાં ચાંચલ્યનો વાસ હોવાથી કદાચિત્ તે રાગિની-પ્રેમશાલિની પણ હોય ! એવી સાહજિક શંકા ઉત્પન્ન થતી હતી. એ કામિની કોણ હશે ? એ જાણવાની કદાચિત્ વાચકોને પણ જિજ્ઞાસા હશે, પરંતુ તેનું નામ અને નિવાસસ્થાન વ્યક્ત થયેલુ ન હોવાથી અત્યારે તો તેનાં વસ્ત્ર લક્ષણને આધારે આપણે તેને શ્વેતવસના સુન્દરીના નામથી જ ઓળખીશું.

નિરજન વિચારમાં પડેલો હતો, એટલામાં એક દાસી, દવાની એક શીશી અને એક રકાબીમાં કાઇક ખાવાનુ લઇને એ ઓરડામા દાખલ થઈ. શ્વેતવસના સુન્દરીએ પોતાના હાથે તેને દવા પાઈ અને માથાપર પાટો બાંધ્યો-જૂનો છોડીને નવો પાટો બાધ્યો, અને ત્યાર પછી તેને ખાવાની પ્રાર્થના કરી ખાવા માટે ચોખાની પાતળી કાજી જ હતી. નિરજને પણ આને એક આર્યનુ ગૃહ ધારીને તે ખાવામા કશો પણ વાધો બતાવ્યો નહિ.

* * * * * * * *

જોત જોતાંમાં પાચ દિવસ વીતી ગયા. વૈદ્યની ઉત્તમ ચિકિત્સાથી અને શ્વેતવસના સુન્દરીની સેવા શુશ્રુષાથી નિરજનના માથામાં પડેલો જખમ રુઝાઈ ગયો હતો અને શરીરમાં શક્તિ આવવાથી તે નીચેના બગીચામા આજે ફરવાને ઊતર્યો હતો. શ્વેતવસના સુન્દરી પણ તેની સાથે જ હતી. ફરતાં ફરતા તેઓ દ્રાક્ષવલ્લીના એક કુંજમાં આવી પહોંચ્યાં. સામે જ એક જલયંત્રમાથી જલના ઉર્ધ્વગમન અને પુન: અધ પતનનો વ્યાપાર ચાલી રહ્યો હતો, તેને નિરખવા માટે તેઓ કુંજના મધ્યભાગમાં એક સ્ફટિક પાષાણની બનાવેલી બેઠકપર બેઠાં.

ઊંચે ચડીને પુન નીચે પડતા જળને દેખીને નિ શ્વાસ નાંખીને નિરજને કહ્યું કે, "એકવાર પૂર્ણ ઉન્નતિના શિખરે ચઢેલા ભારતવર્ષનો પણ આવી રીતે નિપાત થઈ ગયો ! શિવ ! શિવ !"

"પણ એ નિપાત કોણે કર્યો ?" શ્વેતવસના સુન્દરીએ પૂછ્યું.

"દુષ્ટ યવનોએ-ચાંડાલ પ્રકૃતિના મ્લેચ્છોએ !" કોપના આવેશમાં જ નિરંજને ઉત્તર આપ્યું.

"શું સઘળા યવનો દુષ્ટ અને ચાંડાલ પ્રકૃતિના હોય છે, એમ આપનું ધારવું છે ?" શ્વેતવસનાએ પાછો સવાલ કર્યો.

"ધારવું છે, એટલે ? માત્ર ધારવું જ નહિ, પણ એવો નિશ્ચય જ છે. જો વિષ જીવનરક્ષક હોઈ શકે, તો જ યવનો સારા હોઈ શકે." જવાબ મળ્યો.

"તમે ભૂલો છો. કેટલાકોને માટે વિષ પણ જીવનદાતા થઈ પડે છે, એ શુ તમારા જાણુવામાં નથી ? મારા ધારવા પ્રમાણે બધા યવનો તો દુષ્ટ નથી જ." શ્વેતવસના સુન્દરી પોતાના મતને પૂરાવાથી સિદ્ધ કરવા લાગી.

નિરંજન તેને ઘડીવાર આશ્ચર્યની દૃષ્ટિથી જોઈ રહ્યો અને અંતે બોલ્યો કે, "સુન્દરિ ! હું તારા આભારના ભારથી દબાયલો છુ, માટે વધારે બોલી શકતો નથી. નહિ તો યવનોના પક્ષકારોના જીવનનો હું સહારક છું."

"કદાચિત્ હુ પોતે જ યવનયુવતી હોઉ, તો શુ તમે મને મારી નાંખશો ? મારી પાયમાલી કરી શકશો ?" હાસ્યથી યુવતીએ પ્રશ્ન કર્યો

તેના હસિત વદનને અવલોકતાં તે વિનોદ કરતી હોય એવો જ નિરંજનનો નિશ્ચય થઈ ગયો અને તેથી તે પણ હસીને કહેવા લાગ્યો કે, "કોઈ પણ યવન યુવતીના હૃદયમાં આવી દયા અને આટલી બધી નમ્રતા હોઈ શકે જ નહિ. માટે એ તો મનાય જ નહિ, કે તું યવન-યુવતી છે; અને જો તારી ઇચ્છા મારી પરીક્ષા લેવાની જ હોય, તો હું કહું છું કે, તું જો યવન યુવતી હોય, તોપણ તને મારાથી મારી શકાય નહિ અને તારા વિરુદ્ધ એક શબ્દ પણ ઉચ્ચારી શકાય નહિ. હવે સતોષ થયો ?"

"જો જો, પોતાના વચનનો ભગ કરશો નહિ, કારણ કે, સત્પુરુષો વચનને પોતાના પ્રાણ કરતાં પણ અધિક પ્રિય ગણે છે તમે મને અભયવચન આપી ચૂકયા છો અને હુ ક્ષમાપાત્ર થઈ ચૂકી છુ. નિરંજન ! તમે જાણો છો કે, મે તમારી એક દાસી પ્રમાણે શુશ્રુષા કરી છે ? માટે મારી એ સેવાનો કાંઈ પણ બદલો તો તમારે મને આપવો જ જોઇએ. ખરું કે નહિ ?" શ્વેતવસના સુન્દરીએ સંભાષણની દિશા ફેરવી.

"જો અત્યારે મારી પાસે ધન માલ ઇત્યાદિ કાંઈ પણ હોત, તો તે સર્વ આપી દેવાને હુ તૈયાર થઈ ગયો હોત. પણ લાચાર છું કે, અત્યારે હું એક ફૂટી બદામ વિનાનો અને નિરાધાર છું. સ્વર્ગીય સુન્દરિ ! હું આ ક્ષણે મારા અંત.કરણના આશીર્વાદ વિના બીજુ કાંઈ પણ તને આપી શકું તેમ નથી." નિરંજને નિરાશાથી ઉત્તર દીધુ.

"પરમેશ્વરની અને તમારી કૃપાથી ધન દૌલતની મારે ત્યાં ખોટ નથી. અને ખોટ હોય, તોપણ એવી તુચ્છ અને ક્ષણિક વસ્તુને હું ઇચ્છતી નથી. હું જે વસ્તુ લેવા ચાહું છું, તે વસ્તુ અત્યારે પણ તમારી પાસે છે ને તમારામાં જો કૃતજ્ઞતાનો નિવાસ હોય તો તે વસ્તુ મને આપી દેવામાં તમે જરાપણ આનાકાની કરશો નહિ, એવો મારો નિશ્ચય છે." લલનાએ લાલિત્યથી એ વાક્યો ઉચ્ચાર્યા.

"લલને! તું મારી જીવનદાત્રી છે, માટે મારી પાસે જે વસ્તુ હોય તે તારી જ છે. મને તે આપવામાં કશો પણ વાંધો નથી. તારા માટે પ્રાણ અર્પવા હોય, તોપણ આપવાને તૈયાર છું, ત્યારે બીજી વસ્તુ ન આપું એ બને જ કેમ?" નિરજને કહ્યું.

"નિરંજન! તમે આટલા બધા ઉદાર હૃદયના પુરુષ હશો, એમ સ્વપ્ને પણ મારી ધારણા હતી નહિ. પણ હવે મારી આશા સફળ થાય, એવો સભવ દેખાય છે. મને આ સસારની કોઈ પણ ક્ષણિક વસ્તુ જોઇતી નથી, કિન્તુ હુ તમારી પ્રેમભિક્ષુકા છું. પ્રેમભિક્ષા આપીને મારા દુ ખનું નિવારણ કરો." સુન્દરીએ પોતાની ઇચ્છા વ્યક્ત કરી. એ વેળાએ તેના નેત્રો નીચાં નમી ગયાં હતાં અને લજ્જાથી તેના મુખમડળમાં રકતતાનો આવિર્ભાવ થતા સ્વેદના બિન્દુઓ ટપકવા માંડ્યાં હતાં તેનાથી વધારે બોલી શકાયું નહિ.

નિરજન, આશ્ચર્યના અનિવાર્ય ભાવથી સ્તબ્ધ બનીને તેના મુખનુ સૂક્ષ્મ અવલોકન કરવા લાગ્યો. જે જે વેળાએ તેની દૃષ્ટિ કિંચિદ્ બીજી દિશામાં જતી હતી, તે વેળાએ સુન્દરી તેને ગુપ્ત રીતે જોઈ લેતી હતી. મનના વિકારો અને વિચારો અનુસાર મુખાકૃતિમાં થતાં પરિવર્તનોને ઓળખવાની એ પ્રમદામાં સારી શક્તિ હતી. નિરજન કાંઇક બોલવા જતો હતો, તેના મનોભાવને જાણીને શ્વેતવસના વનિતાએ તેને બોલતો અટકાવીને પ્રથમથી જ કહ્યું કે, "નિરજન! તમે મને વચન આપી ચૂકયા છો. છતાં પણ જો મને નિરાશ કરવાનો જ તમારો મનોભાવ હોય, તો કૃપા કરીને કાંઈ પણ બોલશો નહિ મને જીવતી જ મારશો નહિ."

"મારી નમ્ર પ્રાર્થના સાંભળવા પૂર્વે આમ નિરાશ થવાનુ શું કારણ છે? સુન્દરિ! તારા આ બાહ્ય વૈભવોથી તું કોઈ ઉચ્ચ કુળવતી રમણી હોય, એમ સ્પષ્ટ દેખાય છે. હુ એક ભિક્ષુક બ્રાહ્મણનો પુત્ર છું અને જે થોડુ ઘણું મારી પાસે હતુ, તે બંગાળાના આ દુષ્ટ નવ્વાબે લૂટી લીધુ છે. મારી પાસે રહેવાને ઘર નથી, પહેરવાને વસ્ત્ર નથી અને નિર્વાહ માટે અન્ન નથી. હું કગાલ અને પાયમાલ થઈ ગયેલો એક

નામ માત્રનો મનુષ્ય છુ. માટે મારી એ જ વિનતિ છે કે, મારામાં પ્રેમ રાખવાથી દુ ખ વિના તને બીજુ કશું પણ પ્રાપ્ત થવાનું નથી. તારી યોગ્યતા અને મારી યોગ્યતા સમાન નથી. અર્થાત્ તારે કોઈ સમાન યોગ્યતાવાન્ પુરુષને શોધીને તેને જ પોતાનો પ્રેમભાગી બનાવવો જોઇએ. તારા આ વિચારો—વાસ્તવિક રીતે વિકારો—બદલાઈ જશે, તે વેળાએ પોતાની આવી ઇચ્છા માટે ખરેખર તને ઘણો જ પશ્ચાત્તાપ થશે." નિરજને પોતાની દશાનું યથાસ્થિત વર્ણન કરી સભળાવ્યું.

"જે વર્ણન તમે સંભળાવ્યુ, તે હું તમારાથી પહેલાં જ જાણી ચૂકી છું. માટે વધારે સાંભળવાની મારી ઇચ્છા નથી. હું માત્ર પ્રેમની જ આશા રાખું છુ. મારો પ્રેમ કેવા પ્રકારનો છે, તેનુ વિશેપ સ્પષ્ટીકરણ કરવા કરતા એક કવિની કવિતા જ હું તમને સંભળાવું છું. તે આ પ્રમાણે છે.—

(હરિગીત) છે પ્રેમ એવી વસ્તુ કે જે સ્વાર્થને નથી માનતી,
લજ્જા તથા જનમાનને પણ તે કદા ન પિછાનતી,
દીપકપરે બળતા પતંગો સર્વથા નિસ્વાર્થ તે,
ને પ્રાણ અર્પે છે ચકોરો ચંદ્રપર ન સ્વાર્થ તે.
હે પ્રાણવલ્લભ! પ્રેમદા આ પ્રેમની છે ભોગિની,
નહિ ઇચ્છતી તે વૈભવોને પ્રેમની છે યોગિની,
મમ નેત્ર આ આતુર રહે છે તવ વદનના દર્શને,
ને ઇચ્છતુ આ હૃદય નિશિદિન તવ તનૂના સ્પર્શને"

"હુ તારા મનોભાવને જાણી ગયો. પણ અહી સુખમાં ન રહેવાનુ એક બીજુ પણ કારણ છે. મારો એક ભ્રાતા છે અને તે મારી જન્મભૂમિમાં છે. તેને ત્યાં એકલો મૂકીને હું અહી આવ્યો હતો અને પાછળથી નવ્વાબે મારાં ઘરબાર લૂટી લીધા. અર્થાત્ મારો સહોદર ત્યા સકટોમાં દિવસ ગાળે અને અહી હું વૈભવ ભોગવુ, એ મને તો યોગ્ય લાગતું નથી. માટે જો તુ મારુ હિત ઇચ્છતી હોય, તો મને જવા દે. અહી રહેવાથી હુ ચિન્તામાં ને ચિન્તામાં મરી જઇશ. સુખોનો ઉપભોગ મારાથી લઈ શકાશે નહિ. સ્ત્રી હઠનો ત્યાગ કર, અને દીર્ઘદૃષ્ટિથી વિચાર કર. મારા વિચારો સત્ય છે. જો તારી સ્થિતિ મારા જેવી હોત, તો તારા પણ એવા જ વિચારો હોત." નિરજને પોતાના હૃદય શોકના કારણનું દર્શન કરાવ્યું.

"જો તમારી ઇચ્છા હોય, તો તમારા બંધુને અહી બોલાવી લઇએ અને કહો તો ત્યાં જ તે સુખમાં રહે, એવી વ્યવસ્થા કરી આપીએ. એ સર્વ કરવાની મારામાં શક્તિ છે, પરંતુ તમારા વિયોગદુ ખને સહન કરવાની મારામાં શક્તિ નથી. તમે પરપુરુષ છતાં પણ મેં તમારા શરી-

રને સ્પર્શ કર્યો છે અને અચેતન અવસ્થામાં શુશ્રુષા પણ મેં જ કરી છે. માટે એક આર્ય અબળા હવે કદાપિ બીજા પુરુષનુ પાણિગ્રહણ કરી શકે નહિ. જો તમે મારો અસ્વીકાર કરશો, તો અવસ્ય એક અનપરાધની અબળાની આત્મહત્યાના હેતુ ઠરશો. હવે જેવી તમારી ઇચ્છા." સુશીલ યુવતીએ કહ્યું.

નિરજન હવે એનું કાંઈ પણ ઉત્તર આપી શકે તેમ હતુ નહિ. આર્યસ્ત્રીના ધર્મથી તે સારી રીતે જાણીતો હતો અને તેથી એનો પ્રેમ ન સ્વીકારવાથી એ સ્ત્રી અવસ્ય આત્મહત્યા કરશે, એવી તેના મનમા પણ ભીતિ થવા લાગી. તેથી નિરુપાય થઇને તેણે તે શ્વેતવસના સુન્દરીને જણાવ્યું કે,—

" લલને! તારા હઠથી હુ હાર્યો અને મેં તારો પ્રેમ સ્વીકાર્યો. પણ જ્યાં સૂધી મારા બધુ માટે કાંઈ પણ વ્યવસ્થા કરવામાં નહિ આવે, ત્યા સૂધી મારા મનમાં સદા સર્વદા શોકનો અગ્નિ પ્રજળ્યા કરશે, એનુ સ્મરણ તારે રાખવાનું છે."

યુવતીના આનંદનો પાર રહ્યો નહિ. તે એકાએક નિરંજનને ગળે બાઝી પડી અને નેત્રોમા હર્ષાશ્રુ સહિત કહેવા લાગી કે, "આજે મારા સ્ત્રીજન્મની સાર્થકતા થઈ—હું મનોગમતો સ્વામી પામી. પ્રાણવલ્લભ! ફરી પણ એકવાર તમારા મધુર મુખથી કહો કે, તમે મને પોતાની પ્રિયતમા બનાવી ચૂકયા છો! શુ તમે મને પોતાની અર્ધાંગના ધારો છો? મને પોતાની દાસીની પદવીથી વિભૂષિત કરી ચૂકયા છો? મારા પ્રેમમાર્ગના તમે પ્રવાસી છો? મારા યૌવનવનના વિલાસી છો?"

નિરંજને એક મૃદુ ચુમ્બનથી એનું ઉત્તર વાળ્યુ. બન્ને પ્રેમીઓ હર્ષાતિરેકથી નિ સ્તબ્ધ થઈ ગયાં. તેમનાથી વિશેષ કાંઈ પણ બોલી શકાયું નહિ. એટલામાં તે સુન્દરીને દૂરથી કોઈ બોલાવતું હોય, એવો ધ્વનિ સભળાયો. બન્નેનુ ધ્યાન તે તરફ દોરાયુ. તત્કાળ એક વૃદ્ધ દાયા તે સ્થળે આવી અને તે સુન્દરીને સંબોધીને કહેવા લાગી કે, "નજીરન્! તારા કાકા નવ્વાબ સુલયમાન કયારના આવીને તારા મહાલયમાં તારી વાટ જોતા બેઠા છે, અને તુ તો અહી અયશ આરામમાં મશગૂલ થએલી બેઠી છે. ચાલ ઉતાવળે."

નજીરન્, નામ સાંભળતાં જ નિરંજન ચમકયો અને એકદમ તેણે પોકાર કર્યો કે, " શુ ત્યારે આ યુવતી કોઈ યવનકન્યા છે?"

"જી હા. નવ્વાબની ભત્રીજી છે." દાયાએ જવાબ આપ્યો.

"થઈ ચૂકયુ, અતે હું ધર્મ ભ્રષ્ટ થયો." એમ કહીને નિરજન પૃથ્વી પર મૂર્ચ્છિત થઈ પડ્યો. નજીરન્ તેને મહાલયમાં ઉપડાવી ગઈ.

# તૃતીય પરિચ્છેદ
## ઇતિહાસદર્શન

પ્રસ્તુત પરિચ્છેદમાં કેટલાક ઐતિહાસિક વિષયોનો ઊહાપોહ થવાનો છે. યદ્યપિ નવલકથામાં આવા વિષયોનો ઉલ્લેખ કરવાથી કેટલાક પાઠકો વાચનથી વિરક્ત થાય, એવી ભીતિ રહે છે; તથાપિ નવલકથાના સર્વ અંગોને પરિપૂર્ણ કરવા માટે નિરુપાયે એવા વિષયોના વર્ણનમાં અનેકવાર પ્રવૃત્ત થવું પડે છે. જે જનોની ઇતિહાસમાં સર્વથા રુચિ ન જ હોય, તેવા જનો પ્રસ્તુત પરિચ્છેદનો ત્યાગ કરી શકે એમ છે. કિન્તુ જે જનોએ બંગાળાના ઇતિહાસનું સર્વથા સમીક્ષણ નથી જ કર્યું તે જનો આ નવલકથાની વસ્તુસંકલનાને સારી રીતે સમજી શકે, એ હેતુથી જ પ્રસ્તુત પરિચ્છેદનો પ્રારંભ છે. અસ્તુ.

શેરશાહથી હારીને મુગલ બાદશાહ હુમાયૂન્ દેશ ત્યાગીને પલાયન કરી ગયો હતો અને પાછળ શેરશાહ દિલ્લીના તખ્તપર બેસીને ભારતસામ્રાજ્યનું શાસન કરવા લાગ્યો હતો. કુતુબુદ્દીનના સેનાપતિ બખ્તિયાર ખિલજીએ બંગાલ અને બિહારના પ્રદેશોમાં વિજય મેળવ્યો, ત્યારથી એ બન્ને પ્રદેશો દિલ્લીશ્વરની આધીનતામાં આવ્યા અને ભિન્ન ભિન્ન શાસનકર્ત્તાઓ ત્યાં શાસન કરવા લાગ્યા. જો કે એ બે શાસનકર્ત્તાઓ દિલ્લીને આધીન તો હતા, કિન્તુ અમુક વિષયોને દિલ્લીશ્વર સમક્ષ નિર્દિષ્ટ કરવાની પરતંત્રતા વિના બીજી બધી બાબતોમા તેઓ સ્વતંત્ર હતા. પ્રજા તેમને જ બાદશાહ સમજતી હતી. પ્રાચીન ગૌડદેશ અથવા લક્ષણાવતી પઠાણ શાસન કર્ત્તાઓની રાજધાની હતી અને તે દેશની પ્રજા તેમને "ગૌડ દેશના બાદશાહ"ના નામથી જ બોલાવતી હતી. એમનામાંના જે લોકો પોતાને પરાક્રમી અને સાહસી માનતા હતા, તે લોકો દિલ્લીના વર્ચસ્વનો સ્વીકાર કરતા નહોતા. એ જ કારણથી વારંવાર મુગલો સાથે તેમનું યુદ્ધ થતું રહેતું હતું અને તેથી દેશમાં ભયાનક અરાજકતા અને વિપ્લવોનો વ્યાપાર ચાલૂ જ હતો. તેરમી સદીથી ચૌદમી સદીના મધ્યકાલ પર્યન્ત સર્વ શાસનકર્ત્તા પઠાણો દિલ્લીના તાબામાં હતા—અર્થાત્ પરતંત્ર હતા.

ઇ. સ. ૧૩૩૮ માં પઠાણ શાસનકર્ત્તા શાહ અલાઉદ્દીને એકાએક દિલ્લીશ્વરની આધીનતાનો ત્યાગ કરીને સર્વથા સ્વતંત્રભાવથી રાજ્યશકટ ચલાવવા માંડ્યું. એ પછી લગભગ એકસો વર્ષ સુધી સર્વ પઠાણ શાસનકર્ત્તાઓ એક રીતે દિલ્લીશ્વરના માંડળિક જેવા જ રહ્યા. જે સમયે ગૌડ દેશમાં "સોના મસ્જિદ" બનાવવામાં આવી હતી, તે સમયે નુસરત્શાહનો ભાઈ મહમૂદશાહ બંગાળાનો શાસનકર્ત્તા હતો અને તે સમયમાં જ શેરશાહ બિહારના પ્રતિનિધિનું કાર્ય કરતો હતો. જે વેળાએ

**લોહાણી** સરદારો એના પ્રાણવધનો પ્રપંચ કરવા લાગ્યા, તે વેળાએ ત્યાંથી ભાગીને તે બંગાળામાં આવ્યો અને **મહમૂદશાહ**ના શરણમાં નિવાસ કરવા લાગ્યો. કેટલાક દિવસ પછી ઘોર વિશ્વાસઘાત કરીને "રોહિતાસ" નામક કિલ્લો તેણે પોતાના કબ્જામાં લઈ લીધો અને **મહમૂદશાહ**ને ગૌડ દેશમાંથી કાઢી મૂકયો. એ જ કારણથી **શેરશાહ** અને **હુમાયૂન્** વચ્ચે પરસ્પર વિરોધ ઉત્પન્ન થયો. પરતુ તે સમયે **શેરશાહ**નું ભાગ્ય બળવાન્ હતું, એટલે વિશ્વાસઘાતની સહાયતાથી તેણે દિલ્હીના બાદશાહનો એ ત્રણ યુદ્ધમાં પરાજય કર્યો જ્યારે સપૂર્ણ ભારતવર્ષમાં હુમાયૂન્‌ને ઊભા રહેવાનું પણ સ્થાન રહ્યું નહિ, ત્યારે તે ભારતવર્ષને ત્યાગીને ઈરાન તરફ ચાલ્યો ગયો રાજપ્રતિનિધિ **શેરશાહ** બાદશાહની પદવી ધારણ કરીને દિલ્હીના સિંહાસને વિરાજ્યો.

**શેરશાહ**ના શાસનના સમયમાં સપૂર્ણ બગાળા દેશ તેના તાબામા રહ્યો. તેણે બગાળાના કેટલાક ભાગો કરીને પ્રત્યેક ભાગમાં એક એક શાસનકર્ત્તા નીમી દીધો તે એક મહાચતુર અને કાર્યદક્ષ બાદશાહ હતો. જ્યાંસૂધી તેણે રાજ્ય ચલાવ્યું, ત્યાંસૂધી કોઈ પણ પ્રકારના ટટા બખેડાની ઉત્પત્તિ થઈ નહોતી તેના મરણ પછી તેના શાહજાદા **સલીમે** પણ સર્વથા નિર્વિઘ્ન રાજ્ય ચલાવ્યું અને સુખમાં જ સ્વર્ગવાસી થયો

**સલીમ**ના સ્વર્ગવાસ પછી પાછો સમસ્ત દેશમા ઘોરતમ અરાજકતાનો અગ્નિ પ્રજળવા લાગ્યો. **સલીમ**નો પુત્ર, **અદલશાહ**ના હાથથી માર્યો ગયો અને એ સમાચાર સાંભળીને બગાળાનો સૂબેદાર **મહમ્મદ**ખા સ્વતત્ર થઈ બેઠો. પરતુ એ ધૃષ્ટતાનું ફળ તેને સત્વર જ ભોગવવું પડ્યુ અદલશાહના નામાંકિત **સેના**પતિએ–કે જેનુ નામ **હેમૂ** હતુ–તેનો યુદ્ધમાં પરાજય કર્યો અને તેને મારી નાખ્યો. એથી અગ્નિ વધારે ભડકયો. **મહમ્મદ**નો પુત્ર **બહાદુરશાહ** મોટી સેના લઇને બાદશાહ સામો લડવાને આવ્યો. **મોંગીર** પાસે ઘોર યુદ્ધનો આરંભ થયો અને અદલશાહ માર્યો ગયો. એ પછી છ સાત વર્ષ પર્યન્ત બંગાળામાં ઘણી જ અરાજકતા વ્યાપેલી રહી. એ સમયમાં પ્રબલ પ્રતાપી મુગલકુલભૂપણ **અકબરશાહ** દિલ્હીના સિહાસને વિરાજમાન થઇને પોતાના અસીમ સાહસ અને બળની સહાયતાથી ધીમે ધીમે પોતાના રાજ્યના વિસ્તારને વધારી રહ્યો હતો. એ સમયે પ્રસંગને અનુકૂલ જોઇને **સુલયમાનખાને** બંગાળાના રાજ્યને પોતાના અધિકારમાં કરી લઇને બાદશાહને નજરાણું મોકલી, તેની આધીનતાનો સ્વીકાર કર્યો. **અકબરશાહ** પણ એથી ઘણો જ પ્રસન્ન થયો અને કોઈ પણ પ્રકારના વિગ્રહ વિના બંગાળાને પોતાની આધીનતામાં આવેલો જોઇને કોઈ પણ જાતનો વાંધો ઉઠાવવાનું તેણે વ્યાજબી ન ધાર્યું.

સુલયમાનખાને સિંહાસનારૂઢ થઇને રાજ્યના વિસ્તાર અને ઉન્નતિની ચેષ્ટા કરવા માંડી. તેણે લક્ષણાવતી જેવું જ એક બીજું નગર વસાવ્યું—ગૌડ દેશથી થોડા અંતરે ભાગીરથીના તીર પ્રાંતમાં તાંડાનામક સ્થાનને પોતાની રાજધાની બનાવી. તાંડામાં રાજધાનીની સ્થાપના કરવાની સાથે જ તેણે ત્યાં મોટી મોટી ઇમારતો, મનોહર બગીચાઓ, મહાન્ રાજમાર્ગો, સુશોભિત સરોવરો અને અનેક પણ્યવીથિકાઓ ઇત્યાદિ બનાવરાવ્યાં. થોડા જ દિવસમાં તાંડા નગર દિલ્લીની બરાબરી કરવા લાગ્યું. એ નગર સમક્ષ લક્ષણાવતીની શોભા મલિન થઈ ગઈ. સુલયમાને એ જ નગરમાં પોતાના નિવાસ માટે એક ભવ્ય, વિશાળ અને સુંદર ભવન ચણાવ્યુ અને તેમાં નિવાસ કરીને સુખ તથા શાન્તિનો ઉપભોગ લેવા લાગ્યો.

બંગાળામાં જો કે સર્વત્ર યવનોનો અધિકાર જામી ગયો હતો, છતાં પણ ઓરીસા માત્ર આર્યોનુ સ્વતત્ર રાજ્ય જોવામાં આવતું હતું. પ્રાચીન કાળથી જ ઓરીસા પોતાની સ્વતંત્રતાનું રક્ષણ કરતું આવ્યું હતુ. એટલે કે, મુસલ્માનોના અભ્યુદયના સમયમાં પણ એની સ્વાધીનતા અચળ રહી હતી. વચવચમાં જે પરિવર્ત્તનની કેટલીક ઘટનાઓ બનતી હતી, તેમનું કારણ વિદેશીય યવનો નહોતા, કિન્તુ એ ઝગડાઓ પોતપોતાના જ હતા. ઓરીસામાં પ્રાચીનકાળથી હિંદુ-રાજાઓ જ શાસન કરતા ચાલ્યા આવ્યા હતા. અમે નથી કહી શકતા, કે, જે યવનોએ પોતાના અસીમ સાહસ અને અદ્વિતીય પરાક્રમના યોગે સમસ્ત ભારતવર્ષને પોતાના અધિકારમાં કરી લીધુ હતું, તે યવનોના પ્રહારથી તે સમયમાં માત્ર ઓરીસાનું રાજ્ય જ કેવી રીતે બચી શક્યું? ઓરીસાના રાજાઓ પણ કાંઈ એટલા બધા પરાક્રમી હતા નહિ. અર્થાત્ મુસલ્માનોના દુર્દમ્ય પ્રતાપ સમીપ ટક્કર ઝીલવાની તેમનામાં શક્તિ નહોતી—તેઓ સ્વાભાવિક રીતે જ દુર્બળ, ભયભીત અને યુદ્ધવિદ્યામાં અજ્ઞાન હતા. ત્યારે ઓરીસા આટલો સમય સ્વાધીન કેવી રીતે રહી શક્યું? અનુમાન એટલુ જ કરી શકાય છે કે માત્ર પોતાના ભાગ્યની પ્રબળતાથી જ સોળમી સદી સુધી ઓરીસા પોતાના સ્વાતંત્ર્ય અને ગૌરવની રક્ષા કરી રહ્યું હતું—બીજું કોઈ પણ કારણ જણાતું નથી.

બંગાળાનો અધિપતિ સુલયમાનખાન નિષ્કંટકતાથી રાજ્યસુખનો ઉપભોગ લેતો હતો. જો કે તેના સુખમાં કોઈ પણ પ્રકારની ન્યૂનતા હતી નહિ, તોપણ મનુષ્યનો એવો સ્વભાવ જ છે કે, તે નંદનો ભંડાર મળે કે પૃથ્વીનું રાજ્ય મળે, તોપણ અસંતોષી તો રહેવાનો જ. એ નિયમને અનુસરીને કોઈ કોઇવાર તેની દૃષ્ટિ ઓરીસાના રાજ્યમાં જઈ

પડતી હતી અને તે લઇ લેવાની પણ તેની ઇચ્છા થયા કરતી હતી. પરન્તુ એ મહત્ત્વાકાંક્ષાએ અદ્યાપિ ભયંકર રૂપ ધારણ કર્યું નહોતુ. તેથી જ અત્યારે શાંતિ હતી.

---

## ચતુર્થ પરિચ્છેદ

### નજીરુન્નિસા

દ્વિતીય પરિચ્છેદમા જે શ્વેતવસના સુન્દરીનું આપણે દર્શન કર્યું હતુ, તે સુન્દરી કાણ હતી? એ જાણવાની વાચકાને સ્વાભાવિક જિજ્ઞાસા હશે, અને તેને તૃપ્ત કરવી એ અમારુ કર્ત્તવ્ય છે. તૃતીય પરિચ્છેદમાં દાયાએ આવીને તેને નજીરનના નામથી બાલાવી હતી, તેથી વાચકાને તેના આર્યત્વ વિશે શંકા તા થઈ હશે જ અને જો તેવી શંકા થઈ હાય, તા તેમની તે શંકા સત્ય છે. ખરેખર એ આર્ય અબળા નહિ, પરતુ યવન કુમારી જ હતી. ત્યારે તે કાણ હતી? એટલા જ પ્રશ્ન અવશિષ્ટ રહ્યો અને તેના ઉત્તરરૂપ પ્રસ્તુત પરિચ્છેદના આરંભ છે.

બગાળાના નવ્વાબ સુલયમાનના એક બધુ હતા, તેનું નામ તાજખાન હતું. એ ઘણા જ તેજસ્વી અને પરાક્રમી પુરુષ હતા. બંગાળામાં પ્રથમ વિજય એણે જ મેળવ્યા હતા. તાજખાનની એક દુખતર (પુત્રી) હતી અને તેનું ઇસ્મે. મુબારિક (શુભ નામાભિધાન) નજીરુન્નિસા હતુ. છતાં પણ તેની બાલ્યાવસ્થાથી જ તેને નજીરનના ટુકા નામથી બાલાવવાના સર્વના પ્રઘાત પડી ગયા હતા. બગાળાની પ્રજા તાજખાનને ઘણા જ પૂજ્ય પુરુષ માનતી હતી અને તેનામાં તેના ઘણા જ સારા ભાવ હતા. તાજખાનનું જે વેળાએ અચાનક મરણ થયું, ત્યારે લાકાના એવા દૃઢ અભિપ્રાય બંધાઈ ગયા હતા કે, તેના ભ્રાતા સુલયમાને જ તેને વિષપ્રયાગ કરીને મારી નખાવેલા હાવા જોઇએ. એ કારણથી ગૌડ દેશમાંના તાજખાનના પક્ષના પુરુષાએ ગુપ્ત રીતે સુલયમાનખાન વિરુદ્ધ ભીષણ વિદ્રોહ કરવાના પ્રયત્ન કર્યો હતા, પરતુ તેની સફળતા થવા પહેલાં સુલયમાનને એ વિષયની જાણ થઈ ગઈ અને તેથી ગૌડ દેશને ત્યાગીને તેણે તાંડાને પાતાની રાજધાની બનાવી–તે ત્યાં જ નિવાસ કરવા લાગ્યા. કેવળ નજીરન્ વિના તાજખાનનું બીજું કાઈ સન્તાન હતું નહિ. કદાચિત્ એ પુત્રીને પીડવાથી લાકા ઉશ્કેરાઈ જશે એવા ભયથી અને પાતાના શરીરપર લાગેલા કલંકના દાગને ધાઈ નાંખવાના હેતુથી રાજકાર્યદક્ષ સુલયમાને નજીરનને ઘણા જ સ્નેહથી પાળીને મોટી કરવા માંડી. એ પુત્રીનું એટલુ બધું માન રાખવામાં આવતુ હતું કે, જે વેળાએ તે જે કાંઈ પણ કરવા ઇચ્છે, તે કાર્ય તે તે જ ક્ષણે કરી

શકતી હતી. જો કે તે સમયે તેનું વય પણ વધારે હતું નહિ, છતાં પણ તેની આજ્ઞાનું પરિપૂર્ણતાથી પાલન કરવામાં આવતું હતું. ભત્રીજી છતાં સુલયમાને તેને પોતાની પુત્રી કરતાં પણ વધારે પ્યાર મહબ્બત અને લાડથી ઉછેરીને મોટી કરી હતી.

જ્યારે નજીરુન્નિસા વયમાં આવી ત્યારે સુલયમાને તેને સ્વતંત્રતાથી રહેવા માટે એક જૂદું જ ભવ્ય ભવન બધાવી આપ્યું હતું. એ ભવનની આસપાસ એક વિશાળ અને સુંદર ઉપવન પણ શોભી રહ્યું હતું અને પોતાની દાસીઓ સહિત નજીરન્ આનંદપૂર્વક એ ભવનમાં નિવાસ કરતી હતી.

નજીરુન્નિસા પોતે જેમ શરીરે અત્યંત રૂપવતી હતી, તેમ તેનુ હૃદય પણ શુદ્ધ અને નિર્મળ હતું તેણે બંગાળી અને ફારસી ભાષાનો ઘણો જ સારો અભ્યાસ કરેલો હતો તથા સંગીત વિદ્યામાં પણ પોતે અદ્વિતીય પ્રવીણતા ધરાવતી હતી. અર્થાત્ સાહિત્ય અને સગીતના જ્ઞાન વિનાના મનુષ્યને પુચ્છવિહીન પશુની ઉપમા આપવામાં આવે છે, તે હીન ઉપમાને પોતાના શિરે ન આવવા દેવા માટે જ જાણે તેણે સાહિત્યમાં અને સંગીતમાં—ઉભયકળાઓમાં—પ્રવીણતા પ્રાપ્ત કરી હોયની, એવો જ ભાસ થતો હતો સારાંશ કે, નવ્વાબજાદી હોવા છતાં સુખ અને વૈભવના પ્રમાદપૂર્ણ માર્ગોમાં ન વળતાં સારા માર્ગે વિચરવાના વ્રતનો જ તેણે સ્વીકાર કર્યો હતો. એવી અબળાઓ વિરલ જ દૃષ્ટિગોચર થઈ શકે છે.

જે કારાગૃહમાં નિરજનને રાખવામાં આવ્યો હતો, તે કારાગૃહ નજીરનના મકાનની પાસે જ આવેલું હતુ. જે કોટડીમાં નિરજનને પૂરવામાં આવ્યો હતો, તેની ઉપર જ નજીરનના મહાલયની બારી પડતી હતી. અર્થાત્ જે જે વેળાએ દુઃખના આવેશમાં નિરજન ગીતાનો પાઠ કરતો હતો, ત્યારે ત્યારે તેનો ધ્વનિ બારીમાં વૃક્ષોની શોભાને જોતી બેઠેલી નજીરનનાં કર્ણોમાં જઇને અથડાતો હતો. એથી તેણે પોતાની દાસીદ્વારા એ બંદીવાનની ખબર મેળવી અને તેની નિર્દોષતા તથા સૌન્દર્યના સમાચાર જાણીને તે કોમલહૃદયા કામિનીના અતઃકરણમાં તેના માટે ઘણી જ દયા ઉત્પન્ન થઈ. તેથી એક દિવસ સધ્યાકાળે તે પોતે એક સન્યાસિની જેવો શ્વેત પોશાક—સાડી—પહેરીને ગુપ્ત રીતે કારાગૃહમાં ગઈ. નિરજન અચેતન થઇને પડ્યો હતો અને તેનું દુ ખ ન દેખી શકવાથી વૃદ્ધ સિપાહી આત્મહત્યા કરવા જતો હતો, તેનો હાથ પકડીને તેને અટકાવનારી શ્વેતવસના સુન્દરી તે એ જ નજીરન્ હતી. નિરંજનનું નિર્મળ મુખ અને સ્વરૂપયુક્ત શરીર જોઇને તથા તેની નીતિ ધીરતાને અવલોકીને નજીરનના મનમાં કોઈ ભિન્ન પ્રકારના ભાવોનો ઉદ્ભવ થયો. આપણે કહી તો આવ્યા છીએ જ કે, નજીરન્ જે ઇચ્છે,

તે કરવાને શક્તિવતી હતી—અર્થાત્ પોતાની સત્તાનો તેણે તત્કાળ ઉપયોગ કર્યો. કારાગૃહના રક્ષકોને આજ્ઞા કરીને નિશ્ચેષ્ટ નિરંજનને તે પોતાના સ્વર્ગતુલ્ય સદનમાં લઈ ગઈ અને ત્યાં તેને સચેત કરવા માટે તેણે ઔષધોપચાર તથા સેવા શુશ્રુષામાં કોઈ પણ પ્રકારની ન્યૂનતા રાખી નહિ.

નિરંજન અદ્વિતીય સ્વધર્મનિષ્ઠ પુરુષ હતો અને એટલા માટે જ તે મરવાને તૈયાર થયો હતો, એ સઘળું નજીરને પેલા વૃદ્ધ સિપાહી પાસેથી જાણી લીધુ હતું. એથી તે ચેતનાવસ્થામાં આવતાં પોતાને એક યવન સ્ત્રી જાણીને પશ્ચાત્તાપથી કદાચિત્ એકાએક મરણ પામે, એવી ભીતિ હોવાથી તેણે પોતાના મહાલયમાંની કેટલીક યવનતાદર્શક વસ્તુઓને દૂર કરી દીધી હતી અને સર્વ દાસીઓને હિન્દુ પોશાકમાં રહેવાની આજ્ઞા આપી દીધી હતી. તે પોતે પણ સંન્યાસિની સમાન શ્વેત વસ્ત્રો ધારીને જ નિરંજન પાસે બેસી રહેતી હતી. એથી જ આપણે આગળ જોઈ આવ્યા, તેમ નિરંજન તેને ઓળખી શકયો નહોતો. વળી નજીરન્ પોતે બંગાળી ભાષા ઘણી જ સારી જાણતી હોવાથી અને કેટલાંક હિન્દુ ધર્મગ્રંથોનું પણ તેણે અવલોકન કરેલુ હોવાથી તેની ભાષા પણ એટલી બધી શુદ્ધ થઈ ગઈ હતી કે, તેને ભાગ્યે જ બીજુ કોઈ પણ એક યવન કુમારી તરીકે ઓળખી શકે

એક યવન બાળા અને તે પણ આર્યધર્મના હડહડતા શત્રુ નવ્વાબ સુલયમાનની ભત્રીજી એક બ્રાહ્મણ પ્રતિ આવી દયા દર્શાવે, એ જો કે પ્રથમ દૃષ્ટિથી આપણને આશ્ચર્યકારક ઘટના દેખાય છે, પરંતુ જ્યારે આપણે પોતે પ્રેમશાસ્ત્રનું અધ્યયન કરવામાં પ્રવૃત્ત થઈએ છીએ, ત્યારે એવી ઘટનાઓની શકયતાવિશે આપણા મનમાં લેશ માત્ર પણ શકા રહેતી નથી. પ્રેમથી ભિન્ન ભિન્ન મનુષ્યોનાં મનો એકત્ર થાય છે. તેમની કઠોર વૃત્તિઓનો પ્રેમકુઠારથી સંહાર થતાં તેઓ પરસ્પરને મમતાની દૃષ્ટિથી જોવા માંડે છે. શત્રુત્વનો સ્નેહના સાધનવડે નાશ થવાથી તેઓ પરસ્પર મિત્રો બની જાય છે. પ્રેમ, એ જ સજ્જનોનો આનંદ છે, બુદ્ધિમાનોનું આશ્ચર્ય છે અને દેવોનું કૌતુક છે. પ્રેમની ભાવના સર્વના હૃદયમાં વસેલી હોય છે અને પ્રેમ સાધ્ય થયો, એટલે મનુષ્યને આ વિશ્વ—નશ્વર વિશ્વ પણ સ્વર્ગ સમાન દૃષ્ટિગોચર થાય છે. કોમલતા, વિશ્રામ, ઇચ્છા, મમતા, માર્દવ અને સૌન્દર્ય ઇત્યાદિ ગુણોનો ઉત્પાદક પિતા પ્રેમ જ છે. પ્રેમ, ઉત્તમ ભાગને સ્વીકારીને કનિષ્ઠતાનો ત્યાગ કરે છે. પ્રત્યેક ભાષણ, કૃતિ અને ઇચ્છામાં તે મનુષ્યનો માર્ગદર્શક થઇને અને સદા સર્વદા સંગમાં રહીને મનુષ્યનું રક્ષણ કરે છે. દેવો અને મનુષ્યોનો સત્ય વૈભવ તે એ પ્રેમ જ છે અને મનુષ્યને વિશ્વના ભિન્ન ભિન્ન

માર્ગો પણ એ જ બતાવે છે. પ્રેમે બતાવેલા માર્ગમાં વિચરવું, એ મનુષ્ય જાતિને માટે ઘણું જ લાભકારક અને હાનિહારક છે. પ્રેમે સર્વ સ્થળે અને સર્વ કાળમાં મનુષ્યોને પોતાના તાબામાં કરી રાખેલા છે. જે વેળાએ દેશમાં શાંતિ હોય છે, તે વેળાએ લોકો પ્રેમના વૈભવોનાં ગાનો ગાય છે અને યુદ્ધ પ્રસંગે પ્રેમ માટે શિરને હસ્તમાં લઇને રણભૂમિમાં પ્રવેશ કરે છે. પ્રેમનો વાસ પર્ણકુટીમાં છે, તેવો જ રાજમહાલયમાં પણ છે. વિશ્વના મનુષ્યોમાં અને સ્વર્ગના સુરોમાં પ્રેમનો એકસરખો નિવાસ છે. કારણ કે, પ્રેમ તે સ્વર્ગ અને સ્વર્ગ તે જ પ્રેમ છે.

સારાંશ કે, નજીરુન્નિસા નિરંજનના પ્રેમની આકાંક્ષિણી થઈ હતી. અને તેને તે કારાગૃહમાંથી ઉપાડી લાવી હતી, તેમાં તેના કાકા સુલયમાનનો પણ હાથ તો હતો જ. નિરંજને જ્યારે એને એક યવન યુવતી તરીકે ઓળખી, તે વેળાએ જ તે મૂર્ચ્છિત થઈ ગયો અને તેને નજીરન્ મહાલયમાં ઉપડાવી લાવી, એ આપણે જાણી આવ્યા છીએ એ વેળાએ બગાળાનો અધિપતિ સુલયમાનખાન પણ મહાલયમાં બેઠેલો હતો, એ પણ વાચકોના લક્ષથી બહાર તો નહિ જ હોય. મૂર્ચ્છિત નિરજનના મુખપર ગુલાબ જળ ઇત્યાદિનુ સિંચન કરીને તેને સાવધ કરવામાં આવ્યો અને નેત્રો ઉઘડતાં જ પોતાને અસહ્ય આપત્તિમાં નાંખનાર નવ્વાબને પોતાની સામો બેઠેલો જોઇને.તે ભય અને આશ્ચર્યના મિશ્રિત ભાવથી ક્ષણૈક દિગ્મૂઢ જેવો બની ગયો. કદાચિત્ તે પાછો મૂર્ચ્છિત થઈ ગયો હોત, પણ એટલામાં નવ્વાબે તેનો હાથ પકડી લીધો અને શાંત મુદ્રાથી તેને આશ્વાસન આપીને કહ્યુ કે,—

"આટલા બધા ગભરાટનું શુ કારણ છે? અહી તારો દુશ્મન્ કોઈ પણ નથી, તુ સર્વથા નિર્ભય છે. બંગાળાનો નવ્વાબ કે જે આટલા દિવસ તારો શત્રુ હતો, તે હવે તારો મિત્ર થવા માગે છે. શુ તું તેની મિત્રતાનો અસ્વીકાર કરીશ? તારો જેવો મનોભાવ હોય, તેવો સ્પષ્ટ જણાવી દે."

"એક યવનનાં વચનોમાં હું કદાપિ વિશ્વાસ રાખી શકું નહિ. છતાં પણ ઓ નવ્વાબ! હું તને પૂછવાનું સાહસ કરુ છુ કે, નજીરન્ કોણ છે અને આ મહાલય કોનો છે? એ જાણવા પછી જ મારે જે કાંઈ પણ બોલવાનું હશે, તે બોલીશ." નિરજને ધૈર્ય અને સાહસથી નવ્વાબને એ પ્રશ્ન પૂછ્યો.

"નજીરન્ મારા ભાઈ તાજખાનની પુત્રી અને મારી ભત્રીજી છે, ને આ મહાલય મારું છે—એટલે કે, મેં ખાસ એના નિવાસ માટે બંધાવી આપેલુ છે. નજીરનની પ્રાર્થનાથી જ હું તારાપર મેહરબાન થયેલો છુ." નવ્વાબે કહ્યું.

"તાજખાનની પુત્રી અને મારી ભત્રીજી" એ શબ્દો સાંભળતાં જ

નિરજન પૃથ્વીપર પટકાઈ પડ્યો, અને નેત્રોમાંથી અશ્રુની ધારા વર્ષાવતો નિશ્વાસપૂર્વક કહેવા લાગ્યો કે, “અફસોસ! અંતે આ બ્રાહ્મણ-શરીર યવનોના અન્નાહારથી ભ્રષ્ટ થઈ ચૂક્યું! બ્રાહ્મણકુલસ્થ નિરંજનનું આજે નિધન થઈ ચૂક્યું!! નવ્વાબ! તારી ધારણામાં અંતે તું ફળીભૂત થયો–કારાગૃહમાં તારો કાંઈ પણ ઉપાય ન ચાલ્યો, ત્યારે તે પોતાની સ્વરૂપવતી ભત્રીજીને પોતાનું આયુધ બનાવી કપટતંત્રથી મને ધર્મભ્રષ્ટ કર્યો! પણ મને ધર્મભ્રષ્ટ કરવાથી તને શો લાભ થવાનો છે?' ઉલટો મારા જીવનનો તેં જીવતાં છતાં નાશ કર્યો. હવે હું જીવવાનો તો નથી જ જોઈએ તો અત્યારે જ મારો શિરચ્છેદ કર અને જોઈએ તો વનમા જઈને મરવા માટે મને બંધનમુક્ત કરી દે.”

નિરંજનના એ વાગ્બાણથી સુલયમાનનું હૃદય વીધાઈ ગયું, અને મનમાં તેને ઘણો જ કોપ થયો છતાં પણ પોતાના કોપને દબાવી રાખીને તે પૂર્વ પ્રમાણે શાંત મુદ્રાથી જ કહેવા લાગ્યો કે, “કારાગૃહમા તુ જીવતો રહ્યો હોત કે મરી ગયો હોત, એની મને જરાપણ દરકાર હતી નહિ. જો કે, કોઈ પણ બીજા ધર્મનો મનુષ્ય અમારા દીનનો સ્વીકાર કરે, તો તેમાં અમે સવાબ તો માનીએ છીએ, તોપણ તુ મુસલ્માન થાય, એમાં મારો પોતાનો કાંઈ પણ અગત લાભ સમાયલો નહોતો. માત્ર આ નજીરન્નો તારામાં પ્રેમ બંધાયો અને તેથી જ મજબૂર થઈને મારે અહી આવવું પડ્યું. એ વિના મારો બીજો કોઈ પણ હેતુ નથી”

હવે નિરંજનને નજીરને કરેલી પ્રેમયાચનાનું સ્મરણ થયું ઘડીભર તેનાથી કાંઈ પણ બોલી શકાયું નહિ થોડીકવાર રહીને તેણે પૂછ્યુ, “શું તમારી ભત્રીજી મારા સાથે વિવાહગ્રન્થિથી બંધાવા માગે છે?’

“હા–એવો એનો મનોભાવ છે ખરો અને હું પણ એ વિષયમા મારી અનુમતિ આપી ચૂકયો છુ.” નવ્વાબે ટૂંકો જવાબ આપ્યો.

“અને કદાચિત્ હું એમ ન કરી શકુ તો? હું એના પ્રેમનો અસ્વીકાર કરું તો?” નિરજને પુન પ્રશ્ન કર્યો.

“તો બીજુ કાંઈ પણ નહિ, પણ એક નિરાધાર નારી તારા વિરહના વહ્નિમાં બળી જળીને ભસ્મીભૂત થશે અને તારા કપાળે સ્ત્રી-હત્યાના કલકનો દાગ સદાને માટે લાગી જશે.” નજીરને નવ્વાબને ન બોલવા દેતાં વચમાં જ નિરાશા પૂર્વક પોતાનો મનોભાવ વ્યક્ત કરી નાંખ્યો.

સ્ત્રી અને તેમાં પણ એક સાન્દર્યવતી સ્ત્રી, એક એવી વસ્તુ છે, કે જે સમસ્ત મનુષ્ય જાતિને લુબ્ધ કરવા માટે પૂર્ણ શક્તિવતી હોય છે. મનુષ્યો પ્રથમ ચાટૂક્તિની કળા સ્ત્રીઓ પાસેથી જ શીખેલા છે. અથાત્ પુરુષ ગમે તેવો દુ:ખમાં પડેલો હોય અને ગમે તેટલો

કોપમાં પ્રબળ થએલો હોય, પણ જે વેળાએ તે કોઈ સુંદર કામિનીના કટાક્ષ અને હાસ્યનું દર્શન કરે છે, કે, તે જ પળે તેના દુઃખનો અને કોપનો એકાએક ન જાણી શકાય તેવી રીતે લોપ થઈ જાય છે. એ સર્વમાન્ય સિદ્ધાન્ત છે. નિરંજન એ સિદ્ધાન્તનો અપવાદ થઈ ન શકયો. તે નવ્વાબને જે કોપની દૃષ્ટિથી જોતો બેઠો હતો, તે કોપની દૃષ્ટિ નજીરન્માં તે રાખી શકયો નહિ. નજીરનનાં નમ્ર વચનો સાંભળતાં જ તેની મનોભાવનામાં અચાનક વિલક્ષણ પરિવર્તન થઈ ગયું. ચતુર નવ્વાબ તેની મુખચર્યાથી તેના મનોભાવને જાણી ગયો અને તેથી સમય સૂચકતાથી તે બોલ્યો કે,—

"'નિરંજન' જો નજીરનને સ્વીકારીશ, તો આ રાજ્ય પણ તારું જ છે, અને નહિ તો ભડે હાલે તારું મરણ થશે. એ ધ્યાનમાં રાખજે.'

નજીરનનાં નમ્ર વચનો અને નવ્વાબના ભયદર્શક કટાક્ષે નિરંજનના હૃદયમાં જોઈએ તેવુ જ પરિણામ નિપજાવ્યું નિરંજને મનમાં વિચાર કર્યો કે, "જે બનવાનું હતું, તે તો બની ગયુ છે—મારા ધર્મનો નાશ તો થયો અને હું પોતે ભ્રષ્ટ થઈ ગયો છુ. હવે જો નજીરનનો અસ્વીકાર કરું છું, તો જીવનની આશા પણ નથી અને એને સ્વીકારવાથી જીવન અને ધન ઉભયનો લાભ થાય છે. ત્યારે અત્યારે તો સમયને અનુસરીને વર્ત્તવામાં જ સાર છે." એવો વિચાર કરીને તેણે નજીરનને સંબોધીને કહ્યું કે, "સુન્દરિ ! તારાં નમ્ર વચનો અને તારા દૃઢતમ સ્નેહે મારી સ્વધર્મનિષ્ઠાના મૂલનું ઉચ્છેદન કરી નાંખ્યું છે. સ્ત્રીહત્યા કરતાં ધર્મહત્યાનું પાપ ન્યૂન છે, માટે હું તારા સાથે સદાને માટે સલગ્ન થવા તત્પર છુ. તું જેમ કહે તેમ કરવાને હું ખુશ છું."

નિરંજનના એ વચનોના શ્રવણથી જાણે કોઇએ હૃદયમાં અમૃતની ધારા વર્ષાવી હોયની ! તેવો જ નજીરનને સંતોષ થયો અને નવ્વાબની મુખમુદ્રામાં પણ આનંદનાં ચિન્હો દૃષ્ટિગોચર થવા લાગ્યાં. નજીરનને માટે તો આજે સુવર્ણના સૂર્યનો ઉદય થયો હોય, તેવું જ થયું.

"નિરંજન ! તારી અનુમતિથી હું ઘણો જ પ્રસન્ન થયો છું. ખરેખર તારાપર પાક પરવરદિગારની પૂરેપૂરી કૃપા છે કે, જેથી આજે તુ અમારા પવિત્ર દીનને કબૂલ કરવા માટે તૈયાર થયો છે. આવતી કાલે જ તને અમારા ધર્મમાં લેવાની ધર્મક્રિયા કરવામાં આવશે અને ત્યાર પછી નજીરનનો હાથ તારા હાથમાં સોંપાશે. તને દીનમાં લેવાની ક્રિયાના સમારંભની હું આજે જ તૈયારી કરાવું છું. અત્યારે તો તું અહી જ આનંદમાં રહે. પણ જોજે નાદાની કરીને ન્હાસવાની કોશીશ કરીશ નહિ. તારાપર સખ્ત ચોકી પહેરો કાયમ છે."

એમ કહીને નવ્વાબ ત્યાંથી ચાલ્યો ગયો અને નજીરન્ હસતી નિરંજન સમક્ષ પ્રેમમદમાં લીન થઇને ઊભી રહી.

ત્યારે શું નિરંજનનો નિશ્ચય ડગી ગયો? તે યવનધર્મને સ્વીકારવાને તત્પર થયો? હા—હાલ તો એમજ જણાય છે. પરંતુ મનુષ્યના મનની અને કાઇના અંતર્ભાગની કોઇને પણ ખબર પડતી નથી, એ નિયમ અનુસાર એમ કરવામાં તેનો અંતઃસ્થ હેતુ શો અને કેવો હશે, તે આપણાથી કહી શકાય તેમ નથી. અત્યારે તો જે બન્યું તે આપણે જોયુ, અને હવે પછી જે બનશે તે જોઈશું. માટે એનો વિશેષ ઉહાપોહ કરવો વ્યર્થ છે. અર્જુને ભગવદ્ગીતામાં ખરુ જ કહેલુ છે કે,—

"પ્રમાથિ મન છે કૃષ્ણ! બલવત્ દૃઢ અસ્થિર,
તેનો નિગ્રહ હું માનું, વાયુ પેઠે સુદુષ્કર"

એ વાક્ય અનુસાર નિરંજનના મનની ચંચલતાની કલ્પના કરી સતોષ માનવાનો છે.

---

## પંચમ પરિચ્છેદ
## યવનધર્મની દીક્ષા

બીજે દિવસે નવ્વાબના હુકમથી આખા શહેરમાં શાદી ( આનંદ ) નાં ચિન્હો પ્રકટ કરવામાં આવ્યાં. નજીરુન્નિસાના મહાલયને સારી રીતે નાના પ્રકારના શૃગારોથી શૃંગારવામાં આવ્યું, અને ફકીરો તથા ગરીબોને ક્ષુધાથી મુક્ત કરવા માટે પુલાવના દેગડા ચૂલપર ચડાવવામાં આવ્યા. બગીચામાં રાજકુટુંબના મનુષ્યો અને બીજા રિશ્તેદારો ( સગાં વ્હાલાં ) માટે ખાવા પીવાની વ્યવસ્થા કરવામાં આવી, અને મુસલ્માનોની પર્દેનશીન બીબીઓ માટેની ગોઠવણ ખાસ જનાનખાનામાં કરવાનો હુકમ થયો. એક પ્રહર દિવસ વીત્યા પછી નિરજનને એક ખાનગી ઓરડામા લઈ જવામાં આવ્યો અને ત્યાં હાજર રહેલા ખાસ હજ્જામે યવનધર્મના પ્રથમ ચિન્હ તરીકે તેની સુન્નત—ખતના—કરી નાંખી. પોતાના શરીરના સર્વથી કોમલ ભાગમાં તીવ્ર શસ્ત્રનો પ્રહાર થયા છતાં અને તેમાંથી અતોનાત રક્તનો પ્રવાહ વહેવા છતાં પણ નિરંજન—દૃઢચિત્ત નિરંજનના મુખમાંથી દુઃખનો એક પણ ઉદ્ગાર કે નેત્રોમાંથી અશ્રુનો એક બિન્દુ પણ નીકળ્યો નહિ. અત્યંત રક્તસ્રાવ થવાથી તે કાંઈક અચેતન જેવો તો થઈ ગયો, અને તેથી તેને ત્યાંથી ઉપડાવીને તેના સૂવાના ઓરડામાં લઈ જવામાં આવ્યો. વખણાયલા ને પોતાની વિદ્યામાં ઘણા જ સારા ગણાતા હકીમો તેની સારવાર માટે ત્યાં તૈયાર જ ઊભેલા હતા. તેમણે ત્વરિત જ તેને ઔષધોપચારથી શાન્ત કર્યો.

ખતનાનું કાર્ય નિર્વિઘ્ન પાર પડવાથી નવ્વાબ, નજીરુન્નિસા અને બીજા મુસલ્માનોના આનંદનો પાર રહ્યો નહિ. નિયમ પ્રમાણે પ્રથમ ગરીબ ગુરબાને ભોજનથી સંતોષવામાં આવ્યા અને ત્યાર પછી બીજા રિશ્તેદારો તથા અધિકારીજનોએ નજીરુન્નિસાની મેહમાનીને ઇન્સાફ આપ્યો. અહીં એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે, આવો આનંદદાયક પ્રસંગ હોવા છતાં પણ ત્યાં બાદાનૌશી (મદિરાપાન)નો બહાર દૃષ્ટિગોચર થતો નહોતો. ખાનું સમાપ્ત થયા પછી ગાનારીઓને બોલાવવામા આવી અને તેમના ગાયનથી અત્યંત પ્રસન્ન થયા પછી સર્વ મેહમાનો પોતપોતાને ઘેર જવા માટે ત્યાંથી ચાલ્યા ગયા. દિવસ પણ પૂરો થવા આવ્યો, તે આજે નિરંજનના બ્રાહ્મણત્વના પૂરા થવાની સૂચના આપતો હતો અને ચંદ્રનો ઉદય નિરજનના નવીન જન્મના ઉદયની સ્મૃતિ કરાવતો હતો. રાત પડતાં જ સમસ્ત નગરમાં દીપાવલી કરવામાં આવી, અને તેથી જાણે રાત્રિનુ આગમન જ થયું ન હોય,—દિવસ જ ઊગ્યો હોયની ! એવો લોકોને—જોનારાઓને ભ્રમ થવા લાગ્યો.

* * * * * * * *

સુન્નતના રક્તસ્રાવનો વ્યાધિ નિરજનના શરીરમાં લગભગ એક પક્ષ (પંદર દિવસ) પર્યન્ત રહ્યો. સોળમે દિવસે તેની પ્રકૃતિ સારી હોવાથી યવનધર્મની દીક્ષા આપવા માટે તેને ઘણી જ મોટી ધામધૂમથી મસ્જિદમાં લઈ જવામા આવ્યો. એ પ્રસગ માટે નવ્વાબે મસ્જિદને પણ ઘણા જ દબદબાથી શૃંગારાવી હતી. ત્યાં નવ્વાબનું ઘોડેસ્વાર અને પાયદળ સૈન્ય માર્ગમાં નવ્વાબને અને નવા દીનને સ્વીકારનાર નિરજનને મુજરો કરવા માટે સજ્જ થઇને ઊભુ હતું. સવારમા પહેલી નમાજના વખતે જ નિરંજનને મસ્જિદમાં લઈ ગયા હતા. ત્યા મૌલવી ફતેહમુહમ્મદ—કે, જે સર્વથી મહાન્ ધર્મગુરુ હતો—પોતાના દબદબા ભરેલા પોશાકમાં તૈયાર થઇને નૂતન દીક્ષિત નિરંજનને આવકાર આપવાને ઘણો જ અધીર થઇને તેની તથા નવ્વાબની કાગને ડોળે વાટ જોતો ઊભો હતો. નિરંજનના આવતાં જ તેને તેણે કાબા તરફ મોઢુ રાખીને દોજાનૂ (ગોઠણ મંડીએ) બેસાડ્યો અને તત્કાળ સવાલ કર્યો કે;—

"અય ખુદાના પાક બન્દા ! આજે તું અમારા પાક દીનનો સ્વીકાર શા કારણથી અને શી ભાવનાથી કરે છે ? તારા મનમાં જે કાંઈ પણ હોય, તે ખરેખરું જણાવી દે. એક શબ્દ પણ ખોટો ઉચ્ચારીશ નહિ."

એ સવાલ સદાના નિયમ પ્રમાણેનો જ હતો અને તેનો જવાબ શો આપવો, એ વિશેનો પાઠ નિરંજનને પ્રથમથી જ અતિશય દક્ષતાપૂર્વક ભણાવી રાખવામાં આવ્યો હતો. તેથી જરા પણ અટકવા વિના

નિરંજને તે જ ક્ષણે ઉત્તર આપ્યું કે, "હુ આટલા દિવસ સનાતન ધર્મ પાળતો અને દેવદેવીઓની મૂર્તિઓની સેવા કરતો હતો, પરંતુ વિચાર કરતાં મારો એવો નિશ્ચય થયો કે, એક જ વિશ્વમાં અનેક દેવો સંભવે જ નહિ. વિશ્વનો ઉત્પાદક, પાલક અને સંહારક પરમેશ્વર તો એક જ હોવો જોઇએ. મુસલ્માન ધર્મમાં માત્ર એક જ ખુદાને માનવામા આવે છે, અને તેથી જ આજે હું મુસલ્માન ધર્મનો સ્વીકાર કરુ છુ કોઇએ મારાપર કોઈ પણ પ્રકારનો બલાત્કાર કરેલો નથી અને મારી મરજી વિરુદ્ધ હું મુસલ્માન થતો નથી."

સર્વત્ર "આમીન, આમીન"નો ધ્વનિ પ્રસરી ગયો. મૌલવીએ પાછો સવાલ કર્યો, "મુસલ્માન ધર્મનો સ્વીકાર કરવો, એ કાંઈ સહેલી વાત નથી. એ ધર્મનો સ્વીકાર કરનારને કેટલા કેટલા કઠિન નિયમો પાળવા પડે છે, એની તને ખબર છે કે? જો ન જાણતો હોય તો પૂછી લે. નહિ તો અંતે તારી એક કવિએ કહ્યા પ્રમાણેની દશા થવાનો જ પ્રસગ આવશે,—

ગયે દોનો જહાનકે કામસે હમ ન ઇધરકે રહે ન ઉધરકે રહે,
ન ખુદા હિ મિલા ન વિસાલે સનમ ન ઇધરકે રહે ન ઉધરકે રહે"

"ઇસલામ ધર્મના જેટલા નિયમો હોય, તે સર્વ નિયમો પાળવાને તૈયાર છુ. એ વિશે તમારે લેશ માત્ર પણ શકા કરવી નહિ. દૃઢ નિશ્ચય કર્યા પછીજ હુ અહી આપના ચરણોમા દીનની દીક્ષા લેવાને આવેલો છુ" નિરજને ઉત્તર આપ્યુ.

"જો કે કુરાન શરીફમાં બીજા અનેક નિયમો કહેલા છે, પરતુ તે સર્વમાંથી મુસલ્માને ખાસ પાળવાના પાંચ નિયમો મુખ્ય છે. તે આ પ્રમાણે —એક જ ખુદામાં વિશ્વાસ રાખવો અને હજરત મહંમ્મદને તેનો પયંબર માનવો, દરરોજ પાંચ વખતની નમાજ પઢવી,* શક્તિ

* "Prayer is often enjoined in the Koran, but the five daily prayer-times are not mentioned in any one passage Thus –"Glorify God when it is evening, and at morning,– and to Him be praise in the heavens and earth,–and at after-noon and at noontide." The evening prayer is regarded as including both that before sunset and after sunset The traditions relate that Mohomet received instructions during his ascent to heaven to recite prayers five times a day, having by prayer reduced the requirement from fifty to five. . . . . ."

G. T. Bettany, M. A., B. Sc.,
(Mohammedanism. P. 105.)

એનો ભાવાર્થ એવો થાય છે કે, કુરાનમાં જો કે વારંવાર પ્રાર્થનાઓનું વર્ણન કરેલુ છે, પરતુ નિત્યની પ્રાર્થનાની પાચ વેળાઓનું કયાંય પણ કથન કરવામાં નથી

અનુસાર સખાવત કરવી, રમજાન મહિનાના રોજા રાખવા અને જિંદગીમાં એકવાર પવિત્ર **મક્કા શરીફ**ની યાત્રા કરવી. એ નિયમો સંક્ષેપમાં કહેલા છે, પણ એનો વિસ્તૃત ભાવાર્થ એવો છે કે, કોઈ કાળે પણ બુત–દેવ દેવીની મૂર્તિઓ–માં શ્રદ્ધા ન રાખવી અને મુસલ્માની ધર્મને ન માનનારા બધા ધર્મવાળાને કાફિર જાણવા. સખાવત પણ પોતાના ધર્મના ગરીબોને જ કરવી, અને પોતાના ધર્મના વિસ્તારમાટે ગમે તેટલી ક્રૂરતા વાપરવી. મૂર્ત્તિઓનો સંહાર કરવો અને એક ખુદાના પવિત્ર ઇસલામ ધર્મનો સર્વત્ર વિસ્તાર કરવો, એ એક ખરા મુસલ્માનનાં મુખ્ય કર્તવ્યો છે." મૌલવી સાહેબે ઉપદેશ આપ્યો.

"તમારા એ ઉપદેશને હુ શિરસાવંદ્ય કરું છું–માથે ચઢાવું છુ." નિરંજને નમ્રતાથી અનુમતિ દર્શાવી અને મૌન્ય ધારી ઊભો રહ્યો.

તત્કાળ મૌલવીએ તેના મુખેથી પાક કલમાનો ઉચ્ચાર કરાવ્યો. નિરંજન હવે પૂરો મુસલમાન થઈ ચૂકયો. નિરંજનને બદલે એ વેળાએ પહેલીજવાર મૌલવીએ તેને નજીરુદ્દીનના નામથી બોલાવ્યો અને તે જ ક્ષણે એકઠા થએલા મુસલમાનોએ ગગનભેદક હર્ષધ્વનિથી દિશાઓને કંપાયમાન કરી નાંખી. સર્વેએ સાથે મળીને બન્દગી–નમાજ કરી. નમાજ પૂરી થયા પછી નવ્વાબે તેને એક તલવાર અને જર્રીન પોશાક તથા કેટલાક અલંકારો ભેટ આપ્યા અને પોતાની ફોજમાં તેને એક નાયબ સિપાહ–સાલારની જગ્યા આપી. ઢોલ, તાસાં, નગારાં, તુતેડી અને શરણાઇ-ઓનો ભયંકર ધ્વનિ થવા લાગ્યો અને ઘોડાપર બેસાડીને નજીરુદ્દીનને–હવે આપણે પણ ભ્રષ્ટ નિરંજનને એજ નામથી ઓળખીશું–નજીરુન્નિસાના મહાલયમાં પહોંચાડી દેવામાં આવ્યો. નજીરુન્નિસાએ તેને મોતીડે વધાવ્યો. માગણોને મન માનતાં દાન અપાયાં અને અનેક ગરીબ અને નાતવાનોનાં કષ્ટો થોડા વખતને માટે તો કપાયાં.

તે જ દિવસે રાત્રિના શાંત સમયે નજીરુન્નિસા સાથે નજીરુદ્દીનનો હસ્તમેળાપ કરી આપવામાં આવ્યો. નજીરુન્નિસાના હર્ષનું વર્ણન કરી શકે એટલી શબ્દોમાં શક્તિ નથી, અને શબ્દોમાં કદાચિત્ તેવી શક્તિ હોય, તો તે શબ્દોને લખવાની લેખિનીમાં શક્તિ નથી. અર્થાત્ એક પરજાતિની પ્રમદાને પોતાની ઇચ્છા અનુસાર પવિત્ર કુળનો પતિ પ્રાપ્ત

---

આવ્યુ પ્રાત કાલ અને સધ્યાકાલની મળીને બે પ્રાર્થનાઓ જ કહેલી છે–એમાં બીજી પ્રાર્થનાઓનો સમાવેશ થઈ જાય છે એ પાંચ વેળાઓ માટે દંત-કથાઓ એમ જણાવે છે કે, જ્યારે પયંબર મહમ્મદ સ્વર્ગારોહણ કરતા હતા, તે વેળાએ કેટલાંક કારણોથી તેમને અલ્લાહ તરફથી પ્રાર્થનાની પાંચ વેળા વિશે નિયમ કરવાની સૂચના કરવામાં આવી હતી.

થાય અને તે પણ વળી પોતાના ધર્મની દીક્ષા સહિત, તો સ્વાભાવિક રીતે જ તે સ્ત્રીના મનમાં કેટલો બધો સંતોષ થવો જોઇએ, એની કલ્પના વાચકો કરી શકે તેમ છે. વિવાહસમારંભથી પુરુષો કરતાં સ્ત્રીઓને સહસ્રધા વિશેષ આનંદ થાય છે, એ કોણ નથી જાણતું? આજના સુખ સમક્ષ સ્વર્ગનું સુખ પણ નજીરનને તુચ્છ સમાન ભાસવા લાગ્યુ. તે જીવતાં જ પોતાને સ્વર્ગના ઉદ્યાનમાં વિચરતી જોવા લાગી.

નજીરુદ્દીનના મુખમંડળમાં પણ હાસ્યની છટા તો હતી જ. પણ તે હાસ્યની છટામાં એક પ્રકારની ગભીરતાનું એવું તો ન જાણી શકાય તેવુ મિશ્રણ થએલુ હતુ કે, નજીરનને એ વિશે લેશ માત્ર પણ શકા આવી નહિ. નૂતન દપતીએ વિવાહની એ પ્રથમ રાત્રિ ઘણા જ આનદ અને સુખ વિલાસમાં વીતાડી. બીજા દિવસનો સૂર્ય ઊગ્યો. સૂર્ય તે જ હતો, નભોમંડળ તે જ હતુ અને દેશ પણ તે જ હતો, પરતુ નિરજન પોતે નવો—નજીરુદ્દીન—થઈ ગએલો હોવાથી, એ સર્વ નૈસર્ગિક પદાર્થો તેને નવીન અને અપરિચિત સમાન ભાસવા લાગ્યા. તેનાં નેત્રોમાથી બે અશ્રુબિંદુ ટપકયાં અને તેમણે તેના હૃદયમાં ભયંકર પરિવર્ત્તન કરી નાખ્યુ

દામાદ (જમાઈ)ને સરપાવ આપવા માટે નવ વાગ્યાના શુમારે દર્બારે ખાસ ભરવાનો હુકમ થએલો હતો અને નજીરુદ્દીન પણ ત્યા જવાનો હતો. તેથી વહેલો જ તે તૈયાર થયો અને નાસ્તો કરીને દર્બારમા આવી પહોચ્યો. નવ્વાબ સુલયમાન પોતાના ઉચ્ચ આસને વિરાજેલો હતો અને સર્વ અધિકારીઓ પણ પોતપોતાના આસનને વિભૂષિત કરતા બેઠા હતા. નજીરુદ્દીનનું આગમન થતાં જ સર્વેએ ઊઠીને તેને માન આપ્યું. નવ્વાબે તેને પોશાકનો થાળ અને શસ્ત્રો આપીને ઘણા જ પ્યારથી કહ્યું કે,—

"નજીર! મારી મેહરબાનીથી જે પદવી મેળવવાને આજે તુ સમર્થ થયો છે, તે પદવીને દીપાવજે. મારી કીર્ત્તિને કલકિત કરીશ નહિ. નજીરુન્નિસાને હુ મારી પુત્રી સમાન ગણું છુ અને તેથી તને હુ મારો પોતાનો દામાદ જ માનું છુ. દામાદ હમેશા પુત્ર જ કહેવાય છે, માટે તુ મને પિતા ધારીને જ મારી આજ્ઞાનુ પાલન કરીશ, એવી હુ આશા રાખું છુ. હિદુ ધર્મ અને હિદુ જાતિ સાથેનો તારો સબધ સદાને માટે તૂટી ગયો છે, માટે તેમનામા તારે હવે કશી પણ પ્રેમભાવના રાખવાની નથી. તેમને તો હવે તુ તારા શત્રુ જ માનજે."

"ખુદાવન્દની કૃપાથી જ મને આજે આટલું બધુ માન મળ્યું છે—નહિ તો મારા જેવા ભાગ્યહીનને પૂછે જ કોણ? માટે જો આપની આજ્ઞાનું હું તિલમાત્ર પણ ઉલ્લઘન કરું, તો પછી મારા જેવો બીજો

નિમકહરામ કોણ કહેવાય? આર્ય ધર્મને અને આર્યોનાં દેવદેવીઓની મૂર્તિઓને આજથી હું પાખંડ માનીશ, મારાથી બનશે તેટલો તેમના નાશનો જ પ્રયત્ન કરીશ અને કાફિરોને પાક અલ્લાહનો પવિત્ર ધર્મ પાળવાની ફરજ પાડીશ. હિંદુઓને તો હવે હું તમારા કહ્યા વિના પણ મારા શત્રુઓ ગણીશ જ. તેઓ હવે તો મને ધિક્કારવાના જ, ત્યારે મારે તેમને શા માટે ન ધિક્કારવા? હુ જ્યારે હિન્દુ હતો, તે વેળાએ ગંગાજળને જેટલુ પવિત્ર માનતો હતો, તેટલુ જ હવે ગોરક્તને પવિત્ર માનીશ અને હિન્દુ ધર્મનો નાશ, એ જ મારુ સદાનુ કર્તવ્ય થશે. વિશેષ હું કાંઈ પણ કહી શકતો નથી. મારા તરફથી દગાફટકાની ભીતિ રાખશો જ નહિ." એમ કહીને તે પોતાને આસને બેસી ગયો.

કળાવતીઓનાં નૃત્ય ગાયન પછી દર્બાર બરખાસ્ત કરવામા આવ્યો.

ત્યારે શું એક પરિપૂર્ણ ધર્મનિષ્ઠ બ્રાહ્મણવર્ય મુસલ્માન થયો? હા થયો. બ્રાહ્મણ છતા પણ બ્રાહ્મણના નાશની પ્રતિજ્ઞા કરી? હા, કરી તો ખરી. શું એ પ્રતિજ્ઞાનું યથાર્થ રીતે પાલન કરવા જેટલી એનામાં ક્રૂરતા હશે? એ પ્રશ્નનો જવાબ અત્યારે આપી શકાય તેમ નથી. એ ઉત્તર સમય આપશે.

---

# દ્વિતીય ખણ્ડ

## પ્રથમ પરિચ્છેદ

### પ્રવાસી મિત્રો

પ્રથમ ખંડમાં વર્ણવેલી ઘટનાને પાચ વર્ષ થઈ ગયાં છે. ઈ. સ. ૧૫૬૭ ના ગ્રીષ્મ ઋતુના વૈશાખ માસમાં પ્રસ્તુત ખડનો પ્રારભ થાય છે.

સૂર્યભગવાનના અસ્તાચલગમનને થોડો જ સમય થએલો છે. રક્તવર્ણ આકાશમાં કિંચિત્ શ્યામતાની છટા પ્રસરેલી જોવામાં આવે છે. રક્તવર્ણ આકાશના અધોભાગે વિહગમોના સમૂહો વેગથી ઉડતા પોતાના નિવાસસ્થાનોમાં જતા જોવામાં આવે છે. વૃક્ષોનાં વૃન્દો એવાં તો શાન્તભાવથી ઉભેલાં છે કે જાણે તેઓ સધ્યાના આગમનની માર્ગ પ્રતીક્ષા જ કરતાં હોયની! એવો જ ભાસ થાય છે. શીતલ સમીર પોતાના લહરીરૂપ હસ્તોને મદતાથી પ્રસારીને વૃક્ષોના શિખરભાગસ્થ પર્ણોને કપાયમાન કરી રહ્યો છે. એવા એક રમણીય પ્રદોષ સમયે, વાલેશ્વરથી જે માર્ગ જગન્નાથપુરી પ્રતિ ગયેલો છે, તે માર્ગની એક બાજૂએ એક વિશાળ વૃક્ષતળે બે યુવક પ્રવાસીજનો બેઠા બેઠા કોઈ વિષય વિશે સભાષણનો

વ્યાપાર ચલાવતા દૃષ્ટિગોચર થાય છે. તેમના પરસ્પર સંબોધનોથી જાણી શકાય છે કે, એકનું નામ યોગેશ છે અને બીજાનું અભિધાન પ્રભાત છે.

"પ્રભાત! તું કોઈ પણ પ્રકારના સંશય વિના સ્પષ્ટ કહી દે, કે, તારા મનનો ખરેખરો ભાવ શો છે? મને તો એમ જ ભાસે છે કે, તું માત્ર વિનોદવાર્ત્તા જ કરે છે." યોગેશે કહ્યું.

"નહિ, યોગેશ! હું તારાથી વિનોદ નથી કરતો. હું ખરેખરા ભાવથી કહું છુ કે, આ વર્ષે હું સ્વદેશમાં જવાનો નથી." પ્રભાતે ઉત્તર આપ્યું.

"જો તુ સ્વદેશમાં ન આવે, તો હું તને એકલો છોડીને કેવી રીતે ઘેર જઈ શકું વારુ?" યોગેશ બોલ્યો.

"હુ કાંઈ તને જવાની સલાહ આપતો નથી. સામો હુ તો એમ જ કહું છું કે, આ વર્ષે તું પણ દેશમાં ન જા." પ્રભાતે પોતાનો વિચાર દર્શાવ્યો.

"હવે વધારે દિવસ અહી રહેવાથી શો લાભ થવાનો છે? ઘણા દિવસથી સમુદ્ર જોવાની જે ઇચ્છા હતી, તે પણ પૂરી થઈ ગઈ. હવે વિનાકારણ **ઓરીસા**માં રહેવાથી સમયનો વ્યર્થ વ્યય થવાનો." યોગેશે તેના વિચારથી વિરુદ્ધ પોતાનો વિચાર જણાવ્યો.

"હું અહી રહેવા ઇચ્છું છું, તેનુ કારણ જૂદું જ છે, અને તે તને હું એકાદવાર જણાવી પણ ચૂક્યો છું. તે દિવસે પંડ્યાના મુખથી જે વર્ણન આપણે સાંભળ્યું હતું, તેથી તો એમ જ અનુમાન કરી શકાય છે કે, વર્ષાઋતુ પૂર્વે જ મુસલ્માનો આ પ્રદેશપર ચઢાઈ કરવાના છે. દેશની આવી વિપત્તિની વેળામાં જો આપણે અહીં રહીને દેશની કાંઈ પણ સેવા કરી શકીશું, તો આપણું જીવન સફળ થશે." પ્રભાતે લાગણીથી કહ્યું.

"શિવ! શિવ!! પ્રભાત! તારા બોલવાપરથી તો આજે એમ જ જણાય છે કે, તું આજે કાંઈક ગાંડો બની ગયો છે. જો મુસલ્માનો આ પ્રદેશપર અવશ્ય ચઢાઈ કરવાના જ હોય, તો પણ તારાથી અને મારાથી શુ થઈ શકે એમ છે?" યોગેશે પ્રભાતના વિચારોને હાસ્ય અને વિનોદમાં ઉડાવી દીધા.

"તારું કહેવું સત્ય છે કે, માત્ર તારાથી અને મારાથી દેશને કાંઈ પણ લાભ થવાની આશા નથી. તથાપિ જ્યારે ઓરીસાના નિવાસીઓ પોતાના દેશ, પોતાના સ્વાતંત્ર્ય અને સમસ્ત આર્યાવર્ત્તના પવિત્રતમ ધામની રક્ષા માટે પોતાના સામર્થ્ય અનુસાર યુદ્ધ કરવાને તત્પર થાય, તે વેળાએ આપણે પણ તેમની પૂઠે રહીને જો એક પણ શત્રુનો નાશ કરી શકીશું, તોપણ આપણા જન્મની સાર્થકતા થવાનો સંભવ છે." પ્રભાતે પોતાના અત્યંત ઉદાત્ત વિચારોનું વળી પણ પ્રકટીકરણ કર્યું.

"પ્રભાત! તું ઘણી જ મોટી ભૂલ કરે છે. શું તું મુસલ્માનોના પ્રબળ પરાક્રમોથી અજાણ્યો છે? એ યવનોની ગતિને રોકવાનું કાર્ય દુર્બલ ઓરીસાવાસીઓથી થઈ શકે તેમ નથી અને તું તથા હું તો કીટિકા સમાન છીએ." યોગેશે પુનઃ પોતાના ઉત્સાહહીન વિચારો આગળ મૂકયા.

"મુસલ્માનોના પ્રબળ પરાક્રમોને હું સારી રીતે જાણું છુ. પઠાણોની સેના જે વેળાએ ઓરીસામાં પ્રવેશ કરશે, તે વેળાએ તેને કોઈ પણ રોકી શકે તેમ નથી. થોડા દિવસમાં બગાળા પ્રમાણે ઓરીસામાં પણ મુસલ્માનોનો અધિકાર થઈ જશે." પ્રભાતે આ વેળાએ કાંઈક યોગેશને મળતા વિચારો વ્યક્ત કર્યા.

"ત્યારે વિના કારણ પ્રાણ આપવાની શી આવસ્યકતા છે? જો જીવન હશે, તો સંસારપર બીજા અનેક ઉપકારો કરી શકાશે." યોગેશે પ્રભાતના બોલવાનો લાભ લીધો અને પોતાની ધારણાને દઢાવવાનો પ્રયત્ન કર્યો.

"દેશસેવાની ઇચ્છા હુ તો એટલા માટે જ રાખું છું કે, અત્યારે ગૃહસ્થાશ્રમના બન્ધનથી હું બંધાયલો નથી અને હવે પછી પણ ગૃહસ્થાશ્રમી થવાની મારા મનમાં ભાવના થતી નથી. મને સર્વ શૂન્ય અને નિર્જનવત્ દેખાય છે, અને તેથી જ યુદ્ધના ભીષણું ક્ષેત્રમાં વિચરવાની મહત્ત્વાકાક્ષા થાય છે. હુ તો એ વિશેનો મારો નિશ્ચય દઢ કરી ચૂકયો છુ. પછી તો જે નારાયણ કરે તે ખરુ." સાહસી પ્રભાત પોતાના નિશ્ચયથી રંચ માત્ર પણ ચલિત થયો નહિ.

"અહીં રહેવાથી ગૃહસ્થાશ્રમી થવાની ભાવના થવી અશક્ય છે. દેશમાં ચાલો અને કોઈ સુશીલ કન્યા સાથે વિવાહ કરો, એટલે પોતાની મેળે જ એ ભાવના દઢ થઈ જશે." યોગેશે જરાક વિનોદ કરીને પ્રભાતને બહુવચનમાં સંબોધન કર્યું.

"ના—બંધુ! વિવાહ કરવાની મારી વાંચ્છના નથી. જો સહોદરના કાંઈ પણ સમાચાર મળ્યા હોત, તો હુ ગમે તેમ કરત; પણ હવે તો મેં મનમાં દઢ પ્રતિજ્ઞા કરી છે કે, જ્યાં સૂધી તેનો શોધ કરી ન શકાય, ત્યાં સૂધી સંસારમાં લિપ્ત ન થવું." પ્રભાતે પોતાની ઉદાસીનતાનું વળી એક બીજુ જ કારણ બતાવ્યું.

"તારી એ પ્રતિજ્ઞા અયોગ્ય છે. જો તારો સહોદર અત્યાર સૂધી જીવતો હોત, તો અવશ્ય પાછો આવ્યો હોત. પણ જ્યારે આજ પાંચ છ વર્ષથી તેના કાંઈ પણ સમાચાર જ મળ્યા નથી, ત્યારે હવે તેની આશા રાખવી વ્યર્થ છે." યોગેશે અભિપ્રાય આપ્યો.

"હું તો આશા છોડીને જ બેઠો છુ. પરંતુ કેટલાકોનું એમ પણ કહેવું છે કે, તે હજી જીવતા છે. થોડાક દિવસ પહેલાં એક મનુષ્ય નવ્વાબના દર્બારમાં ગયો હતો, અને તે તેમને ત્યાં જોવા વિશેની કેટલીક વાતો પણ કરતો હતો," પ્રભાતે કહ્યું.

"એવી અફવા તો હું પણ ઘણીએ વાર સાંભળી ચૂકયો છું. પરતુ તેના લાવેલા સમાચારથી તો વળી નિરાશામાં વધારો જ થાય છે. તે તો એમ કહેતો હતો કે, પ્રભાતનો ભ્રાતા મુસલ્માન થઈ ગયો છે." યોગેશે દુઃખકારક વાર્ત્તા વર્ણવી.

"હુ એ વાર્ત્તામાં વિશ્વાસ રાખી શકતો નથી. હુ સારી રીતે જાણુ છુ કે, આર્યધર્મમાં મારા ભ્રાતાની પૂર્ણ ભક્તિ છે. જ્યારે તેમણે દર્શનશાસ્ત્રના અભ્યાસનો આરંભ કર્યો, ત્યારે ઘણા લોકોનો એવો અભિપ્રાય હતો કે, એ મહાન્ નાસ્તિક નીકળશે. પરંતુ હુ તો જોયા જ કરતો હતો કે, જેમ જેમ તેમના દર્શનશાસ્ત્રના અભ્યાસની વૃદ્ધિ થતી હતી, તેમ તેમ દેવ દેવીમાં તેમની ભક્તિની પણ વૃદ્ધિ થતી જતી હતી. કાવ્યના અભ્યાસની સમાપ્તિ કરીને મેં સ્મૃતિના અભ્યાસનો વિચાર કર્યો હતો, પરંતુ ભ્રાતાના આગ્રહથી જ મે ન્યાયશાસ્ત્રના અભ્યાસનો આરંભ કર્યો હતો તેમનુ એ જ મત હતુ કે, દર્શનશાસ્ત્રના અભ્યાસથી ધર્મજ્ઞાન પુષ્ટ થઈ શકતુ નથી." પ્રભાતે પોતાના બન્ધુની અત કરણ પૂર્વક પ્રશંસા કરી.

"તારી વાત હુ માનું છુ અને એથી જ કોઇકોઇવાર એ વિશે મારા મનમાં પણ શંકા થયા કરે છે. છતા પણ એ અફવાને હુ સર્વથા નાપાયદાર તો માની નથી જ શકતો. અરેરે કેવા દુષ્ટ કાળમાં તમારો કાજી સાથે ઝગડો થયો! તે કાજીએ જ તમારા સર્વસ્વનો નાશ કર્યો. વારુ—તારા બધુ અને કાજીમા જે પરસ્પર કલહ ઉત્પન્ન થયો અને જેનું આવું અનર્થકારક પરિણામ આવ્યું, તેનું મુખ્ય—પ્રધાન કારણ શુ હતુ, તે તુ જાણે છે કે? જો જાણતો હોય, તો કહી સભળાવ." યોગેશના હૃદયમાં દુ ખ થવાથી તેણે એ પ્રશ્ન પૂછયો.

"જાણું કેમ નહિ? અગ્રદ્વીપના કાજીએ આવીને પાટલીમાં **દેવી સર્વમંગલા**ના મન્દિર સમક્ષ ગોહત્યા કરવાનો ઉદ્યોગ કર્યો હતો. તે વેળાએ મારા બંધુએ જ ગ્રામના સર્વ મનુષ્યોને ઉત્તેજિત કરીને એ દુષ્ટ કાર્યમાં અવરોધ કર્યો હતો અને તેથી કાજી ઘણો જ ખીજાઈ ગયો હતો. અમારા દુર્ભાગ્યની પ્રબળતાથી તે વર્ષમાં કરનો કેટલોક ભાગ અમારાથી આપી શકાયો નહોતો. એટલે કાજી કાનૂનગો સાથે મળી ગયો અને તેની સહાયતાથી અમારી બધી જમીન જપ્ત કરાવી લીધી. વળી ઘરબાર લૂટીને બાકીનો કર પણ વસૂલ કર્યો. મિત્ર! મુસલ્માનો આજકાલ

હિન્દુઓપર ઘણો જ અત્યાચાર કરે છે! જ્યારે મને તેમના અત્યાચારોનું સ્મરણુ થઈ આવે છે, ત્યારે મારા શરીરપર રોમાંચ ઊભાં થઈ આવે છે. "પ્રભાતે નિસ્તેજ વદને પોતાની દુર્દશાની દુ:ખદાયક કથા કહી સંભળાવી.

"ત્યારે એ અત્યાચાર માટે બાદશાહનો ન્યાય મેળવવાનો પ્રયત્ન તમે શામાટે ન કર્યો?" યોગેશે પૂછ્યું. "એથી અવશ્ય તમને ન્યાય મળવાનો અને સંકટ ટળવાનો સભવ હતો."

"ભ્રાતા, ન્યાય મેળવવા માટે જ બાદશાહના દર્બારમાં ગયા હતા, પણુ દુર્ભાગ્ય કે, આજ સુધી પાછા ન વળ્યા! મિત્ર યોગેશ! જ્યારે અમીરી પ્રયાણુ કરી ગઈ છે, અને ફકીરીએ જ આવીને મારો હાથ પકડ્યો છે, તો એવી દુર્દશાના સમયમાં વિવાહ કરી ગૃહસ્થાશ્રમના જજાળમાં પડી વિશેપ દુ ખી થવાની મારી ઇચ્છા ન થાય, એ સ્વાભાવિક છે." પ્રભાતે પોતાના નિશ્ચયનું કારણુ દર્શાવ્યુ.

"એકપક્ષે જો કે એ વિચાર યોગ્ય છે, છતાં પણુ, સ્રીરૂપી સાથી વિના જીવનના દિવસો વીતાડવા, એ પણુ ઘણુ જ કષ્ટદાયક થઈ પડે છે." પ્રભાતના નિશ્ચયનુ પરિવર્ત્તન કરવા માટે યોગેશે નવીન કોટિક્રમ લઢાવ્યો.

"જીવન કષ્ટદાયક થવાનો સભવ જ નથી. આ અસાર સંસારમાં બીજા પણુ સહસ્રાવધિ કાર્યો આપણા જોવામા આવે છે. જો કર્મક્ષેત્રમા ઉત્તીર્ણુ થઇને કોઈ શ્રેષ્ઠ કાર્યમાં હુ મારા ક્ષુદ્ર જીવનને પ્રવૃત્ત કરુ, તો તેનું ફળ ઉત્તમ જ મળવાનો સંભવ છે. જો સ્વર્ગલોકની કલ્પના સર્વથા સત્ય હોય, તો તો મારા સુખમાં કોઈ પણુ જાતિની શકા જ નથી. આ લોકના સુખથી પરલોકનુ સુખ વિશેષ સ્થાયી અને વિશેષ આનંદમય છે." પ્રભાતે પોતાના મતનુ દઢતાથી સમર્થન કરી બતાવ્યુ.

"ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરીને પુત્ર, કલત્ર અને અન્ય કુટુબીજનોનુ પાલન કરવું, એ શુ ધર્મ નથી? ધર્મશાસ્રોમાં તો ગૃહસ્થાશ્રમની ઘણી જ મોટી પ્રશસા કરેલી જોવામા આવે છે." યોગેશે પુન. પોતાનો કક્કો સિદ્ધ કરવાનો પ્રયત્ન આદર્યો.

"જો કે, સ્રી પુત્ર આદિનું પાલન કરવું અને આત્મીય જનોની રક્ષા કરવી, એ સનાતન ધર્મ છે ખરો, પણુ તે મારા માટે નથી." પ્રભાતે ખિન્નવદન થઇને અત્યંત નિરાશાથી ઉત્તર આપ્યુ.

"તારા માટે કેમ નથી વારુ? શું, તું સંસારથી ભિન્ન છે?" યોગેશે પૂછ્યું.

"સંસારથી તો હું ભિન્ન નથી, પરંતુ મારી એવી ઇચ્છા છે કે, મારે મારા જીવનના કોઈ પણુ કાર્યને સીમાબદ્ધ ન રાખવું. જ્યાં સુધી

જીવન છે, ત્યા સૂધી અન્ય જીવોના લાભ માટે જ બની શકે તે પ્રયત્નો કરવા, એવો મેં નિશ્ચય કર્યો છે." પ્રભાતે પોતાનો વિચાર દર્શાવ્યો.

પ્રભાતનું એ ઉત્તર યોગેશને ઉચિત ન જણાયું, તેથી તેણે ઉપાલભના રૂપમાં કહ્યું કે, "ત્યારે એટલામાટે જ તું ઓરીસામાં રહી પઠાણોની તલ્વારથી પોતાના મસ્તિષ્કનુ છેદન કરાવવાને તત્પર થયો છે, એમ સ્પષ્ટ જણાય છે."

"હુ કાંઈ પઠાણોની તલ્વારથી મારા શિરનો ઉચ્છેદ કરાવવા માટે તત્પર થયો નથી, કિન્તુ સ્વદેશ સ્વાતન્ત્ર્યની રક્ષામાટે જ તત્પર થએલો છુ. સ્વદેશની સેવા કરતા યદિ શરીરનો સહાર થશે, તો નિશ્ચયથી જાણજે કે, પ્રભાતને અજય સ્વર્ગ નિવાસનો લાભ મળશે." પ્રભાતે તેના ઉપાલભનુ ઉચ્છેદન કરી નાંખ્યું.

"યુદ્ધમાં પ્રાણબલિદાન આપવાનું કાર્ય બ્રાહ્મણોનુ નથી. મને તો એ જ માર્ગ વધારે સરળ અને લાભકારક દેખાય છે કે, આવા ઉન્માદનો ત્યાગ કરીને પોતાના દેશમાં ચાલ અને ત્યાં બની શકે તો પોતાના સમાજના કલ્યાણ માટે પ્રયત્ન કર. ચૈતન્યે* પ્રચલિત કરેલી જાતિભેદનો

---

* ચૈતન્યનો જન્મ ઈ૦ સ૦ ૧૪૮૬મા થયો હતો, અને જગન્નાથની પૂજાના નામે તેણે વૈષ્ણવ સિદ્ધાન્તોનો બગાળ અને ઓરીસાના સમસ્ત પ્રદેશમા પ્રચાર કર્યો હતો ચૈતન્યનું જીવન પવિત્રતા અને અલૌકિક ચમત્કારોથી ભરેલું હતુ મરણ પછી ચાર સદી સુધી એને ઈશ્વરનો અવતાર માનીને એની પૂજા કરવામાં આવતી હતી સત્ય ઇતિહાસ કરતા એના વિશે દંતકથાઓ વધારે સંખ્યામા ફેલાચલી હોવાથી આપણે એના ગૃહજીવન વિશે ઘણુ જ થોડુ જાણી શકીએ છીએ જે જાણી શકીએ છીએ તે એટલુ જ છે કે, કુલકત્તા પાસેના નડિયા નામક ગ્રામના નિવાસી એક બ્રાહ્મણનો એ પુત્ર હતો અને યુવાવસ્થામા એક પૂજ્ય મહાત્માની પુત્રીથી તેનો વિવાહ સબધ થયો હતો ચોવીસ વર્ષની અવસ્થામા તેણે સસારનો ત્યાગ કર્યો અને ગૃહસ્થાશ્રમધર્મને ત્યાગીને તે ઓરીસામા ચાલ્યો ગયો ત્યા પોતાના બાકી રહેલા આયુષ્યના દિવસો તેણે પોતાના નવીન ધર્મના વિસ્તારના કાર્યમા વ્યતીત કર્યા ચમત્કારિક રીતે ઈ. સ ૧૫૨૭ મા તે અદૃશ્ય થઈ ગયો

ચૈતન્યના સિદ્ધાન્તોના આપણી પાસે જોઇએ તેટલા પૂરાવા છે. તેના મત પ્રમાણે મોક્ષના માર્ગમા જાતિભેદ કે વર્ણવ્યવસ્થા જેવું કશુ પણ હતુ નહિ. હિંદુઓ અને મુસલમાનો તેના શ્રમમાં એક સરખો ભાગ લેતા હતા અને તેના ઉપદેશનો લાભ મેળવતા હતા તેનો એવો દૃઢ અભિપ્રાય હતો કે, સર્વ મનુષ્યો સમાનતાથી ધર્મના અધિકારી છે અને ધર્મશ્રદ્ધાથી સર્વ જાતિઓ એક સરખી રીતે વિશુદ્ધ થઈ શકે છે. અચલ શ્રદ્ધા અને દૃઢભક્તિ, એ બે ચૈતન્ય ધર્મનાં મુખ્ય તત્વો હતા શાસ્ત્રોક્ત ક્રિયાઓ કરતા એકધ્યાનતાને તે મોક્ષ પ્રાપ્તિનું વિશેષ ઉત્તમ સાધન માનતો હતો પોતાના ધર્મગુરુની આજ્ઞાને અનુસરવું, એ એના પંથની મુખ્ય આજ્ઞા છે, તોપણ તે પોતાના અનુયાયીઓને વારંવાર ચેતવતો હતો કે,

લોપ કરવાવાળી કુપ્રથા સમાજમાં પ્રવેશ કરી ન શકે, એવો ઉદ્યોગ કર. જે સમયમાં ચૈતન્ય પ્રભુના ભક્તો સ્વધર્મના પ્રચાર માટે જીવ સટોસટનો ઉદ્યોગ મચાવી બેઠા છે, તેવા સમયમાં જો એક પણ શિક્ષિત પુરુષ તેમનાં કાર્યોમાં બાધા કરતો રહે તો થોડા જ દિવસમાં સમાજનું ઘણું જ સારું થવાનો સંભવ છે." યોગેશે પોતાના મતનું પ્રતિપાદન કર્યું.

"એ કાર્યમાં પરિશ્રમ કરવાથી કશો પણ લાભ થવાનો નથી. શું કાશીના*પંડિતોએ અને ઉચ્ચ શ્રેણિના બ્રાહ્મણોએ એના અવરોધ માટે ઓછા પ્રયત્નો કરેલા છે? સમાજના કઠિન બન્ધનોથી ઇતર શ્રેણિના લોકો સર્વદા સકુચિત રહ્યા કરે છે; પરંતુ એ નવીન પંથને નિહાળી સર્વ જનો જાતિભેદની પ્રથાને તોડવાની ઇચ્છા કરે છે. ચાંડાલ પણ વિરાગી થઇને બ્રાહ્મણ સંગે બેસી શકતા હોય, ત્યાં આપણા પોકારને કોણ સાંભળવાનું હતું!" પ્રભાતે પોતાનો શાન્ત અભિપ્રાય પ્રકટ કર્યો.

"જો આપણો પોકાર તેઓ નહિ સાંભળે, તો અલ્પ સમયમાં જ સમાજનું અધ:પતન પણ અવસ્ય થઈ જશે." યોગેશે ભવિષ્યવાણી ભાખી.

"સમાજની અવનતિ તો થશે. પણ કદાચિત્ એમ માનવામાં આવે, કે નીચ પંક્તિના લોકો ઉપરાન્ત ઉચ્ચસંપ્રદાયના મનુષ્યો એ

---

—"તમારા ઉપદેશકોને પિતૃતુલ્ય ગણીને માન આપજો, પરંતુ તેમને દેવ તરીકે ગણશો નહિ" આર્યાવર્ત્તના અન્ય ધર્મો પ્રમાણે એના ધર્મનો પણ અંતિમ હેતુ તો આત્માની મુક્તિ–આત્મમુક્તિ જ છે મુક્તિ વિશે તેનો એવો સિદ્ધાન્ત હતો કે, "ભિન્ન અસ્તિત્વના ઉચ્છેદમા જ કાંઈ એ મુક્તિ સમાયલી નથી શરીરની ક્ષણભગુરતા અને સાંસારિક વિકારોથી મુક્ત થવું, એનું નામ જ મુક્તિ છે મુક્ત આત્મા સદાને માટે–શાશ્વત–પરમેશ્વરના પરિપૂર્ણ સૌન્દર્યવાન્ અને પાપહીન પવિત્ર પ્રદેશમાં નિવાસ કરે છે; અથવા તો વિષ્ણુલોકમાં ઊર્ધ્વારોહણ કરે છે એ વિષ્ણુ પૌરાણિક વિષ્ણુ અને વિશ્વના મૃગજલસમાન અન્ય સિદ્ધાંતોથી ઘણો જ ઉચ્ચ પ્રકારનો છે ત્યા મૃત માનવી–અવતારમા ઈશ્વર પોતે દર્શન નથી આપતો અથવા બીજુ કોઈ રૂપ પણ ધારતો નથી તે તો ત્યાં પોતાના સર્વોત્કૃષ્ટ નિષ્કર્ષરૂપે જ–સર્વ વ્યાપકતાથી જ દૃષ્ટિગોચર થાય છે એ વિષ્ણુ અકલ્પ્ય અને અગમ્ય છે"

ચૈતન્યના અનુયાયીઓ કોઇપણ જાતિના હોય છે, તોપણ તે બધા ગોસ્વામિયોના નિયમોનું જ પાલન કરે છે એકલા બંગાળામાં જ ગોસ્વામી–ચૈતન્ય પથના અનુયાયિ ગોસ્વામિયો–ની સંખ્યા ૨૫૦૦૦ ની છે વિવાહિત અને અવિવાહિત ઉભયને માટે એ પથના દ્વાર ઊઘાડાં છે એ પથમાં અનેક અવિવાહિત સાધુઓ છે અને કેટલાક ભમતા ભિક્ષુકો પણ છે, પરંતુ ખાસ ધર્મગુરુઓ તો બહુધા વિવાહિત અને ગૃહસ્થાશ્રમી જ હોય છે એ ધર્મગુરુઓ પોતાનાં સ્ત્રી અને બાળકો સહિત કૃષ્ણમંદિરના એક ભાગમા જ નિવાસ કરે છે, અને એથી ચૈતન્યની પૂજા કરવાની રૂઢિએ બંગાળામાં કુટુબપૂજાનું સ્વરૂપ ધારણ કરેલું છે ઓરીસામાં પણ એ જ રીતિનો પ્રચાર છે ઓરીસા પ્રાંતનાં મોટાં મોટાં કુલીન આર્ય કુટુંબો પણ

પંથમાં પ્રવેશ નહિ જ કરે. તો દેશમાં નીચ જાતિના લોકોની સંખ્યા જ વિશેષ છે અને તેથી જ ચૈતન્યનો સમાજ દિવસે દિવસે વધારે પુષ્ટ થતો જશે. પછી ઉચ્ચ સંપ્રદાયના પુરુષો પણ કેટલાક વિષયોમાં લાભ મેળવવાના હેતુથી અને સન્માન સાધવા માટે તેમના પંથમાં મળી જશે, અર્થાત્ અલ્પ કાળમાં જ વૈદિક ક્રિયા કર્મ આદિનો લોપ થઈ જશે. પરંતુ એટલું બધુ થતાં પહેલાં હજી ઘણો સમય વીતશે." પ્રભાતે એ વાકયપરંપરાથી પોતાની દીર્ઘદષ્ટિનું દર્શન કરાવ્યું.

"ચાલો હવે એ વિવાદને રહેવા દઈએ અને આપણા સ્વદેશગમનનો વિચાર ચલાવીએ. કહે કે, અંતે તારો શો વિચાર છે?" યોગેશે પાછો પોતાનો પૂર્વનિર્દિષ્ટ વિષય નવીનતાથી કાઢ્યો.

"હું તો અત્યારે સ્વદેશમાં નથી આવવાનો. ક્ષમા કરો. પઠાણોના આક્રમણનુ પરિણામ જોયા વિના હું અહીંથી નીકળી શકું તેમ નથી. દેશના સંકટના સમયમાં દેશ માટે પ્રાણ અર્પવાને જ હુ સર્વથી શ્રેષ્ઠ ધર્મ માનુ છું." પ્રભાત પોતાના સંકલ્પમાં સર્વથા અચળ રહ્યો.

"તુ જેટલી વાતો કહે છે, તે બધી ગાંડાઇથી ભરેલી છે. ઓરીસાપર સંકટ આવે, તેની સાથે આપણું શું લાગે વળગે? હા—જો બંગાળા

---

—પોતાના ગૃહદેવમન્દિરમા નિત્ય શાસ્ત્રોક્ત વિધિથી ચૈતન્યની પૂજા કરે છે તેના મરણ પછી તેના અનુયાયીઓમા વળી એક નવો પંથ ઉત્પન્ન થયો એ પંથવાળા સ્ત્રીઓના આત્મિક સ્વાતંત્ર્યને સિદ્ધ કરનારા હતા એમના મઠમાં સ્ત્રી અને પુરુષ સાધુઓ સર્વ અવિવાહિત જ રહેતાં હતા અને શિરપર માત્ર એક જ વાળ રહેવા દઇને સ્ત્રીઓ પોતાના બીજા બધા વાળો મૂડાવી નાખતી હતી. સ્ત્રી અને પુરુષ ઉભય વિષ્ણુ અને ચૈતન્યના ગુણોનું એકઠાં મળીને ગાન કરતા હતા અને નાચતાં હતા એ વૈષ્ણવધર્મમા એક ખાસ પ્રશંસનીય વાર્ત્તા એ હતી કે, સ્ત્રીની બુદ્ધિને તેઓ સારી રીતે ઓળખતા હતા, અને તેથી બહારની બીજી સ્ત્રીઓને ઉપદેશ આપવા માટે સર્વદા સાધુ સ્ત્રીઓની યોજના કરવામા આવતી હતી ઘણા લાંબા સમય સૂધી બંગાળનાં કુલીન કુટુંબોમાં અને અત પુરોમા (જનાનખાનામા) માત્ર એ સ્ત્રી ઉપદેશિકાઓને જ આવવાની આજ્ઞા મળતી હતી પચાસ વર્ષ પહેલા એ સ્ત્રી ઉપદેશિકાઓએ સ્ત્રીશિક્ષણની ઘણી જ સારી ઉન્નતિ કરી હતી અને એ ગુણના પ્રભાવથી જ કલકત્તામાં એમનો સારી રીતે પ્રસાર થઈ શકયો હતો તે સમયથી વૈષ્ણવ સ્ત્રી ઉપદેશિકાઓ—વિવિધ જાતિની સ્ત્રી ઉપદેશિકાઓ એ વ્યવસાયને વળગી રહેલી છે કેટલીકવાર સારી નારીઓ સાથે કેટલીક નઠારી સ્ત્રીઓ પણ એ વ્યવસાય કરતી જોવામાં આવે છે. ઇ સ ૧૮૯૩ મા એ સ્ત્રીશિક્ષકોને સરકારી કેળવણી ખાતામાં કામે લગાડવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો, પણ એ કાર્યમા તે સ્ત્રીઓ યોગ્ય જણાઈ નહિ, તેથી તેમને કાઢી નાખવામાં આવી

Sir W. W. Hunter's *Indian Empire*, માંથી.

માટે પ્રાણ અર્પીને ઉદારતા બતાવવાને તૈયાર થયો હોત, તો કાંઈક સારું પણ દેખાત." યોગેશે જરાક મોઢું બગાડીને એ વાકયો ઉચ્ચાર્યાં.

"યોગેશ! તારી ધારણા ભૂલભરેલી છે. જરા વિચાર કર. શું ઓરીસા આપણો દેશ નથી? જ્યાં આર્ય અવનીપતિનો અધિકાર હોય અને જ્યાં આર્ય જાતિનો નિવાસ હોય, તે જ આપણું નિવાસસ્થાન છે અને તે જ આપણો દેશ છે. જે વેળાએ ભયભીત લક્ષ્મણસેન માત્ર સત્તર ઘોડેસ્વાર સિપાહીઓથી ડરીને નવદ્વીપ છોડી ન્હાસી ગયો હતો, તે સમયે જો હું હોત, તો યોગેશ! તને સત્ય કહુ છું કે, દેશના હિત માટે મેં મારા ક્ષુદ્ર જીવનનું તત્કાળ બલિદાન આપી દીધુ હોત! હવે પછી પણ જો ઓરીસાના મહારાજાનો પ્રભાવ અચળ રહે, તો એ વાતનું આપણા મનમાં પણ અભિમાન રહેશે કે, આર્યોનો પણ એક સ્વતંત્ર દેશ છે. ઇચ્છા થાય, તો બંગાળનો ત્યાગ કરીને આપણે અહીં પણ નિવાસ કરી શકીએ તેમ છે. એક સ્વતંત્ર આર્ય રાજાની પ્રજાના નામથી પ્રસિદ્ધ થવામાં ઘણુ જ ગૌરવ સમાયલુ છે." પ્રભાતે હ્રદયપટને ખોલીને પોતાના સત્ય આન્તરિક ભાવોનું પ્રત્યક્ષ દર્શન કરાવ્યુ.

"શું આપણા જેવા ક્ષુદ્ર મનુષ્યોના ઉદ્યોગથી ઓરીસાના રાજાની સ્વતંત્રતાની રક્ષા થઈ શકવાનો સંભવ છે કે?" યોગેશે પુન. શંકા કરી.

"માત્ર આપણે જ લડનારા છીએ એમ નથી. કિન્તુ સપૂર્ણ ઉત્કલવાસીઓ સ્વદેશસ્વાતંત્ર્યના રક્ષણમાટે જીવનને તુચ્છ ગણીને યુદ્ધ કરવાના છે, અને ઓરીસાનો રાજા પણ રણક્ષેત્રમાં ગમન કરવાનો છે. એવા સમયમાં આપણે પણ જો તેમના સમૂહમા મળી જઇએ, તો શું થોડી ઘણી પણ બળની વૃદ્ધિ નહિ થાય?" શાંત પ્રભાતે પોતાનો કોટિક્રમ આગળ ચલાવ્યો.

"પઠાણોના સમુદ્રસમાન સૈન્ય સમક્ષ તુ તો એક બિન્દુ માત્ર જ છે. તારા ત્યાં જવાથી બળની શી વૃદ્ધિ થવાની હતી! તું તો ગાંડો છે!!" યોગેશે સો તારી રામદુહાઈ ને એક મારું ઉંહુંવાળો હિસાબ ચલાવ્યો.

"તારું ઉદાહરણ. તે જ મારું ઉત્તર છે. ને દિવસે આપણે જે વિશાળ સમુદ્ર જોયો, તે શું જળના અનેક ક્ષુદ્ર બિન્દુઓનો જ સંગ્રહ નથી? એવી જ રીતે જો કરોડો બિન્દુઓ એકઠાં થઈ જાય, તો પઠાણ સૈન્યસમુદ્ર કરતાં પણ મહાન્ એક વિશાળ સેનારૂપી સમુદ્રની સૃષ્ટિ ઉત્પન્ન થઈ શકવાનો સંભવ છે. અસંભવિત જેવું કશું પણ નથી." પ્રભાતે તેનાં જ વચનોથી તેને નિરુત્તર બનાવી દીધો.

"એકત્ર થવાથી તો મનુષ્ય જે ધારે, તે કરી શકે છે, પણ મૂળ અવરોધ ત્યાં જ છે કે, તેઓ એકત્ર થાય છે કયાં?" યોગેશે વળી એક મૂદ્દો ઉઠાવ્યો.

"હવે અવશ્ય તેઓ એકત્ર થશે. સ્વાર્થનો ત્યાગ કરીને મનુષ્યો જો પોતાના જીવનની આશા છોડી દે, તો તેમના સમૂહમાં લક્ષાવધિ લોકો આવી મળવાનો સંભવ હોય છે. ચૈતન્યના ધર્મનો આટલો બધો પ્રસાર, એ જ એનું પ્રત્યક્ષ ઉદાહરણ છે." પ્રભાતે વળી પણ તેનું મુખ બંધ કરી નાંખ્યું.

"ધર્મનો પ્રચાર કરવો અને યુદ્ધમાં ઝૂંઝીને પ્રાણનું બલિદાન દેવું, એ ઉભય સમાન કાર્યો છે કે?" યોગેશે વળી એક નવીન પ્રશ્ન આગળ મૂકયો.

"ના—એ કાર્યો પરસ્પર સમાન નથી. પરતુ સસારનાં સર્વ કાર્યોને સિદ્ધ કરવાનો એ એક સાધારણ નિયમ છે. અર્થાત્ સર્વજનોનું જેથી હિત થતુ હોય, એવું કોઈ પણ કાર્ય કરવામાં કપટ અને સ્વાર્થનો ત્યાગ કરીને જો કોઈ મનુષ્ય અગ્રેસર થાય છે, તો તત્કાળ સહસ્રશ. મનુષ્યો તેનું અનુકરણ કરવાને તત્પર થઈ જાય છે." પ્રભાતે પોતાના બુદ્ધિ-ચાતુર્યથી નિયમનું યથાર્થ વિવેચન કરી સભળાવ્યું.

"સત્ય—કોઈ કોઈ કાર્યમાં એમ થાય છે ખરું. પરતુ જે કાર્યમાં પ્રત્યક્ષ કાળના કુઠાર પ્રહારથી મરણ શરણ થવાની ભીતિ સાક્ષાત્ આવીને સન્મુખ ઊભી રહે છે, એવાં કાર્યોમાં જનસમૂહ હઠ કરીને ઉત્સાહથી ભાગ લેતો જોવામાં નથી આવતો." યોગેશે પોતાના પક્ષનો નિભાવ કરવા માટે એ નિયમમાં પણ પાછો એક અપવાદ બતાવ્યો.

"રાજસ્થાનમા એનાં સેંકડો દૃષ્ટાન્તો મળી આવે છે અને રામાયણ તથા મહાભારતમાં પણ અનેક ઉદાહરણો દૃષ્ટિગોચર થાય છે. આપણા સમાજમાં પણ એવા હજારો મનુષ્યો જીવતા છે, કે જેઓ કોઈ દૃઢ નેતા મળે, તો સ્વદેશસ્વાતંત્ર્યની રક્ષા માટે તત્કાળ પ્રાણ અર્પવાને કિચિન્માત્ર પણ સંકોચ વિના સર્વથા તત્પર છે." એ શબ્દો ઉચ્ચારતી વેળાએ પ્રભાતનું મુખમંડળ કોપથી લાલચોળ થઈ ગયું હતું.

"તારી તો નેતા થવાની ઇચ્છા નથી ને?" યોગેશે વીરરસમા હાસ્યરસના અપ્રાસંગિક પ્રભાવનું દર્શન કરાવ્યું.

"યોગેશ! હું જાણું છું કે, તું હાસ્ય કરે છે. પણ એથી કાંઈ મારો નિશ્ચય ડગવાનો નથી. મારા જેવો એક ક્ષુદ્ર મનુષ્ય નેતા થાય, એ અસંભવિત છે. છતાં પણ એટલુ તો હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, મારાથી બની શકશે ત્યાં સૂધી હું સાધારણ જનોના હૃદયમાં ઉત્સાહ અને સાહસનો અગ્નિ પ્રજળાવીશ. આ દેશની પ્રજાને ઉત્તેજિત કરવા માટે વધારે પ્રયત્ન કરવા પડશે નહિ, કારણ કે, અત્યાર સૂધી ઓરીસા સ્વતંત્ર છે. આપણા જેવી દુર્બળતા અદ્યાપિ એમનામાં આવી નથી.

અવશ્ય ઓરીસાના નિવાસીઓ પ્રાણુના મોહનો ત્યાગ કરીને સમરાંગણમાં યુદ્ધ કરશે જ. જ્યાં સૂધી આ દેશમાં મુસલ્માનોનું આગમન નહિ થાય, ત્યાં સૂધી હુ સર્વ વિદેશીય યાત્રાળુઓને પોતાના પવિત્ર તીર્થસ્થાનની રક્ષા કરવાનો ઉપદેશ આપતો રહીશ. જો એથી કાંઈ પણ સારુ ફળ મળ્યું, તો તો ઠીક; નહિ તો મારા મનનો જે ઉદ્દેશ છે, તેમાં તો કોઈ પણ બાધા કરી શકે તેમ નથી." પ્રભાતે પોતાના ભવિષ્યના કાર્યક્રમની વિસ્તૃત અનુક્રમણિકા કહી સંભળાવી.

"ત્યારે તુ પાછો દેશમાં તો આવવાનો નથી જ ને?" અંતે બોલવાની શક્તિ ન રહેવાથી નિરાશ થઇને યોગેશે એ સવાલ કર્યો

"ના—નથી આવવાનો." પ્રભાતે ટૂંકો જવાબ વાળ્યો.

'ત્યારે મને જવા દે. મારે તો જરૂર સ્વદેશમાં જવું જ છે. એક તો હુ ઘરમાં કોઇને કાંઈ પણ કહ્યા વિના જ અહીં ચાલ્યો આવ્યો છુ, એટલે ઘરના માણસો બહુ જ ગભરાતાં હશે અને બીજું એ કે, જો મારા પાછા ફરવામાં વધારે વિલંબ થશે, તો તેઓ કોણ જાણે શી ઉથલપાથલ કરી નાંખશે. મિત્ર! તારે તો સ્ત્રી પરિવાર આદિ કશુ પણ નથી, એટલે તારા મનમાં ગૃહનો એટલો બધો મોહ ન હોય, એ સ્વાભાવિક છે." યોગેશે હારીને જવાની આજ્ઞા માગી.

"હું મહાઆનંદથી તને જવાની આજ્ઞા આપુ છુ. તારા મનમાં આ વેળાએ અનેક નૂતન આશાઓ ઉદ્દભવેલી છે, માટે મારી પ્રતિજ્ઞા પ્રમાણે યુદ્ધ કરવાનું કાર્ય તને પ્રિય ન લાગે, એ પણ સ્વાભાવિક છે." પ્રભાતે માર્મિક શબ્દોમાં આનદથી આજ્ઞા આપી.

"ઠીક—ત્યારે હવે હું તો પ્રયાણ કરું છુ. યાત્રાળુઓના જે સમૂહો નવદ્વીપ જવાના છે, તે અહીથી થોડા જ અંતરપર છે—તેમની સાથે જવાથી પ્રવાસ ઘણો જ સુગમ થઈ પડશે. તું હવે ક્યાં રહીશ." યોગેશે કહ્યુ.

"હું ક્યાં રહીશ, એ મારાથી નિશ્ચયપૂર્વક અત્યારે કહી શકાય તેમ નથી, જે સમયે ઈશ્વર જ્યાં રાખશે, ત્યાં રહીશ. અર્થાત્ મારો એક જ સ્થાને વસવાનો મનોભાવ નથી. નાના દેશોમાં પ્રવાસ કરતો રહીશ અને જો જીવતો રહ્યો, તો પુન. એકવાર સ્વદેશમાં આવીને બધાંને મળીશ. નહિ તો આજના મેળાપને જ અંતિમ મેળાપ માનીને સંતોષ રાખવાનો છે." ઉદાસ પ્રભાતે ખરેખરું કહી દીધું.

યોગેશનાં નેત્રોમાં એ ઉત્તર સાંભળીને અશ્રુનો આવિર્ભાવ થયો. તે વળી પણુ ગદ્દગદ સ્વરે કહેવા લાગ્યો કે, "મિત્ર પ્રભાત! તારા ભવિષ્યના વિચારથી મારા મનમાં ઘણો જ ખેદ થાય છે. હું તને વળી

પણ એકવાર વિનતિ કરું છું કે, તું મારી જોડે સ્વદેશમાં ચાલ. જો ત્યાં મન ન જ લાગે, તો પાછો અહીં ચાલ્યો આવજે."

"યોગેશ! તારાથી વિયુક્ત થતાં મારા હૃદયમાં પણ અસહ્ય વેદના થાય છે, પણ નિરુપાય છું. જો આપણો દેશ નિકટમાં હોત, તો તો હું અવશ્ય ચાલત. પણ તુ તો જાણે છે જ કે, ત્યાંનો કેટલો બધો વિકટ પંથ છે. જો હું ત્યાં આવું, તો પાછુ અહીં ભાગ્યે જ અવાય. તું જા—પણ મને ભૂલીશ નહિ. આત્મીય સજ્જનો પૂછે, તો કહે જે કે, પ્રભાત જીવે છે." પ્રભાતે પણ પોતાના હૃદયનો શોક વ્યક્ત કર્યો.

એ સંભાષણની સમાપ્તિ થતા જ ઉભય મિત્રો નેત્રોમાંથી નીર-ધારા વર્ષાવતા એક એકથી વિયુક્ત થયા. સ્વદેશીય યાત્રાળુઓનો સંગ મળવાની આશાથી યોગેશ નજદીકમા આવેલી ધર્મશાળા પ્રતિ ચાલ્યો ગયો. પ્રભાત ધર્મસ્નેહી પ્રભાત, પોતાના ગમનનુ કોઈ પણ નિર્ધારિત સ્થાન ન હોવાથી પ્રથમ ક્યા પ્રયાણ કરવુ, એ વિશે વિચાર કરતો કરતો માર્ગમાં વિચર્યો અને ભીષણ અન્ધકારમાં અદષ્ટ થઈ ગયો. તે જગન્નાથપુરીના માર્ગમાં વિચરતો હતો. સધ્યાકાલીન શીતલ સમીરની મદ મદ લહરીઓનુ મૃદુ વેગથી વહન થયા કરતું હતુ એ સમીર લહ-રીની સહાયતાથી એક અસ્ફુટ ગાન એકાએક કર્ણગોચર થયુ. એ ગાન કોઈ ઘણા જ દૂરના અતરે ગાતુ હોય, એવો ભાસ થતો હતો. જે મનુષ્ય એ સગીતના ભાવને પરિપૂર્ણ રીતે જાણી શકયો, તે તત્કાળ સમજી ગયો કે, ગાનારની કોઈ પરમ રમણીય અને પ્રાણપ્રિય વસ્તુ ખોવાઈ ગએલી છે, કે જે તેને પાછી મળી શકે તેમ નથી.

એ ગાનાર કોણ હશે? તેનુ સગીત સાંભળ્યું કોણે? અને ગાના-રની શી વસ્તુ ખોવાયલી હશે? એનો સ્ફોટ સમય આવતાં પોતાની મેળે જ થઈ જશે. અત્યારે તો ધૈર્યનું જ અવલબન કરવાનું છે.

---

## દ્વિતીય પરિચ્છેદ

### પ્રથમ દૃષ્ટિપાત.

ગત પરિચ્છેદમાં વર્ણવેલી ઘટનાને ત્રણ દિવસ વીતી ગયા છે. જગન્નાથના મદિર પાસે પડ્યાઓના ઘરોથી થોડાક અંતરે એક નાની સ્વચ્છ અને સુન્દર નદી પોતાના નીર પ્રવાહનું વહન કરતી જોવામાં આવે છે. એ સરિતાના તીરપ્રાન્તમાં સંધ્યાદેવી, પ્રકૃતિની મનોમોહક મૂર્તિ ધારણ કરીને વિરાજમાન થએલી દેખાય છે. મંદ મંદ શીતલ વાયુ વહ્યા કરે છે, નદીના તીરે એક અશોક વૃક્ષ દષ્ટિગોચર થાય છે

અને તેનાં અનેક પુષ્પો પ્રફુલ્લિત થઇને વૃક્ષની શોભામાં વૃદ્ધિ કરતાં અનુભવાય છે. એ સ્થળે એક અર્દ્ધસ્ફુટયૌવના સુન્દર બાળા આકાશનું અવલોકન કરતી ઊભેલી છે. આકાશમાં તે કઈ વસ્તુનો શોધ કરે છે, એ તે બાળા વિના બીજું કોઈ પણ બતાવી શકે તેમ નથી. તેનાથી થોડા અંતરે અશોક વૃક્ષ તળે ઉભેલો એક વિદેશીય પથિક એ બાળાના સૌન્દર્યની સમીક્ષામાં લીન થએલો છે. પથિક તે બાળાની સુન્દર અને મનોમોહિની મૂર્તિને અવલોકી મનમાં જ કહેવા લાગ્યો કે,–

"હે સરલે, એક ધ્યાનથી આકાશમાંની કઈ શોભાનું તું અવલોકન કરે છે? તારાં નેત્રોના નીલવર્ણ તારકો આકાશની નીલવર્ણતાને પોતામાં આકર્ષી લેશે! તું પોતે નથી જાણતી કે, આકાશની આ ચમકતી તારા કરતાં પણ તું પોતે અધિક સુંદર છે! જો–આ સરોવરના નિર્મલ જલરાશિમાં તારા સુદર રૂપની છાયા કેવી પ્રસરી ગઈ છે! તારી સુન્દર પ્રતિચ્છાયાના અવલોકનમાટે જ જલચર જીવોએ અત્યારે શાંત ભાવ ધારણ કર્યો હોય, એમ જણાય છે. તારી સુન્દર પ્રતિચ્છાયાનો ભંગ ન થાય, એ હેતુથી જલતરંગોએ પણ પોતાની ગતિનો અવરોધ કરેલો છે અને તીરપ્રાન્તસ્થ વૃક્ષો પણ અચલ શાંત સ્વભાવનું અવલંબન કરીને ઉભેલાં છે! પ્રફુલ્લિત પુષ્પો પણ તારા રૂપની ચર્ચામાં જ નિમગ્ન થએલાં છે! કેટલાંક કુસુમો તો મલિન થઇને પૃથ્વીપર પડી જાય છે! જો તો ખરી, મધુરી સુન્દરી! તારી સુન્દરતા સમક્ષ જલનાં કમલો પણ મ્લાન થતાં દેખાય છે! તારા લલાટમાં ચિન્તા અને નેત્રોમાં કાતરતાનાં ચિન્હો સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે. તારી દૃષ્ટિ ઘણી જ દૂર ગએલી છે! તારા ઓષ્ઠોમાં હાસ્યનો આવિર્ભાવ થતો હોવા છતાં પણ તું હસતી કેમ નથી? તારી કઈ વસ્તુ ખોવાઈ ગઈ છે? એકવાર તેનું નામ કહે, એટલે તે જ્યાં હશે ત્યાંથી તેને શોધીને લાવી આપીશ. શું તુ મૃત લોકની નિવાસિની નથી? મેં સાંભળ્યું છે કે, સ્વર્ગ લોકમાં મૂર્તિમતી સરલતાનો નિવાસ હોય છે, માટે ત્યાંથી ભૂલી પડીને તો તું અહી નથી આવી ને? કદાચિત્ એમ હોવાથી જ તુ અસ્વસ્થ થઇને સ્વર્ગના માર્ગનો શોધ કરતી હશે! ગભરા નહિ–માર્ગ મળશે–હું માર્ગ–દર્શક થઇશ. એકવાર તું તારા મુખને સારી રીતે મલકાવ, કે જેથી તારું અર્ધસ્ફુટિત યૌવન કિંચિત્ વિશેષ પ્રસ્ફુટિત થાય!"

પ્રભાતે પોતાના મિત્ર યોગેશચન્દ્રથી વિયુક્ત થવા પછી પ્રથમ રાત્રિ વનમાં જ વીતાડી અને બીજે દિવસે જગન્નાથપુરીમાં આવીને પોતાના પરિચિત પંડ્યાના ગૃહમાં રહ્યો. પંડ્યાનું નામ ચક્રધર મિશ્ર હતું. મુસલ્માનોના અત્યાચારથી જગન્નાથના મંદિરની રક્ષા કેવી રીતે કરવી,

એ વિશે વિચાર કરવા માટે પુરીનો પ્રધાન પંડ્યો ઓરીસાની રાજધાની જહાજપુરમાં મહારાજા નંદકુમાર પાસે ગયો હતો. જ્યાં સુધી તે પાછો ન આવે, ત્યાં સુધી પ્રભાતે પુરીમાં જ રહેવાનો નિશ્ચય કર્યો.

ચક્રધર મિશ્રના ગૃહથી સરોવર ઘણું દૂર નહોતું. જે દિવસથી પ્રભાત જગન્નાથપુરીમાં આવ્યો હતો, તે દિવસથી પ્રતિદિન તે સરોવરના તીરે તે ફરવા માટે જયા કરતો હતો. ઉત્કલ (ઓરીસા) વાસિની હજારો રમણીઓ સરોવર તીરે જલ ભરવામાટે આવતી હતીં અને પોતાની ભાષામાં પરસ્પર અનેક પ્રકારની વાર્તાઓ કરીને આનંદનો ભાવ પ્રસરાવતી હતી. માનિનીઓની મધુર ભાષા સાંભળીને પ્રભાતના હૃદયમાં ઘણો જ આનન્દ થતો હતો. પરતુ આજે તે સરોવર તીરે બીજું કોઈ પણ નથી. એક સ્થળે પ્રફુલ્લ અશોક વૃક્ષ તળે પ્રભાતકુમાર ઊભો છે અને બીજા સ્થાને એક દેવકન્યા સમાન અર્ધસ્ફુટિતયૌવના બાળા ઊભી છે.

પ્રભાતકુમારે અનેક દેશોમાં પ્રવાસ કર્યો છે અને અનેક પ્રકારની સૌન્દર્યવતી સ્ત્રીઓ તેના જોવામા આવી છે. પણ આજ સુધીમાં આવી રૂપરાશિ રમણીના મુખનું તેણે અવલોકન કર્યું નહોતું. પોતાના જીવનમાં અનેક વિસ્મયકારક પદાર્થોનો અનુભવ લીધેલો છતાં, આજના જેવો વિસ્મય તેના ચિત્તમાં કદાપિ થયો નહોતો. તે પ્રતિદિન સહસ્રાવધિ ઉત્કલવાસિની વનિતાઓને વિલોકતો હતો, પરતુ આ બાળાની વેશશોભા અને આકૃતિ પ્રકૃતિ તે સર્વથી કાંઈક ભિન્ન પ્રકારની હતી. એનાં વસ્ત્રો અને આકૃતિમાં કોઈ વંગવાસિની વનિતાનાં ચિન્હો સ્પષ્ટ દૃષ્ટિગોચર થતાં હતાં. તો શું જગન્નાથપુરીમાં કોઈ વંગવાસી ગૃહસ્થ રહે છે? કદાચિત્ કોઈ સપરિવાર તીર્થવાસ કરવાની ઇચ્છાથી અહી આવીને રહેલો હશે. પણ તે ગૃહસ્થ દરિદ્રી હોવો જોઇએ, એમ અનુમાન કરી શકાય છે. કારણ કે, નહિ તો એ કોમલાંગી બાળા સર્વથા અલંકારહીના શામાટે હોવી જોઇએ? તેનાં વસ્ત્રો પણ આવાં મલિન કેમ હોય? બાળાની મુખકાન્તિ અને તેની મધુર પ્રકૃતિથી તો એવો જ નિશ્ચય થાય છે કે, એ કોઈ ઉચ્ચ વશનું જ કન્યારત્ન હોવું જોઇએ. ત્યારે શું એનો સંબંધી કોઇએ નહિ હોય? એ રૂપવતી પ્રતિમાના નૂતન સૌન્દર્યમાં જે વિષાદરૂપ કલકની છાયા જોવામાં આવે છે, તેને કાઢી નાંખનાર શું કોઈ પણ નહિ હોય? પ્રભાતકુમાર એ પ્રશ્નો કોને પૂછે? તેને એ પ્રશ્નોના ઉત્તરો કોણ આપે? બાળાને પૂછવાથી સર્વ સદેહનો સંહાર થઈ શકે એમ છે, પરન્તુ બાળાના મુખમંડળમાં ઇષત્પ્રસ્ફુટિત યૌવનની લલિત મધુર લજ્જા વ્યાપેલી હોવાથી, પ્રભાત તેને એ પ્રશ્નો કેમ પૂછી શકે વારુ?

અપરિચિત દેશમાં અપરિચિત મનુષ્યનું એવું આચરણ પ્રશંસાપાત્ર ગણી શકાય ખરું કે? કદાપિ નહિ. શાસ્ત્રોમાં આકાશવાણીની આખ્યાયિકાઓ અનેક સ્થળે લખવામાં આવી છે, ત્યારે આજે એકવાર માત્ર એક જ-વાર તેવી આકાશવાણી કેમ થતી નથી? આકાશવાણી થાય, તો તેની સહાયતાથી પ્રભાતકુમાર એ નવયૌવના બાળાનો વૃત્તાંત જાણી શકે, એવો સંભવ છે. પણ તેમ થવું અશકય છે.

પ્રભાતકુમાર સંજ્ઞાશૂન્ય થઇને એકીટસે તે બાળાને નિહાળતો મનમાં અનેક પ્રકારના વિચારો કરવા લાગ્યો. બાળાવિના તેને બીજું કાંઈ પણ દેખાતુ હતું નહિ. તેના હૃદયમાં જે સદેહ ઉદ્‌ભવ્યો હતો, તે પાછો હૃદયમાં જ લીન થઈ ગયો હવે તેના વિચારો અન્ય દિશામાં પ્રવાસ કરવા લાગ્યા.

ઘણીવાર સુધી બાળાએ પોતાની દૃષ્ટિ આકાશમાં લીન કરી રાખી. તે જે વસ્તુને શોધતી હતી, તે વસ્તુ તેને મળી શકી નહિ. એટલામાં તેની દૃષ્ટિનો એક બીજી દિશામાં પાત થયો. પોતાના કટિભાગમાં તેણે જે ગાગર ધરી રાખી હતી, તેને તેણે ધીમેથી જમીનપર રાખી દીધી. અગમ્ય ભાવદર્શક અશ્રુનાં બે બિન્દુઓ તેના કપોલપ્રદેશમાંથી નીચે ખરી પડ્યાં. સાડીના પાલવથી નેત્રો લૂછીને જલ ભરવા માટે પાષાણ-સોપાનપરથી સરોવરમાં તે ઉતરવા લાગી.

એટલામાં એક ઉત્કલ બાળા કક્ષામાં ગાગર લઇને સરોવરના તે જ આરાપર આવી પહોંચી અને સ્મિત હાસ્ય કરીને તે ઉતરતી બાળાને સંબોધીને કહેવા લાગી કે, "કેમ ઉષે! તુ મારાથી પહેલાં જ ચાલી આવી ને? જરાવાર મારી વાટ પણ ન જોઈ?"

પ્રશ્ન થતાં જ ઉષાએ પાછું વાળીને જોયું. થોડે જ છેટે ઊભેલા પ્રભાતકુમારને "ઉષા" નામરૂપ રત્નની અચાનક પ્રાપ્તિ થઈ.

ઉષા કિંચિત્ હસી અને કહેવા લાગી કે, "અલી પ્રભે! તું ઠેઠ અત્યારે આવી કે? મેં તો એમ જાણ્યું કે, આજે તું તારા નાનાને ત્યાં જ રહેવાની છે. આજે ઘેર કેટલાક યાત્રાળુઓ આવેલા છે અને તેઓ અત્યારે જ સ્વયપાક કરવાના છે; એટલે પાણી ભરવાને હુ તો વહેલી વહેલી જ ચાલી આવી."

"ભલે ને તું બહાનાં બતાવ્યા કર. હવે હું પણ તારા માટે કોઈ વાર ખોટી નહિ થાઉ અને આજે મેં એક સારી ખબર સાંભળી છે, તે પણ તને કહીશ નહિ." પ્રભાવતીએ વિનોદ સાથે ઉષાના મનમાં એક પ્રકારની ઉત્કંઠા ઉપજાવી.

"કઈ વાત અને શી ખબર સાંભળી છે? અલી, કહી દેને! જો તને મારા સમ છે, ન કહે તો?" ઉષા આતુરતામાં કાવરી બાવરી બની ગઈ.

"કહું—પણ જો તું હવે કોઈવાર મને છોડીને ન આવવાની શરત કરતી હોય તો. નહિ તો હું મારે પાણી ભરીને આ ચાલી." લુચ્ચી પ્રભાએ વળી પણ વિષ પાથર્યું.

"તારા સમ જો હવે તને છોડીને એકલી આવું તો. બસ—" ઉષા હારી.

"ઠીક—ત્યારે સાંભળ—આજે મારા નાનાને ત્યાં તારા દેશનો એક યાત્રાળુ આવ્યો છે." પ્રભાવતીએ કથાનું મગળાચરણ કર્યું.

"બસ, એ જ સારી ખબર લાવી છે કે? મારા દેશના તો રોજ અનેક યાત્રાળુઓ આવે છે અને જાય છે. એમાં આશ્ચર્ય જેવુ શું છે?" ઉષાએ નિરાશાથી કહ્યુ.

"ના બ્હેન! એ યાત્રાળુ બીજા યાત્રાળુઓ જેવો સાધારણ નથી. મારા મામાએ તેને તારા વિશે કાંઈ કહ્યુ હતુ. તારા સહવાસથી હું હવે તારા દેશની ભાષા કાંઇક કાંઇક સમજવા લાગી છું તેણે મામાને તને જોવાની ઇચ્છા દર્શાવી છે. મને લાગે છે કે, નાના જ્યારે જહાજપુરથી પાછા આવશે, તે વેળાએ એ યાત્રાળુ સગે જ તારો વિવાહ કરી આપવામાં આવશે." પ્રભાવતીએ બધી ભઠ્ઠી ફોડી દીધી.

વિવાહ વિશેની અન્તિમ વાર્તા સાંભળતાં જ લજ્જાથી ઉષા અધોમુખા થઈ ગઈ. "હવે બેસને મૂગી મૂગી! આવી વાતો તે મુઉ કોણ કરે?" એમ કહીને પ્રભાને તેણે ઝટકાવી નાખી.

પ્રભાવતી હસતી હસતી થોડેક દૂર જઇને ઊભી રહી, અને ત્યાથી કહેવા લાગી કે, "એમાં ઊકળી તે શું જાય છે. હુ જે કહું છું, તે જોજે કે સાચું થાય છે કે નહિ? જૂઠું પડે તો કહેજે."

ઉષાએ એક દીર્ઘ નિ શ્વાસ નાંખીને ભગ્ન સ્વરથી કહ્યું કે, "અમારા દેશમાં તેમનો નિવાસ કયા સ્થાને છે, એ તુ જાણે છે કે?"

"હા—હા—તેમણે પોતાના નિવાસસ્થાનનું નામ નવદ્વીપ બતાવ્યું હતું. તારું ઘર પણ ત્યાંજ છે ને?" એ ઉત્તર આપીને પ્રભાવતીએ મશ્કરી કરી કે, "કેમ, અત્યારે જ તેમનું ને એમનું કરવા મંડી ગઈ?"

"મુઈ, તું તો મશ્કરીમાં જ મરી જવાની. બહેન! ત્યારે હું કાલે એ યાત્રાળુને જોવા આવીશ અને મારા પિતાના સમાચાર પૂછીશ. કદાચિત્ મારા પિતાને તે ઓળખતો હોય." ઉષાએ કહ્યું.

"બહુ સારુ. મારો પણ એવો જ વિચાર હતો. કાલે સવારમાં વહેલી ઊઠીને હું તને સાથે લેતી જઇશ અને મા પાસેથી તને બે ત્રણ દિવસ ત્યાં રહેવાની રજા પણ અપાવીશ. કેમ ઠીકને?" પ્રભાવતીએ પોતાનો મનોભાવ દર્શાવ્યો.

"ઘણુ જ ઠીક. એ તો કાલે થઈ રહેશે—પણ હવે ઊતાવળી થા—

ચાલ, પાણી ભરી લઇએ. વાર થશે તો ડોશી વળી વઢવા માંડશે.” ઉષાએ કહ્યું.

એજ ક્ષણે પુષ્પોથી ભરેલી અશોક વૃક્ષની શાખાપર બેઠેલા પપૈયાએ પીયુ પીયુ શબ્દનો ધ્વનિ કર્યો. સધ્યાકાલની શાંતિનો ભંગ કરનારો પપૈયાનો શબ્દ ચતુર્દિશામાં ગર્જવા લાગ્યો. ઉષા અને પ્રભાનુ ધ્યાન તે દિશામાં આકર્ષાયું. પપૈયો તો ઊડી ગયો હતો, પણ તે જ અશોક વૃક્ષ નીચે એક અપરિચિત યુવકને ઉભેલો જોઇને બન્ને બાળાઓ લજ્જાથી સર્વથા સકુચિત થઈ ગઈ.

સ્ફુટોન્મુખયૌવના પ્રભાવતી ધીમે ધીમે નિઃસરણીપરથી ઉતરીને ઉષા પાસે પહોંચી ગઈ, અને તેના કાનમાં ધીમેથી કહેવા લાગી કે, “એ ઘણુ કરીને તો તે જ યાત્રાળુ છે. મને તો બાઈ! તેવો જ જણાય છે.”

“મેં તો તેને જોયો નથી. તે જ જોયો છે, એટલે તું જ ઓળખી શકે, એમાં મને શું પૂછે છે?” ઉષાએ ઉત્તર આપ્યું.

“મને તો તે જ હોય, એમ લાગે છે. છતાં પણ ઉભી રહે હું એકવાર એને ધ્યાનથી જોઈ લઉ.” એમ કહીને પ્રભાવતી તે અશોક વૃક્ષ નીચે ઉભેલા યુવકને એકીટસે નિહાળવામાં લીન થઈ ગઈ.

લજ્જાથી ઉષાનું મુખ રક્તવર્ણુ થઈ ગયું અને પ્રભાતમાં દષ્ટિ પડતાં જ કોણ જાણે શાથી તેને જોવાની વારંવાર .તેના મનમાં ઇચ્છા થયા કરતી હતી. પ્રભાવતીની અતિમ વાર્ત્તા સાંભળતાં સાંભળતાં ઉષા બે વાર પ્રભાતના મુખનું અવલોકન કરી ચૂકી હતી. પ્રભાવતીએ જ્યારે કહ્યુ કે, “હુ એકવાર એને ધ્યાનથી જોઈ લઉ.” તે જ વેળાએ ઉષાએ પ્રભાતને પોતાની દષ્ટિનો વિષય બનાવ્યો હતો, ને તેથી જ તેના મુખમંડળમાં લજ્જાનો ભાવ વ્યાપી રહ્યો હતો.

પ્રભાતના આશ્ચર્યની સીમા ન રહી. એક તો પ્રથમ જ ઉત્કલ દેશમાં વંગમહિલાને જોઇને તેના મનમાં આશ્ચર્ય તો થયું હતું જ, અને હવે તેમની ઉપર્યુક્ત પરસ્પર વાર્ત્તાઓ સાંભળતાં તો તેનું આશ્ચર્ય સીમાનું ઉલ્લંઘન કરી ગયું. નવદ્વીપનિવાસિની એક બાળા વિશે કેટલોક વૃત્તાંત ચક્રધર મિશ્રના મુખથી તેના સાંભળવામાં આવ્યો હતો અને મધ્યાહ્ન સમયે જે ઉત્કલ બાળાને તેણે જોઈ હતી, તે જ બાળા અત્યારે ઉષા સાથે પ્રશ્નોત્તર કરવામાં પ્રવૃત્ત થએલી હતી. ત્યારે શુ પ્રભાવતીએ ઉષાને જે સમાચાર સંભળાવ્યા, તે પ્રભાતકુમાર વિશેના તો નહિ હોય? શું પ્રભાતને પુન એ બાળાના દર્શનનો અવસર મળશે? ના—ના—પ્રભાત! તું એક વિદેશીય પ્રવાસી છે, શાસ્ત્ર અને વિદ્યામાં નિપુણ છે અને દેશના લાભ માટે તેં પ્રાણ અર્પવાની પ્રતિજ્ઞા કરેલી છે, માટે

તારે એક અજ્ઞાતકુલશીલા સુંદર બાળાને જોઈને પોતાના કર્ત્તવ્યને વિસારી દેવું જોઈએ નહિ. તારે તો હજી અનેક મહત્ત્વનાં કાર્યો કરવાનાં છે. માટે સાવધ રહેજે! સૌન્દર્યના જાળમાં જકડાઈને કોઈ કાળે પણ કર્ત્તવ્યવિમુખ થઈશ નહિ.

ઉષા અને પ્રભાવતી પરસ્પર એક બીજાને જોવા લાગી. પ્રભાવતી જો કે ઉષા સાથે હાસ્યવિનોદ કરવામાં જ રોકાયલી હતી, તો પણ વારવાર પ્રભાતને જોયા વિના તે રહી શકતી નહોતી. ઉષાએ કહ્યું, "ચાલ પ્રભે! પાણી ભરીને ચાલતાં થઈએ. રાત પડી જવા આવી છે. ચાલો બન્ને સાથે જ ઘેર જઈએ."

"ચાલો ત્યારે જઈએ. કાલે સવારે હું તને એ યાત્રાળુનું દર્શન કરાવી આપીશ" પ્રભાવતીએ પણ જવાની અનુમતિ દર્શાવતાં કહ્યું.

પ્રભાવતી અને ઉષા ઉભય સરોવરમાંથી જળપાત્રો ભરવા લાગી જે પક્ષીઓ અશોક વૃક્ષમાં નિવાસ કરીને બેઠાં હતાં, તે સર્વ આવીને તે વૃક્ષની શાખાઓપર બેસવા લાગ્યાં અને પોતપોતામાં ઉષા, પ્રભાવતી અને પ્રભાતના સબંધમાં ચર્ચા કરવા લાગ્યાં. ઉષા, પ્રભાવતી કે પ્રભાત કોઇ પણ તેમની ભાષા સમજી શક્યુ નહિ. પરંતુ એ જ સંધ્યા સમયે બે ક્ષુદ્ર પ્રાણોનું નિઃસ્તબ્ધતાથી પરસ્પર સ્થાનપરિવર્તન થઈ ગયું, એ કોઈ જોઈ શક્યું કે? પરમાત્મા જાણે.

પ્રભાતે જોયું કે, પ્રકૃતિની અપૂર્વ સુન્દરતાથી સરોવરનો સમસ્ત ભાગ ભીષણ અંધકારથી આચ્છાદિત થઈ ગયો છે. એક દીર્ઘ ઉષ્ણ નિઃશ્વાસ નાંખીને ધીમે પગલે પ્રભાત પોતાના નિવાસસ્થાન પ્રતિ પ્રયાણ કરવા લાગ્યો

---

## તૃતીય પરિચ્છેદ

### દર્બાર–યુદ્ધવિચાર

આજે બંગાળાનો સૂબેદાર પોતાના આમ દર્બાર (દર્બારે આમ) માં સુવર્ણના રત્નખચિત સિંહાસને વિરાજમાન થએલો દેખાય છે. તેના શરીરપર કારચોબી જામો અને શિરપર તાજ શોભી રહેલાં છે. સિંહાસનના આસમન્તાત્ ભાગમાં ચતુર્દિશાએ સુગંધિત સુમનોના ગુચ્છ ફૂલદાનમાં ગોઠવી રાખેલા છે–તે સુમનોના સૌગન્ધ્યથી સભાભવન સૌગન્ધ્યમય બની ગએલું છે. દર્બાર ભરવાના એ મકાનમાં સુવર્ણના સ્તંભો શોભતા ઊભા છે અને પ્રત્યેક સ્તંભની બન્ને બાજૂએ વીસ વીસ હૃષ્ટપુષ્ટ યોધાઓ હાથમાં નાગી તલવારો ધારીને પાષાણની પ્રતિમાઓ સમાન અચલ ભાવથી ઊભેલા જોવામાં આવે છે. સિંહાસનના સમીપસ્થાને

પૃથ્વીપર એક રેશમનો અમૂલ્ય ગાલીચો બિછાવેલો છે, અને તે પર રાજ્યના પ્રતિષ્ઠિત ધનવાનો અને માની અમીર ઉમરા બહુમૂલ્ય વસ્ત્રોથી સુસજ્જિત થઇને બેઠેલા છે. દર્બારભવનના સામેની શ્વેત પાષાણુ સ્તંભોની શ્રેણિ પોતાપર ગોઠવાયલાં અનેક પ્રકારનાં પુષ્પોથી શોભતી દર્બારના દબદબાનું જ્ઞાન કરાવતી જોવામાં આવે છે. સ્તંભશ્રેણિથી બીજી બાજૂએ રાજદર્શનાભિલાષી જનો ભિન્ન ભિન્ન આસનપર બેઠેલા છે અને તેમના પાછળના ભાગમાં લાંબા પહોળા આંગણાની બન્ને બાજૂએ અસ્ત્ર શસ્ત્રોથી સજ્જ થએલા સૈનિકો શ્રેણિબદ્ધ થઇને ઊભા છે. એમની પાછળ લગભગ ત્રીસ હાથના અતરે સુવર્ણશૃંખલાથી બાંધેલા અને મૂલ્યવાન્ વસ્ત્રોથી સજાવેલા તથા અલકારોથી ઓપતા ચાર મદોન્મત્ત હાથી, પોતાની સૂંઢોને ઉન્નત કરીને સૂબેદારની સલામીના કાર્યમાં લીન થયેલા છે.

સૂબેદારનું મુખમંડળ પ્રસન્ન, લલાટ વિશાળ, નેત્ર ઉજ્જવલ અને શરીરબધન બહુ જ દૃઢ હતું. ચાળીસ વર્ષની અવસ્થા થએલી છતાં પણુ શરીરમા યુવાવસ્થા જેવી સ્ફૂર્તિનું સ્પષ્ટ દર્શન થતું હતુ. સૂબેદાર સિંહાસને મૌન્ય ધારીને બેઠો હતો અને સમીપમાં સભ્યજનો પણુ મૂક મુખે બેઠેલા હતા. સભાભવને જાણે સંપૂર્ણ શાન્તતાના ભાવનો જ સ્વીકાર કરેલો હોયની, એવો ભાસ થતો હતો. બહાર બાંધી લીધેલા કઠેરા પાસે ઇસલામી ઝડાતળે એ સભાના ઐશ્વર્યને ખાસ જોવા માટે જ આવી ઊભેલા નાગરિકોના મનમાં અત્યત કૌતુક થતું હતું.

થોડા જ સમયમાં સભાની શાન્તિનો ભગ થયો. સુલયમાને પોતાની સામે જ બેઠેલા એક સભ્રાન્ત મુસલ્માનને સબોધીને કહ્યું કે, “ફરીદશાહ! જો કે મેં મારા મનની વાત આજ સુધી કોઇને પણુ કહેલી નથી; તોપણુ એ વાત તમારાથી છૂપી નથી. તમે મારા ઘણા જ ખયરખાહ વજીર છો, એ હું સારી રીતે જાણું છુ. અત્યારે હું એક ઘણું જ મોટું કાર્ય કરવાની ઇચ્છા કરી બેઠો છુ અને એ કાર્ય તમારી સલાહ વિના કરવાનું મને યોગ્ય નથી લાગતું. એટલા માટે જ મેં તમને ખાસ અહીં આવવાનો શ્રમ આપ્યો છે.”

સુલયમાનની વાત સાંભળતાં જ ફરીદશાહ પોતાના આસનપરથી ઊભો થયો અને ત્રણુવાર મસ્તક નમાવીં પૃથ્વીને ચુબન કરીને પ્રાર્થનાની રીતે કહેવા લાગ્યો કે, “જહાંપનાહ! ગુલામ કાંઈ એટલો અક્કલવાળો નથી કે, હુજૂરને સલાહ આપી શકે. જેની બુદ્ધિ અને બળના પ્રભાવથી બંગાળાનું બાદશાહી તખ્ત કોઇનું પણુ ખૂન રેડ્યા વિના હસ્તગત થઈ ગયું છે, તેને સલાહ આપવી, એ આ નાચીજ ગુલામનું કાર્ય

નથી. પણ આ *જઇફની †જિન્દગી હવે પછી પણ હુજૂરની ‡ખયર-ખાહીમાં જ પૂરી થશે. આ §બુજર્ગીથી લાચાર છું અને એ કારણથી જ ||ફિદવીનું દરેક દર્બારમાં આવવું નથી થતું. આજે જે કારણથી ખુદાવન્દે ગુલામને યાદ કર્યો હોય, તે કારણ વિશે જે હુકમ થશે, તેને ¶બસરોચશ્મ બજાવી લાવવાને આ $ખાદિમ તૈયાર છે."

"+રિયાસતેગૌડનું બાદશાહી તખ્ત મને કેવી રીતે **દસ્તયાબ થયું, એ તમારાથી ††પોશીદ નથી. લડાઇના વખતમાં મારા મોટા ભાઈ તાજખાને સલ્તનતને હાથ કરવામા વિજય મેળવ્યો હતો. એ કાર્ય તેમણે બાદશાહની રજા વિના જ કર્યું હતુ, અને તેથી તાજખાન અને મારાપર દિલ્હીના શાહની ‡‡ખફગીની નજર પણ થઈ હતી. તેમણે બહિરામખાનને ફૌજ આપીને બંગાળાપર ચઢાઈ કરવાને રવાના કર્યો હતો, એમ પણ મારા સાંભળવામાં આવ્યું હતુ." સૂબેદારે ઇતિહાસ ખોલ્યો.

"જો બહિરામખાન જંગના ઇરાદાથી અહીં આવત, તો શું હુજૂરના હજારો સિપાહી અને સેંકડો તોપો ચુપ થઇને બેસી રહી હોત કે? હુ ખાત્રીથી કહી શકું છું કે, મુગલોના ફૌજી જવાનોના લાલ લોહીથી ગંગાનું પાણી પણ લાલ થઈ જાત અને દિલ્હીના શહનશાહને પોતાના કોઈ બુજદિલ સિપાહીના મોઢેથી પોતાના પ્યારા અફસરની મૌતની ખબર સાંભળવાનો વખત જોવો પડયો હોત." ફરીદશાહે સુલયમાનની ઘટતી ખુશામદ કરી. કારણ કે, નવ્વાબી દર્બારમાં એવી ખુશામદો વિના છૂટકો જ થતો નથી.

"બિલાશક." સુલયમાને ગર્વથી કહ્યુ. "હું પણ લડાઇને માટે પૂરેપૂરી રીતે તૈયાર થઈ ગયો હતો. એ તો સાધારણ નિયમ છે કે, ખૂન વહેવડાવ્યા વિના કોઈ સલ્તનતનો કબ્જો મેળવી શકાતો નથી. પણ પાછળથી એવો વિચાર આવ્યો કે, દિલ્હીના બાદશાહ સાથે દોસ્તી રાખવાથી બંગાળામાં કોઈ પણ પ્રકારનો ફસાદ પેદા થવાનો સંભવ રહેશે નહિ. એટલા માટે જ બાદશાહના કદમોમાં નજરાણા તરીકે કેટલીક ચીજો મોકલીને તેમનાથી દોસ્તી કરી લીધી."

"બિલાશક હુજૂરે જે કાંઈ પણ કર્યું છે, તે ઘણું જ સારુ કર્યું છે." ફરીદશાહે પાછી હામાં હા મેળવવા માંડી. "એમ પણ સંભળાય છે કે, બાદશાહને પણ આપણાથી દોસ્તી રાખવાની વાત જ વધારે પસંદ છે. દરરોજ ખુદાતાલાના કદમોમાં એ જ અર્જ ગુજારુ છું કે, તમામ દુનિયામાં મુસલ્માનોની અમલદારી થઈ જાય."

---

* વૃદ્ધ † જીવન. ‡ શુભેચ્છા § વૃદ્ધાવસ્થા. || દાસ. ¶ નેત્ર અને શિરવડે. $ દાસ. + બંગાળાનું રાજ્ય. ** હસ્તગત. †† છુપું—ગુપ્ત. ‡‡ કોપની—વક્ર—દૃષ્ટિ.

"શાહજી! ગભરાશો નહિ. એ વખત પણ જલ્દી જ આવશે." સુલયમાને મૂછોપર તાવ આપીને કહ્યું. "ખયર—સાંભળો દિલ્લીના બાદશાહ સાથે દોસ્તી રાખીને જ હુકૂમત કરવાનો પ્રથમથી જ મારો ઇરાદો હતો. પણ હવે એમ જણાય છે કે, એ દોસ્તી લાંબો વખત ટકી શકવાની નથી. એનું કારણ એ છે કે, બાદશાહ કેટલીક રીતે મને પોતાનો માતહત સમજે છે."

"એ તેમની ઘણી જ મોટી ભૂલ છે." ફરીદશાહે પણ નવ્વાબની દિશામાં જ વિચરવા માંડ્યુ. "હુજૂરે પોતાના બળથી જ બગાળાનું રાજ્ય હસ્તગત કરેલુ છે. માટે આ સલ્તનતપર તેમનો જરા જેટલો પણ હક હોઈ શકે નહિ."

"તેમનો હક નથી, એટલા માટે જ હુ પોકાર કરુ છું." સુલયમાન ગર્વમાં આગળ વધ્યો. "જો દિલ્લી જઇને બાદશાહની ખુશામદ કરી હોત અને સનદ મેળવીને હું બગાળાના તખ્તપર બેઠો હોત, તો તો જાણે હું પોતાને બાદશાહનો માતહત માનત. પણ ખયર એ વાતોને જવા દ્યો, જેને જેમ ગમે તેને તેમ સમજવા દ્યો. મારો તો એ જ નિશ્ચય છે કે, બગાળા તે પઠાણ બાદશાહોનો સ્વતત્ર દેશ છે—આ સલ્તનતમાં પઠાણોની હુકૂમત બલવતી છે. જો કોઈ તાકત અથવા ચાલાકીથી આપણી હુકૂમતને નેસ્ત અને નાબૂદ કરવાની ઇચ્છા રાખશે, તો હુ ખાત્રીથી કહુ છુ કે, બહુ જ વહેલી લડાઇની આગ ભભકી ઊઠશે. કેમ તમે શું ધારો છો?"

"હુ પણ હમેશ એ બાબત વિશે જ વિચાર કર્યા કરુ છું. મારા દેખતાં ઘણા પઠાણ બાદશાહો બગાળાના આ તખ્તપર બેસી ગયા, પણ તેમાંના કોઇએ પણ જાહેર રીતે પોતાનું માથુ નીચુ નમાવ્યું નથી. હુજૂરે પણ પોતાના બુજર્ગોની રીતિનું જ અનુકરણ કર્યું છે. આવી વાતોનો ફયસલો કરવાની તાકત મારામાં નથી." ફરીદશાહે નિયમ પ્રમાણે સૂબેદારના વિચારની પ્રશંસા કરી.

"જો કોઈ ભૂલભરેલું કે નાલાયક કામ મારા હાથે થતુ હોય, તો તે ન થવા દેવાની કોશિશ તમારે કરવી જ જોઇએ. જેવી રીતે બગાળાના બીજા બાદશાહોને માથુ નમાવતાં તમે જોયા નથી, તેવી જ રીતે ખાન્દાને કાવાનીના સુલયમાનને પણ કોઈ કાળે નમતો જોશો નહિ અને માથુ નમાવવાની અગત્ય પણ શી છે? શું દિલ્લીના બાદશાહથી બંગાળાના બાદશાહની પદવી કોઈ રીતે ઉતરતી છે? શુ બંગાળાના શાહનો ખજાનો જરથી ભરપૂર નથી? શુ બગાળાની ફોજના સિપાહીઓએ પોતાની તલવારો કમજોર હાથમાં પકડેલી છે?" સૂબેદારે આત્મશ્લાઘા કરી.

ફરીદશાહે થોડીવાર કાંઈ પણ જવાબ આપ્યો નહિ. તે વિચારમાં પડી ગયો હતો. અંતે તેણે વિનતિ કરી કે, "જહાંપનાહ! ગુલામના કુસૂરની માફી આપશો—ગુલામ કાંઇક અર્જ કરવાની ખ્વાહિશ ધરાવે છે."

"બેતકલ્લુફ કહો, બંગાળાની સલ્તનત અને શાહી ખાન્દાનની ખયરખ્વાહી વિશે જે કાંઈ પણ કહેવામાં આવશે, તે આ સુલયમાન તત્કાળ મંજૂર કરશે." નવ્વાબે ઘણી જ શાંતિથી આજ્ઞા આપી.

"વધારે કાંઈ પણ નહિ, કિન્તુ હું માત્ર એટલું જ કહેવા માગું છું કે, દિલ્લીની હુકૂમત ઘણા દૂર દૂરના મુલ્કોમાં ફેલાઈ ગયેલી છે અને દિલ્લીના મુકાબલામાં બંગાળાની હુકૂમત ઘણી જ ઓછી છે માત્ર બંગાળ અને બિહાર, એ બે દેશોના બળથી જ દિલ્લીનો મુકાબલો કરવો, એ મારા વિચાર પ્રમાણે કાંઇક અનુચિત જેવું છે." શાંત ફરીદશાહે પોતાની વૃદ્ધાવસ્થાનો અનુભવ વ્યક્ત કર્યો

"શાહજી! તમારા કહેવાથી પહેલા જ કેટલીકવાર હું એ બાબત વિચાર કરી ચૂક્યો છું. એ વાતને તો તમે સારી રીતે જાણો છો કે, સલ્તનતને મજબૂત કરવા અને વધારવા માટે કોઈ નવો મુલ્ક જિતવાની ઘણી જ જરૂરત હોય છે, અને તમે જાણીને ખુશ થશો કે, એવો એક મુલ્ક જિતવાની પણ મેં ગોઠવણ કરી રાખી છે. એકવાર મોઢું ઉંચું કરીને સમુદ્ર તરફ નજર કરો—ત્યાં એક બહુ જ મોટી સલ્તનત હિન્દુ કાફિરોના કબજામાં પડેલી તમારા જોવામાં આવશે." સુલયમાને દિલ્લીના વિષયવાળી પ્રસ્તાવના પૂરી કરીને હવે મૂળ હેતુના ઉલ્લેખનું મંગળાચરણ કર્યું

"સમુદ્ર તીરે તો ઓરીસા વિના બીજી કોઈ સલ્તનત મારા જાણવામાં નથી. કેમ ખુદાવન્દ?" ફરીદશાહે અજ્ઞાનતાથી પ્રશ્ન કર્યો.

"જી હા—તમારી અટકળ ખરી છે. મારી ઓરીસા ફતેહ કરવાની જ ઇચ્છા છે. નૂરનબીના બન્દાની અમલદારીની પડોસમાં જ કાફિરોની અમલદારી હોય, એ મારા દિલમાં ઘણું જ ખટક્યા કરે છે અને એ વિશે મસ્લત કરવા માટે જ મેં આજે તમને અહીં બોલાવ્યા છે. માટે તમે તમારો વિચાર જણાવો કે, કાફિરોની હુકૂમતને ફના કરીને ખુદાની હુકૂમત ત્યાં કાયમ કરવી, એ યોગ્ય છે કે નહિ?" સુલયમાને જવાબ આપીને પાછો સવાલ કર્યો.

અમલચન્દ નામક એક ધનાઢ્ય વાણીઓ એ વેળાએ દર્બારમાં બેઠેલો હતો. સુલયમાનના મુખથી કાફિરોના સર્વ નાશની વાર્તા સાંભળતાં જ તેનું મુખ એકાએક ગભીરતાથી છવાઈ ગયું. તે સૂબેદારને એક ધ્યાનથી જોતો અને તેના વિચારોને સાંભળતો બેઠો હતો. પણ એ

અન્તિમ વિચાર સાંભળીને તેણે પોતાનું મુખ નીચુ કરી દીધું.

ચતુર સુલયમાનની દૃષ્ટિ ચારે તરફ ફર્યા કરતી હતી. તે અમલચંદના મુખની ગભીરતાને જોતાંજ તેના મનના ભાવને જાણી ગયો. વારંવાર **કાફિર** શબ્દનો પ્રયોગ કરીને હિન્દુઓ પ્રતિ જે ધિક્કાર દર્શાવવામાં આવ્યો હતો, તેથીજ એનુ મન દુ ખાયું છે, એમ જાણીને તેને પ્રસન્ન કરવાના હેતુથી સૂબેદાર તેને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે, "અમલચન્દ ! તમે નારાજ ન થાઓ. અમારા **પયગંબર**નુ એવુ ફર્માન છે કે, તેમના બન્દાઓની અમલદારી જ આખી દુનિયામા હોવી જોઇએ. હજરત મહમ્મદ જ આ દુનિયાના માલિક છે અને જેઓ તેમને માનતા હોય, તેઓ તેમની ફોજના સિપાહી છે. તેમના ફોજી જવાનો વિના બીજા કોઇમાં પણ હુકૂમત કરવાની શક્તિ નથી. કુરાન શરીફમા લખેલું છે કે, "**અહલે ઈસલામ** ન હોય, તે બધા કાફિરો છે." મુસલ્માનોમાના પણ જે પોતાના ઇમાનને માનતા નથી, તેમને પણ કાફિરજ માનવામા આવે છે."

અમલચન્દ ઉભો થયો અને હાથ જોડીને કહેવા લાગ્યો કે,–"હું તો એક સાધારણ વ્યાપારી વાણીઓ છુ. રાજ્યશાસન અને રાજ્યપરિવર્ત્તનના વિષયમા કોઈ પણ પ્રકારનો વિચાર દર્શાવવાની મારામાં શક્તિ નથી. એટલા માટે મારે તો એમજ કહેવું જોઇએ કે, કુરાનમાં લખેલી વાતજ બરાબર હશે અને તેથી મહમ્મદની સેના થોડાજ સમયમા સર્વ રાજ્યોમા પોતાનો અધિકાર પ્રસારવાને શક્તિવતી થશે."

"તમે અમારા કુરાનના ફર્માનને કબૂલ કરો છો, એ માટે તમારો ખાસ આભાર માનવામા આવે છે." એટલુ કહી સુલયમાન્ પાછો ફરીદશાહને પૂછવા લાગ્યો કે, "શાહજી ! ત્યારે આ બાબતમા તમારો જે વિચાર હોય, તે કોઈ પણ પ્રકારના સકોચ વિના સત્ય સત્ય મનથી જણાવી દ્યો. બુજર્ગોના વિચારમા હમેશા કાંઈ પણ વધારે તત્ત્વ સમાયલુ હોય છે, એવી મારી ખાત્રી છે."

ગોઠણમડીએ બેઠેલો ફરીદશાહ પાછો ઊઠીને ઉભો થયો અને હાથ જોડીને વિનતિ કરવા લાગ્યો કે, "જે બાદશાહોના પણ બાદશાહ છે, તે પયગબર સાહેબે જ હુજૂરને આ દુનિયામા અફસર કરીને મોકલેલા છે. હજરતનો અફસર આ દુનિયામાં ખુદાની સલ્તનતને વધારે, એ વાતને આ ગુલામ નાકબૂલ કરીજ કેમ શકે ? હુ ઘણીજ ખુશીથી હુજૂરના અભિપ્રાયને મળતો થાઉ છુ અને કહુ છું કે, જે દિવસે હુ આખી દુનિયામાં મુસલ્માનોનો અધિકાર વ્યાપેલો જોઇશ, તે દિવસે જ મુસલ્માનોના હિન્દુસ્તાનમાં આવવાને સફળ થએલુ માનીશ."

"ત્યારે શું તમે ઓરીસા પ્રાન્તને ઘણા જ ફાયદેમંદ સમજો છો ?" સુલયમાને કાંઇક વધારે જાણવાના હેતુથી પ્રશ્ન કર્યો.

એના ઉત્તરમાં ફરીદશાહે જણાવ્યું કે, "જો કે હુ ઓરીસાને વધારે લાભકારક તો નથી જ સમજતો, તો પણ તેને સર કરવામાં એક ઉચ્ચ પ્રકારની કીર્તિ સમજુ છુ બખ્તિયાર બંગાળામાં મુસલ્માની હુકૂમતનું મૂળ રોપી ગયા છે અને તેને જો આપ મજબૂત કરશો, તો તવારીખમાં આપનું નામ સુવર્ણના અક્ષરે લખાયલુ સદાને માટે કાયમ રહેશે."

વૃદ્ધ ફરીદશાહે અન્તિમ વાકય ઘણી જ ગભીરતાથી ઉચ્ચાર્યું અને સભાસદનમાં તેના એ શબ્દોનુ ગુંજન થવા લાગ્યું. ભીતોમાં અન્તિમ શબ્દોનો પ્રતિધ્વનિ થવા લાગ્યો. ક્ષણ માત્રમાં ચતુર્દિશાએ શાન્તિ અને નિ સ્તબ્ધતાનું સામ્રાજ્ય વ્યાપી ગયુ. કોલાહલનો અવરોધ થયો.

એ નિ સ્તબ્ધતાનો ભગ કરીને કોઇએ ધીમા સ્વરથી કહ્યુ કે, "જહાંપનાહ ! ખુદાવન્દ !"

શબ્દનુ ઉચ્ચારણ કર્ણમા આવતાં જ સુલયમાનનું ધ્યાન તે તરફ ખેચાયુ. તેણે જોયુ કે, મહાન્ જમીદાર ચન્દનસિંહ કાઈ બોલવાની આકાંક્ષા ધરાવે છે, પણ આજ્ઞા વિના બોલવાનુ સાહસ કરી શકતો નથી, એટલા માટે ચતુર સુલયમાને તેને ઉદ્દેશીને કહ્યુ કે, "ચન્દનસિંહજી ! જો તમારી કાંઈ પણ બોલવાની ઇચ્છા હોય, તો કોઈ પણ જાતના ભય અને સકોચ વિના બોલો હુ સારી રીતે જાણુ છુ કે, તમે બધા મારા સાચા ખયરખ્વાહ છો. બગાળાના જમીનદારો પઠાણ બાદશાહોને દરેક વખતે જોઇએ તેવી મદદ કરતા આવ્યા છે અને હવે પછી પણ હુ આશા રાખુ છુ કે, તેવી મદદ હમેશ તેઓ કરતા રહેશે."

સૂબેદારની આજ્ઞા મળવાથી ચન્દનસિંહ ઉભો થયો અને યથાયોગ્ય અભિવન્દન કરીને બોલ્યો કે, "ખુદાવન્દ ! ક્ષમા કરશો.. દર્બારમાં સ્વતત્રતાથી બોલવાની આપ મને આજ્ઞા આપો છો, તેથી જ હુ એક પ્રાર્થના કરવાનું સાહસ કરુ છુ દાસ માત્ર એટલુ જ કહેવાની ઇચ્છા રાખે છે કે, બગાળાના જમીનદારો ધન, બાહુબળ અને સૈન્ય ઇત્યાદિની જહાંપનાહને સહાયતા આપશે. ખુદાવન્દની અસખ્ય શક્તિશાલિની વીરસેના પણ ખુદાના રાજ્યનો વિસ્તાર વધારવાની ચેષ્ટા કરતી રહેશે. પરતુ સમસ્ત ભારત વર્ષના પ્રાચીન આર્ય રાજ્યોનો નાશ કરીને સમગ્ર આર્યાવર્ત્તમાં મુસલ્માન રાજ્યની સ્થાપના કરવાનું કાર્ય બે ત્રણ શતકો ગયા પછી પણ સફળ થશે કે નહિ, એની શંકા જ છે."

ચન્દનસિંહના એ વિચારો સાંભળતાં જ સુલયમાનના વિશાળ લલાટે સકુચિતતા ધારણ કરવા માંડી. તે બોલ્યો, "આપ એ કેમ

જાણી શકયા ? માત્ર ઓરીસાવિના એવી બીજી હિન્દુઓની કઈ સલ્તનત છે, કે જે પોતાની સ્વતંત્રતા પૂર્ણતાથી જાળવી શકી હોય? અત્યારે સર્વ હિન્દુ રાજ્યો પરતંત્ર છે."

"ખુદાવન્દ! સમસ્ત ભારતવર્ષની વાર્તા તો દૂર રહી, પણ આપણા બંગાળાના પડોસમાં જ અત્યારે પણ આર્યોનાં સ્વતંત્ર રાજ્યો વિદ્યમાન છે. દક્ષિણમાં ઓરીસા, પૂર્વમાં આરાકાન ત્રિપુરા અને ઉત્તરમાં નેપાલ તથા કૂચવિહાર આદિ રાજ્યો ગૌરવપૂર્વક પોતાની સ્વતંત્રતાને જાળવી રહ્યાં છે." ચન્દનસિંહે પૂર્વ પ્રમાણે જ વિનીત ભાવથી કહ્યું.

"આપ એમ કેમ કહી શકો છો કે, પ્રથમ ત્યાં ઇસલામની હુકૂમત નહોતી?" સુલયમાને આડો સવાલ કર્યો.

"જહાંપનાહ! મુસલ્માનો પોતાની ઇચ્છાથી જ એ રાજ્યોની સ્વતંત્રતાનો નાશ નથી કરી શકતા. હુ ઈશ્વર પાસે એ જ યાચના કરુ છુ કે, એ રાજ્યોનું સ્વાતંત્ર્ય ચિરકાલપર્યન્ત અચલ રહે. રાજ્યનો જેટલો વધારે વિસ્તાર થાય છે, તેટલી જ તેની શાસનપદ્ધતિ શિથિલ અને અવ્યવસ્થિત થઈ જાય છે. જિતાયલા રાજાઓ પાડોસમાં જ તેના નાશનો ઉદ્યોગ કર્યા કરે છે અને પ્રબળ શત્રુઓની દૃષ્ટિથી તે રાજ્યને નિહાળ્યા કરે છે. જે વેળાએ મોટા રાજ્યમાં સર્વત્ર ઘોર વિદ્રોહરૂપી અગ્નિની જ્વાળા ભભકી ઉઠે છે, ત્યારે તેને બૂઝાવવાનું કાર્ય બહુ જ કઠિન અને અસાધ્ય થઈ પડે છે." ચન્દનસિંહે સત્ય સત્ય કહી દીધુ.

"મુસલ્માન બાદશાહો એવા ડરપોક બનીને હુકૂમત કરવાની ઇચ્છા નથી કરતા." સુલયમાને આબરૂ બચાવવા માટે જવાબ દેવા માડ્યો. "તે લોકો અલ્લાહના નામથી નાગી તલવાર હાથમાં લઇને હિન્દુસ્તાનમાં આવેલા છે અને એ તલવાર જ આખા હિન્દુસ્તાનનું રાજ્ય મુસલ્માનોને અપાવશે. વિદ્રોહ—બળવા—ની આગને સળગવા દ્યો, તેની કાંઈ પણ પરવા નથી! ખૂનની ધારાથી એ આગને બૂઝાવી નાંખવાની કળા મુસલ્માનો સારી રીતે જાણે છે. એવા બળવાના વિચારથી ડરી ગયા હોત, તો મુસલ્માનોએ પહેલાંથી બાદશાહી લેવાનો વિચાર પણ કર્યો ન હોત. જે ચીજને એક માણુસ પોતાના કબજામાં લે છે, તેને સંભાળવાની તાકત તેનામાં તેથી પણ પહેલાંની જ રહેલી હોય છે.'

"મુસલ્માનો કોઈ પણ પ્રકારના ઉપદ્રવ અને વિદ્રોહના વિઘ્ન વિના જ ભારતવર્ષમાં શાસન કરે, એવી મારી ઇચ્છા છે. પરન્તુ માત્ર મારી અને હુજૂરની ઇચ્છાથી શું વળવાનું છે? શું આરાવલીથી રક્ષાયલાં રાજ્યો—રાજસ્થાન—સહજમા જ મુસલ્માનોના હાથમાં આવી જશે કે? તેમ જ કાશ્મીરનું મનોહર રાજ્ય તત્કાળ પોતાના હસ્તમાં

પરાધીનતાની બેડી પહેરી લેશે કે? ખુદાવન્દ! ક્ષમા કરજો. ભવિષ્યનો વિચાર કરતા તો એમ જ દેખાય છે કે, જે વેળાએ મુસલ્માન બાદશાહો ભારતવર્ષને પોતાના અધિકારમાં લઈને સામ્રાજ્ય સ્થાપવાની મહત્ત્વાકાક્ષા કરશે, તે જ વેળાએ મુસલ્માન બાદશાહોનો અવસ્યમેવ વિનાશ થશે." ચન્દનસિંહે કોઈ પણ પ્રકારના ભય વિના પોતાના મનના ખરેખરા ભાવો જણાવી દીધા.

સુલયમાનના નેત્રો કોપથી લાલચોળ થઈ ગયાં. તે કાંઈક રુક્ષ-સ્વરથી ચન્દનસિંહને કહેવા લાગ્યો, "મુસલ્માનો આ બાબતમા આપની સલાહ લેવા નથી ઇચ્છતા. હાલમા ઉપસ્થિત થતા યુદ્ધમાં એટલે કે, ઓરીસાપર ચઢાઈ કરતી વેળાએ જો ફોજમા કાંઈ પણ ઘટાડો થાય, તો બગાલાના જમીનદારો મદદ આપશે કે નહિ? એટલુ જ હુ જાણવા માગુ છુ"

"એકવાર નહિ, પણ હજારવાર મદદ આપશે. હુજૂરની આજ્ઞાનું પાલન કરવામાં કોઈપણ જમીનદાર ન્યૂનતા રાખશે નહિ. ખુદાવન્દ! અમે તો સાધારણ મનુષ્યો છીએ અને રાજાના ભલામા જ અમારુ પોતાનુ ભલુ માનનારા છીએ. અમારા, ધન, પ્રાણ, માલ, મર્યાદા ઇત્યાદિ સર્વ પદાર્થો આપના હાથમા જ છે. માટે જે વેળાએ જેવો હુકમ કરવામાં આવશે, તે વેળાએ તેમ વર્તવા માટે અમે બધા તૈયાર છીએ." ચન્દનસિંહે સતોષકારક ઉત્તર આપ્યુ. એથી નવ્વાબ પ્રસન્ન થયો.

"બસ, એટલુ જ જોઈએ છે. એ કારણથી જ હિન્દુઓમા અમે આપને બધાથી મોટા ગણીએ છીએ. ખયર—હવે એ તકરારને અહીં જ ખતમ કરી નાખો" એમ કહીને સુલયમાને ચન્દનસિંહના વિષયને ટાળી નાખ્યો.

પાછો ફરીદશાહને ઉદ્દેશીને સુલયમાન કહેવા લાગ્યો કે, "હવે ગુસલનો વખત થઈ ગયો છે, માટે મારાથી દર્બારમાં વધારે વાર રોકાઈ શકાય તેમ નથી. મગરિબની નમાજ પછી તમે પાછા મને મળજો, એટલે કેટલીક ખાસ વાતો કરવાની છે, તે આપણે કરીશુ. આપણો અફસરજગ કાળોપહાડ તો યુદ્ધ માટે જ્યારે કહો ત્યારે તૈયાર જ છે. મગરિબ, પછી હુ તેને જગ કરવા માટેનો હુકમ મોકલી આપીશ. ઓરીસાની લડાઈની બાબતમાં તે જ મારો વજીરે આજમ છે. તમારે હવે અત્યારે તો કાંઈ ખાસ કહેવાનું નથી ને! કાળાપહાડ અને તમારી સલાહથી યુદ્ધની સર્વ વ્યવસ્થા કરી નાખીશુ. ઇન્શાઅલ્લાહ! જગમા ફતેહ આપણી જ છે."

"હુજૂરની જેવી ઇચ્છા. ભલે પધારો બહાદુર કાળોપહાડ ખુદાની ફોજનો એક બહાદુર અને આલીશાન સિપાહી છે. મને ખાત્રી

છે કે, હુજૂરના નામ સાથે તવારીખમાં દિલેરજંગ કાળાપહાડનું નામ પણ સોનેરી હર્ફે લખાયલુ હમેશને માટે કાયમ રહેશે.” ફરીદશાહે સુલ્તાનના વિચારને પુષ્ટિ આપી.

સુલયમાન પોતાના સિંહાસનપરથી ઉઠ્યો અને તેના ઊઠવાની સાથે સભામાંના સર્વજનો ઉભા થઈ ગયા. સભાની સમાપ્તિની સૂચના આપનારા નગારાં વાગવા લાગ્યા. સુલયમાન ધીમેધીમે ગુસલખાના તરફ ચાલતો થયો. સભાજનો નાના પ્રકારના વાર્ત્તાલાપો કરતા પોતપોતાના નિવાસસ્થાને જવા લાગ્યા. ગડગડાટ સહિત સભાગૃહનાં દ્વાર એકદમ બંધ કરી દેવામાં આવ્યા.

કાળાપહાડ નામક જે સેનાપતિના નામનો સુલયમાને ઉચ્ચાર કર્યો અને ફરીદશાહે જેની અત્યંત પ્રશંસા કરી, તે પુરુષ સૂબેદાર જેવો જ કિંબહુના તેથી પણ વધારે યુદ્ધવિદ્યામાં કુશળ અને સાહસી હતો. એના ભયંકર નામથી બંગાળાની સમસ્ત ભૂમિ કંપાયમાન થઈ ગઈ હતી. કાળોપહાડ હિન્દુ ધર્મનો ઘોર વિદ્રોહી હતો. તેણે હિન્દુ દેવ દેવીઓના સહસ્રાવધિ મન્દિરો અને તેમની પવિત્ર પૂજ્ય મૂર્ત્તિઓનો વિધ્વંસ કરી નાખ્યો હતો. એ ઘટના ઇતિહાસના અભ્યાસીઓને તો સારી રીતે જ્ઞાત છે જ, માટે એ વિશે વિશેષ વિવેચન કરવાની કશી પણ આવશ્યકતા નથી.. આર્યધર્મપદ્ધતિનો એ સેનાપતિ પરમ દ્વેષી હોવાથી બંગાળાના સૂબેદાર સુલયમાને ઓરીસાના વિજયનું મહત્ કાર્ય એના જ હાથમાં સોંપ્યું, અને કાળાપહાડે અદ્વિતીય પરાક્રમ બતાવીને ઓરીસાના ગંગાવંશીય ભૂપાળ નન્દકુમાર દેવને પરિપૂર્ણતાથી પરાજિત કરીને ઓરીસાની સ્વતંત્રતાનો સર્વથા નાશ કરી નાખ્યો. ઓરીસાની એ વિજયઘટનાને અનુસરીને જ પ્રસ્તુત નવલકથાની રચનાનો આરંભ કરવામાં આવ્યો છે. અર્થાત્ પ્રસ્તુત કાદમ્બરીનો મુખ્ય નાયક કાળોપહાડ જ છે અને તે હવે પછી રંગભૂમિપર આવવાનો છે. વાર્ત્તાનો નાયક બહુધા ઉદાત્તચરિત અને સદ્‌ગુણશાલી હોવો જોઇએ, એવો કેટલાક વિદ્વાનોનો અભિપ્રાય છે. પરન્તુ સૃષ્ટિવૈચિત્ર્યથી આપણને તો અત્યારે એક દુર્ગુણી અને આર્યધર્મોચ્છેદક નાયક મળ્યો છે—માટે તેના સ્વભાવનું જ યથાર્થ દર્શન કરાવવું, એ જ આપણું કર્તવ્ય છે. હવે પછી સુજ્ઞ વાચકો જેમ જેમ વાર્ત્તાના વિષયમાં આગળ વધતા જશે, તેમ તેમ કાળાપહાડના વિલક્ષણ અને વિચિત્ર જીવનચરિત્રનું આબેહૂબ–સર્વાંગ પરિપૂર્ણ ચિત્ર તેમનાં નેત્રો સમક્ષ આવીને ઉભું રહેતું જશે. માટે આ વિષયને અહીં જ મૂકીને આપણે હવે આપણી વાર્ત્તાની વસ્તુસંકલનાને વિસ્તારવાનો યત્ન કરીશું.

## ચતુર્થ પરિચ્છેદ

### ગુરુનાં ચરણોમાં

રાત્રિના સમયે તાંડાના રાજપ્રાસાદસમૂહના નિકટમાં આવેલા એક વિશાળ ભવનના આસમન્તાત્ ભાગમાં વિસ્તરેલી પુષ્પવાટિકામાં એક વીર યુવા પુરુષ અહી તહી ફરતો જોવામાં આવે છે. આકાશમાં પૂર્ણ ચન્દ્ર વિરાજમાન થએલો છે. પૃથ્વીપ્રદેશમાં નિર્મળ ચન્દ્રમાની શુભ્ર ચન્દ્રિકા એવી તો શોભા આપતી જોવામાં આવે છે કે, જાણે કોઇએ પૃથ્વીપટપર શ્વેત ચદર જ બિછાવી દીધી હોયની! એ સ્નિગ્ધ ચંદ્રિકાથી વિલસતી પુષ્પવાટિકામાં સહસ્ર પ્રકારનાં પ્રફુલ્લ પુષ્પો હાસ્ય કરતાં દૃષ્ટિગોચર થાય છે. એ પુષ્પવાટિકાથી અલ્પ અતરે ચન્દ્રકિરણમયી ભાગીરથી કલકલ રવસહિત સલિલનું વહન કરી રહી છે. તેનો એ વહનધ્વનિ દૂરથી ઘણો જ મધુર અને મનોહર લાગે છે. બહુજનવિસ્તીર્ણ તાંડા નગરી સાંપ્રત સર્વથા સ્પન્દહીન અને શાંત થએલી છે. મનુષ્યના કંઠમાથી નીકળતો એક પણ શબ્દ શ્રવણગોચર થતો નથી. વચવચમાં કેવળ એક આલોકિત આગારમાંથી કોઈ નારીના કંઠમાંથી નિઃસૃત મધુર ગીતધ્વનિ વીણાના ઝંકાર સહિત સાંભળી શકાય છે. યુવક શાન્ત ભાવથી ઇતસ્તત વિચરવામાં નિમગ્ન થએલો છે. એનું શરીર ચિન્તા અને ગભીરતાથી આચ્છાદિત થએલુ હોય, એવો ભાસ થાય છે. જે વેળાએ ચિન્તાની વિશેષ પ્રબળતા થાય છે, તે વેળાએ તેના વિશાળ લલાટમાં સકુચિતતાનો આવિર્ભાવ થતો દેખાય છે. એ જ રાત્રિના સમયે સુન્દર સુમન-ઉપવનમાં હાસ્યમયી પ્રકૃતિ દેવી પુષ્પરૂપ અલકારોને ધારી લલિત નૃત્યમા નિમગ્ન થએલી છે પરતુ એ નૈસર્ગિક સૌન્દર્યની સમીક્ષામાં એ ભગ્નમન તરુણનુ લેશ માત્ર પણ ધ્યાન નથી. એની દૃષ્ટિ લક્ષહીન છે અને ઉદ્વેગથી ભરેલી છે. જ્યારે જ્યારે ઉપર્યુક્ત અમૃતમય ગીત સ્પષ્ટ સભળાય છે, તે વેળાએ જરાવાર તેનું શાંતિથી એ શ્રવણ કરે છે અને પોતાના ચલનવ્યાપારનો અવરોધ કરીને, એક જ સ્થળે ઊભો રહી જાય છે. જે ક્ષણે ગીતધ્વનિ શાંત થઇને દિગ્દિગતરમાં લીન થઈ જાય છે, તે વેળાએ પુન એ યુવક પૂર્વ પ્રમાણે પોતાના વિચરણના કાર્યમાં પ્રવૃત્ત થાય છે. પુષ્પોદ્યાનમાં અત્યારે એવો આદર્શ પ્રવર્ત્તમાન છે.

થોડીવાર પછી એ પુષ્પવાટિકાના એક ભાગમાં એક શ્વેતવસ્ત્રધારિણી મનુષ્યમૂર્ત્તિ દૃષ્ટિગોચર થઈ. તેને જોતાં જ અસ્વસ્થ યુવકે વ્યગ્રતાથી તેને પૂછ્યું કે; "કોણ છે? ઇબ્રાહીમ?" મનુષ્ય વધતો વધતો

પાસે આવવા લાગ્યો. પ્રથમ તેણે કોઈ સાંકેતિક શબ્દનો ઉચ્ચાર કર્યો અને ત્યાર પછી સમક્ષ આવીને બહુ જ વિનીત ભાવથી કહ્યું કે, "જી, ખુદાવન્દ! હું ઇબ્રાહીમ જ છું"

ઇબ્રાહીમ એક હબ્શી ખોજો (ખાજાસરા) હતો. ઇબ્રાહીમનો કંઠધ્વનિ સાભળતાં જ એ યુવક વળી વિશેષ વ્યગ્રતાથી આગળ વધ્યો અને ઘણી જ આતુરતાથી તેને પૂછવા લાગ્યો કે, "તે બ્રાહ્મણુસાથે તારી મુલાકાત થઈ કે? તને વિલબ થવાથી મારા મનમાં ઘણી જ ચિન્તા થયા કરતી હતી."

"ઘણી જ મહેનત કરવા પછી મને તેનો પત્તો મળ્યો. મગરિબ-થી જ હું તેના શોધમાં લાગ્યો હતો. મેં હિન્દુઓનાં બધાં મૂર્તિમંદિરોમાં તેનો શોધ કર્યો, પણ કોઈ પણ સ્થાને તેનું નામ નિશાન મને મળી શકયું નહિ. એટલે હુ મુસાફિરખાનામાં જઈ પહોંચ્યો, પરંતુ ત્યાં જવું પણ વ્યર્થ થયું–અર્થાત્ ત્યાં પણ તે મળ્યો નહિ. અતે નિરાશ થઇને હું અહી પાછો આવતો હતો, એટલામાં ઇમામવાડાવાળી મસજિદ પાસે એક ઝાડ તળે એક માણુસ સૂતેલુ હોય, એમ મારા જોવામાં આવ્યું. હુ તેના પાસે ગયો ઘણો જ શોર કરવાથી જ્યારે તે જાગીને ઉઠ્યો, ત્યારે મેં ઓળખ્યો કે તે, તે જ બ્રાહ્મણ હતો." ઇબ્રાહીમે નમ્રતાથી ઉત્તર આપ્યું.

બ્રાહ્મણદેવના સમાચાર સાંભળવા માટે એ યુવક એટલો બધો આતુર થઈ રહ્યો હતો કે, તેના શોધવિશેનો ઇબ્રાહીમે કહી સંભળાવેલો વૃત્તાંત તેને ઘણો જ કટાળા ભરેલો લાગ્યો. ઇબ્રાહીમના બોલવાની સમાપ્તિ થતાં જ તેણે કહ્યુ કે, "ખયર! હવે એ વાતને જવા દે. કહે કે, તે આવ્યા છે કે નહિ?"

ઇબ્રાહીમને મીઠું મરચુ ભભરાવીને વાત કરવાની બહુ જ ટેવ હતી. ગમે તેવી સાધારણ વાર્તા હોય, પણ તેને વધારવા વિના અને તેની લાંબી પ્રસ્તાવના કર્યા વિના તે વાત ઇબ્રાહીમ ટૂકામાં કહી સંભ-ળાવે, એમ કોઈ દિવસે બનતુ જ નહોતુ. એ પોતાના નિયમને અનુ-સરીને ઇબ્રાહીમે જવાબ આપવા માંડ્યો કે, "આવ્યો તો છે, પણ રાજીખુશીથી નથી આવ્યો. એ બ્રાહ્મણુ ઘણો જ નાલાયક અને બદ્જાત હોય, એમ દેખાય છે. પહેલાં તો તેણે એમ જ કહ્યું કે, હું તારા બાદ-શાહની દરકાર કરતો નથી. મેં જ્યારે આપનું નામ લીધુ, ત્યારે તે કાફિરે કહ્યું કે, 'જા તેને જઇને કહે કે, હુ કાંઈ તારો તાબેદાર નથી. અવકાશ મળશે, તો આવીશ. મારા કામના વખતે હું કોઇનો હુકમ માનતો નથી..' મેં તેને ઘણો સમજાવ્યો અને ઇનામ મળવાની પણ લાલચ દેખાડી, તોય તેણે માન્યું નહિ. જ્યારે સીધી રીતે કામ ન નીકળ્યું, ત્યારે મેં તપીને કહ્યું કે, જો તું સીધો સીધો નહિ ચાલે, તો તારી આબરૂ બગાડી નાંખીશ—તારા મોઢામાં થૂકીશ. એ વાકયો સાંભ-

ળતાં જ તે કાફિર મનમાં ને મનમાં કાંઇક બડબડતો ચુપચાપ મારી સાથે આવવાને નીકળ્યો. પાછો નદીને કિનારે આવતાં જ કમ્બખ્ત અટકી પડ્યો અને મને કહ્યુ કે, 'ભાઈ! જરા ઊભો રહે અને મને થોડું પાણી પી લેવા દે.........'

યુવક વીર હવે તેની પ્રસ્તાવનાથી ઘણો જ કંટાળી ગયો અને તેની વાતને વચમાં જ કાપી નાંખીને બોલ્યો કે, "આટલી બધી લાંબી પહોળી વાતો શામાટે કરે જાય છે? તે બ્રાહ્મણદેવ અત્યારે ક્યાં છે? તેમને જલ્દી લાવીને મારી સામે હાજર કર. હુ બીજું કાંઈ પણ સાંભળવા માગતો નથી."

"અહી છે—આ નજરબાગમાં જ છે." ઇબ્રાહીમે કાંઈક આશ્ચર્યના ભાવથી કહ્યુ. ખાજાસરાનો બ્રાહ્મણને એકદમ યુવક સમક્ષ ન લઈ આવવાનો હેતુ એ હતો કે, ખાજાસરાઓ વિના બેગમોની ફૂલવાડીમાં બીજા કોઈ પુરુષને આવવાનો હુકમ નહોતો. એટલા માટે જ તે તેને દર્વાજાપર ઊભો રાખી આવ્યો હતો. ઇબ્રાહીમનું ઉત્તર સાંભળતાં જ યુવક કોપથી લાલ પીળો થઈ ગયો અને કહેવા લાગ્યો કે, "શું અહીં અને આ બાગમા જ છે? તે મનુષ્ય તારા કરતા હજારવાર વધારે ઇમાનદાર અને વિશ્વાસને પાત્ર છે."

ઈબ્રાહીમ ધીમેથી "યા ખુદા" કહીને ત્યાંથી દર્વાજા તરફ ચાલતો થયો.

વીર યુવકે એક દીર્ઘ ઉષ્ણ નિ શ્વાસ નાખ્યો અને આકાશ પ્રતિ દૃષ્ટિ કરીને મનમાં જ કહેવા લાગ્યો કે, "ગુરુવર્ય! શૈશવાવસ્થામાં જે વેળાએ આપનાં ચરણોમા પડીને હુ શાસ્ત્રોનો અભ્યાસ કરતો હતો, તે સમયે પણ આપના મનના ભાવો આજના જેવા જ હતા. યવનો પ્રતિ આપનો આવો જ ધિક્કાર હતો! સ્વધર્મની રક્ષામાટે આપ કેટલો બધો અત કરણપૂર્વક ઉપદેશ આપતા હતા! પરતુ હાય! તે ઉપદેશો માત્ર વાલુકામાં બીજારોપણ કરવા સમાન વ્યર્થ થયા!" એટલું કહીને યુવકે એક બીજો નિ શ્વાસ નાખ્યો અને ચિંતાતુર હૃદયે ફરવા માંડ્યું.

થોડીવાર પછી ઈબ્રાહીમે તે બ્રાહ્મણને લાવીને એ વીરયુવક સમીપ ઊભો કર્યો. બ્રાહ્મણનો રગ ઉજ્જ્વલ, વર્ણ ગૌર, શરીર દુર્બળ અને વય અનુમાને સાઠ વર્ષનું હોય, એમ દેખાતુ હતું. મસ્તકપર વાળ જોવામાં આવતા નહોતા, પણ લાંબી શિખા પૃષ્ઠભાગે લટકતી દૃષ્ટિગોચર થતી હતી. તેનાં વસ્ત્રો બહુ જ મલિન હતાં. સ્કધભાગે રામરામી*

* એ એક શ્વેત રગી નાનુ વસ્ત્ર હોય છે અને તેનાપર લાલ રગના "રામ રામ" એ શબ્દો સ્થળે સ્થળે છાપેલા હોય છે તીર્થસ્થાનમા એ વસ્ત્રો મળે છે અને તે આપ્ત જનોને પ્રસાદી તરીકે આપવાનો હિન્દુઓમા રિવાજ છે.

વિના બીજું એક વસ્ત્ર હતું નહિ. અર્ધ રાત્રિના સમયે આર્યોના શત્રુ યવનરાજના આમત્રણથી તેના હૃદયમાં ઘણી જ ચિન્તા થતી હતી. ધર્મનો નાશ થવાના ભયથી તે પોતાના ઇષ્ટમત્રના જપમાં લીન થએલો હતો. જે વેળાએ તે, વીરયુવક સમીપ આવીને ઊભો રહ્યો, તે વેળાએ ભયથી તેનું સમસ્ત શરીર કંપતુ જોવામાં આવતું હતું.

બ્રાહ્મણ દેવનું આગમન થતાં જ વીર યુવકે ઇશારાથી ઇબ્રાહીમને ત્યાંથી ચાલ્યા જવાની આજ્ઞા કરી. ઈબ્રાહીમ તે બ્રાહ્મણ પ્રતિ બે ત્રણવાર તીવ્ર દૃષ્ટિપાત કરીને ત્યાંથી ચાલ્યો ગયો. એ સકેતોને જોઇને બ્રાહ્મણનું શરીર વિશેષ કપાયમાન થવા લાગ્યું. અધીર બની હસ્તમાં યજ્ઞોપવીત લઇને ભગ્ન સ્વરથી તે બ્રાહ્મણ વીર યુવકને પ્રાર્થના કરતો કહેવા લાગ્યો કે, "બાદશાહનો જય થાઓ અને કાજી સાહેબનો પણ જય થાઓ. સાહેબ! મેં કાંઈ પણ અપરાધ કર્યો નથી. મારા જેવા એક દીન બ્રાહ્મણપર આવો અત્યાચાર શામાટે કરવામાં આવે છે? કૃપા કરીને મને મુક્ત કરો."

યુવક સ્થિર દૃષ્ટિથી બ્રાહ્મણના મ્લાન મુખનું એક ધ્યાનથી અવલોકન કરી રહ્યો હતો. બ્રાહ્મણની પ્રાર્થના સાભળીને તેણે શાન્ત ભાવથી કહ્યું કે, "આપ કોઈ પણ પ્રકારની ભીતિ કરશો નહિ. ચિન્તા કરવાનું કશું પણ કારણ નથી, આપપર કોઈ પણ જાતિનો અત્યાચાર થશે નહિ. માત્ર બેચાર વાતો પૂછવા માટે જ મેં આપને અહી બોલાવ્યા છે. જો આજ્ઞા હોય, તો હુ આપના ચરણોની રજ શિરપર ધારણ કરું? હુ આપનો દાસ છુ."

"ચરણરજ"નું નામ સાંભળતાં જ બ્રાહ્મણ પાંચ પચીસ પગલા પાછો હટીને ઉભો રહ્યો. તેના સંદેહમાં એથી તો સામો વધારો જ થવા લાગ્યો. તેનો એવો જ દૃઢ નિશ્ચય થઈ ગયો કે, "મુસલ્માન હોવા છતાં મારાં ચરણોની રજને જ્યારે એ પોતાના શિરે ચઢાવવા માગે છે, ત્યારે મારી જાતિના નાશનો હેતુ જ એના મનમાં સમાયલો હોવો જોઇએ. યવનો પ્રથમ એવી રીતે જ બીજાઓને પ્રસન્ન કરે છે અને ત્યાર પછી અભક્ષ્ય વસ્તુનો આહાર કરાવીને તેમના ધર્મનો નાશ કરે છે." એવો વિચાર કરીને તે બ્રાહ્મણ પુન હસ્તદ્વય જોડીને કહેવા લાગ્યો કે, "સાહેબ! આપ અમીર છો, આપ અમારા જેવા ગરીબોનાં ચરણોનો સ્પર્શ કરો, એ શું યોગ્ય કહેવાય કે? અમારાં ચરણો ઘણાં જ કઠિન હોય છે, એથી કદાચિત્ આપના હસ્તોને હાનિ થવાનો સભવ છે. હું અંત કરણપૂર્વક આશીર્વાદ આપુ છું કે, દિન દિન પ્રતિ આવી રીતે જ આપની ઉન્નતિ થતી રહો!!"

વૃદ્ધ બ્રાહ્મણની એ કાલી ઘેલી વાતોથી વીર યુવકના મલિન અને ગંભીર ચિન્તાવ્યાપ્ત મુખમડળમાં કિંચિત્ હાસ્યની છટાનો ઉદય થયો. યુવક નમ્રતાથી કહેવા લાગ્યો, "મહારાજ! હું તમારા મનના બધા ભાવોને યથાસ્થિત સમજી ગયો છું. હું મુસલ્માન, અથવા આપની ધારણા પ્રમાણે કહું, તો મ્લેચ્છ છું. મારા સ્પર્શથી કદાચિત્ આપનો પવિત્ર દેહ અપવિત્ર થઈ જશે, એવી આપના હૃદયમાં ભીતિ થયા કરે છે. કેમ મહારાજ! મારું એ અનુમાન સત્ય છે કે નહિ? જે હોય તે ખરેખરું કહો."

બ્રાહ્મણની જિહ્વા બધ થઈ ગઈ. તેનાથી એનું ઉત્તર આપી શકાયું નહિ. દુરાત્મા યવન તેના મનનો ભાવ જાણી ગયો. તે લથડતા સ્વરથી કહેવા લાગ્યો, "નહિ, સાહેબ! એમ નથી. જો આપની શ્રદ્ધા અને ભક્તિ હોય, તો આપ ચરણોને સ્પર્શ કરી શકો તેમ છે. એથી દેહ કદાચિત્ અશુદ્ધ થાય, તો ગંગાસ્નાનથી પુન. તેને શુદ્ધ કરી શકાય છે. શુદ્ધિ અશુદ્ધિનો પ્રશ્ન ભયકર નથી."

યુવક પ્રણામ કરીને બ્રાહ્મણ સમક્ષ ગોઠણમડીએ બેસી ગયો અને પ્રાર્થના કરતો બોલ્યો કે, "ગુરુરાજ! હું પાપી યવન છું, માટે આપનાં પવિત્ર ચરણોને સ્પર્શ કરવાનો મને અધિકાર નથી. એથી આપનાં પરમ વિશુદ્ધ ચરણોનું મનમાં ધ્યાન ધરીને દૂરથી જ હું આપને પ્રણામ કરું છું. કૃપા કરીને મને જણાવો કે, સધ્યા સમયે બજારના ચૌકમાં બેસીને જે વેળાએ આપ જ્યોતિર્ગણિતમાં લીન થએલા હતા, તે સમયે આપે એક અશ્વારોહી મુસલ્માન યુવકને જોઇને કહ્યું હતું કે, 'તારા શિરે શીઘ્ર જ આપત્તિની વૃષ્ટિ વર્ષવાની છે.' એ વાતનું આપને સ્મરણ છે કે?"

યુવકનો આવો ભાવ નિહાળીને બ્રાહ્મણના મનમાં એટલું બધુ આશ્ચર્ય થયું કે, થોડીવાર સુધી તો તે કાંઈ પણ સમજી શકયો નહિ. મુસલ્માનો કે જેઓ સદા સર્વદા નિર્દય જ હોય છે અને જેઓ આર્યોને સર્વથા શત્રુભાવથી જ જોયા કરે છે, તે મુસલ્માન જાતિના જ એ યુવકનો આવો કોમલ સ્વભાવ, તેની વિપ્રો પ્રતિ આવી ભક્તિ અને તેની મર્યાદાપૂર્ણ સુશીલ ભાષાએ જો એ બ્રાહ્મણને આશ્ચર્યચકિત કર્યો હોય, તો તેમાં કાંઈ પણ આશ્ચર્ય જેવું હતું નહિ. બ્રાહ્મણ પોતાને સ્વપ્નસૃષ્ટિમાં વિચરતો જોવા લાગ્યો. બ્રાહ્મણનો ઉદ્વેગ પ્રતિક્ષણે વૃદ્ધિગત જ થતો ગયો. થોડીવાર પછી તે બોલ્યો કે, "મહાશય! હું અનેક જનોને અનેક વાતો કહ્યા કરું છુ. તે સઘળી વાતોનું સ્મરણ ક્યાંથી રહી શકે વારુ? તોપણ એક અશ્વારોહી મુસલ્માન યુવકની વાતનું થોડું ઘણું સ્મરણ થાય છે ખરું—કદાચિત્ પ્રયત્ન કરતાં પૂરેપૂરું સ્મરણ થશે."

"આપે તેને પ્રથમ પણ ક્યાંય જોયો હતો ?" યુવકે પૂછ્યું.

"નહિ, સાહેબ ! હું પૂર્વે કોઇવાર પણ અહી આવ્યો નથી. અહીંના બીજા કોઈ મનુષ્ય સાથે પણ મારો પરિચય નથી. છતાં પણ તેનું મુખ જોતાં મને એવો આભાસ થયો હતો ખરો કે, મેં તેને ક્યાંક જોએલો છે. પણ બરાબર સ્મૃતિ થતી નથી." બ્રાહ્મણે ઉત્તર આપ્યું.

"તેને તમે ક્યાં જોયો હતો, એ વિશે કાંઈ પણ અનુમાન કરી શકો એમ છે ખરું કે?" વીર યુવકે પાછો પ્રશ્ન કર્યો.

"મારાથી એવુ અનુમાન કરી શકાય તેમ નથી. હું એક ભિક્ષુક બ્રાહ્મણ છું અને નાના દેશોમાં પ્રવાસ કરતો ફરું છું. એટલે કોને ક્યાં જોયો હતો, એ વાતનું મને સ્મરણ રહી શકતું નથી." બ્રાહ્મણે નમ્રતાથી ઉત્તર દીધુ.

"આપ ભિક્ષુક હો, એમ દેખાતું નથી. કારણ કે, જો આપ ભિક્ષુક હો, તો લોકો આપને જે દ્રવ્યદાન આપે, તેનો આપ અસ્વીકાર શામાટે કરો?" યુવકે તેને વાગ્જાળમાં સપડાવ્યો.

"હું ભિક્ષુક છું ખરો, પણ સર્વના દાનનો સ્વીકાર નથી કરતો. કારણ કે, અમારાં શાસ્ત્રોમાં એમ લખેલુ છે કે, અયોગ્ય સ્થળે દાન લેવાથી લેવાવાળો પતિત થાય છે." બ્રાહ્મણે નિર્ભયતાથી કહ્યું.

"ત્યારે અહીં પણ આપનું આગમન માત્ર ભિક્ષાના ઉદ્દેશથીજ થએલું છે, કે બીજા કોઈ કારણથી?" યુવકે આગળ પૂછવા માંડ્યું.

"નહિ, મહાશય! માત્ર ભિક્ષા જ મારો ઉદ્દેશ નથી. અમે બ્રાહ્મણ પંડિતો છીએ, અને આપના મૌલવીએ પ્રમાણે પાઠશાળાએ સ્થાપીને તેમાં હિન્દુઓના બાળકોને શાસ્ત્ર આદિનું શિક્ષણ આપવાનું કાર્ય કરીએ છીએ. પાંચ કે છ વર્ષથી મારો એક છાત્ર આ નગરમાં આવીને ખોવાઈ ગયો છે, તેના શોધ માટે જ હું દેશેદેશમાં ભ્રમણ કર્યાં કરું છું." બ્રાહ્મણે પોતાનો સત્ય ઉદ્દેશ વ્યક્ત કર્યો અને તેની મુખમુદ્રા શોકના આઘાતથી નિસ્તેજ થઈ ગઈ.

"તેનો કાંઈ પણ શોધ લાગ્યો કે નહિ?" યુવકે પૂછવું ચાલૂ રાખ્યું.

"આજે જ બપોરે તો હું અહી આવ્યો. આ નગર એટલું મોટું છે કે, અહીં તેનો શોધ કરી શકાશે કે નહિ, એની પણ શંકા થયા કરે છે. તમે જે અશ્વારોહી મુસલ્માન વિશે કહ્યું, તેનું મુખ પ્રથમ તો બરાબર મારા શિષ્ય જેવું જ લાગ્યું હતું, પણ પાસે જઇને જોવાથી જણાયું કે, તે તો મુસલ્માન હતો. મહાશય! ક્ષમા કરજો—આપનો કંઠસ્વર પણ મને તે મારા શિષ્ય જેવો જ જણાય છે. કદાચિત્ એ મારા ઉન્માદનું પરિણામ પણ હોય—કારણ કે, જેની પ્રિય વસ્તુ ખોવાઈ

જાય છે, તેને પ્રત્યેક વસ્તુમાં તે જ વસ્તુનો ભાસ થાય છે." વૃદ્ધ બ્રાહ્મણે પોતાની મન સ્થિતિનું સત્ય વર્ણન કરી સંભળાવ્યું.

કોણ જાણે શાથી, એક પ્રબળ ઉદ્વેગે યુવકના મનને એકાએક ચચળ બનાવી દીધુ તે બ્રાહ્મણનાં ચરણોમાં આળોટવા લાગ્યો અને ગદ્ગદ સ્વરથી બોલ્યો કે, "ગુરુ મહારાજ! એ ઘટના કાંઈ દીર્ઘકાળની નથી. આજથી પાંચ છ વર્ષ પહેલાં જે ભાગ્યહીન સેવક આપનાં ચરણોની છાયામાં બેસીને દર્શનશાસ્ત્રનો અભ્યાસ કરતો હતો, જે અધમને આપ પુત્રવત્ પ્રેમથી જોતા હતા, જેના શોધમાટે શ્રમ લઇને આપ તાંડા સૂધી આવ્યા છો અને આજે સન્ધ્યા સમયે જેનું મુખ જોઇને આપે કહ્યું હતું કે, 'તારાશિરે શીઘ્ર જ આપત્તિની વૃષ્ટિ વર્ષવાની છે.' તે જ દુર્ભાગી, આર્યકુલાગાર અને સ્વધર્મત્યાગી નિરંજન—અત્યારે યવનોના અન્નથી પોષાયલો કાળોપહાડ આપનાં ચરણોમાં—ગુરુનાં ચરણોમાં પડેલો છે!!!"

યુવકથી વધારે બોલી શકાયું નહિ. નેત્રોમાંથી એકાએક પ્રબળ વેગે અશ્રુધારાનું વહન થતાં સેનાપતિ કાળાપહાડનું મુખમંડળ અને વક્ષ સ્થળ ભીંજાઇને તરબોળ થઈ ગયાં. શોકનો પ્રબળ ભાવ તેના હૃદયમાં વ્યાપી ગયો.

મેઘવિના જ વજ્રપાત થવાથી મનુષ્યોના મનમાં જેવી રીતે આશ્ચર્ય થાય છે, તેવી રીતે એક મુસલ્માનને આવી રીતે શોક કરતો જોઇને વૃદ્ધ બ્રાહ્મણના હૃદયમાં પણ આશ્ચર્ય થવા લાગ્યું. જાગૃત છતાં પણ જાણે પોતે સ્વપ્નની સૃષ્ટિમાં વિચરતો હોયની, એવો તેને ભ્રમ થવા લાગ્યો. જે દેશદ્રોહી કાળાપહાડના નામથી બંગાળીઓનાં રોમાંચ ઊભા થઈ જતાં હતાં, તે કાળોપહાડ, તે તેનો પ્રિય છાત્ર નિરજન હતો! એ વાર્ત્તાના સ્મરણે તો તેને અસીમ આશ્ચર્યસમુદ્રમાં નાખી દીધો. થોડીકવાર સૂધી તો ભ્રાન્તિએ તેના મસ્તિષ્કને ભ્રમિષ્ટ જ રાખ્યું. વળી પાછો તેના મનમાં એવો વિચાર આવ્યો કે, "આ બધો પ્રકાર બનાવટી જ લાગે છે, કારણ કે, મુસલ્માનો હિન્દુઓને ઠગતી વેળાએ આવા ઢોંગો જ કરતા હોય છે." એવી ધારણાથી તેણે કાળાપહાડને કહ્યું કે, "સાહેબ! આપ આ શું કરો છો? આપના જેવા મોટા આદમી મારા જેવા એક ભિક્ષુકનાં ચરણોમાં આળોટે, એ શું યોગ્ય કહેવાય કે? કૃપા કરીને ઊઠો. જો કે મારો નિરજન કોઈ દરિદ્રીનો પુત્ર નથી, પણ જે વેળાએ તે તાંડામાં આવ્યો હતો, તે વેળાએ તો તેની દશા દારિદ્ર્યથી જ ભરેલી હતી. માટે આપ તે નિરંજન નથી, એવો મારો દૃઢ નિશ્ચય છે."

સેનાપતિ કાળોપહાડ ઊઠી પાછો ગોઠણમંડીએ પડીને ગદ્ગદ

સ્વરથી કહેવા લાગ્યો કે, "ગુરુદેવ! આ હતભાગી કાળોપહાડ તે તે જ નિરંજન છે. આ હીનભાગી જ આપના ગૃહસન્મુખ તમાલવૃક્ષની છાયામાં બેસીને વેદ અને વેદાંગનો પાઠ કર્યા કરતો હતો. આ પાપી તે જ છે કે, જે આપના સ્નાનના સમયે સ્નેહમયી ઉષાને સાથે લઈને આપના શિવપૂજનમાટે પુષ્પો અને બેલપત્રો ચૂંટવાને જતો હતો અને તર્પણની સર્વ સામગ્રી લઈને આપની પાછળ પાછળ ચાલ્યા કરતો હતો. હાય! હવે આ પાપીના તે સુખના દિવસો ચાલ્યા ગયા છે! હવે પાછો એવા સમયનો આભાસ મરતાં સૂધી પણ મારી દૃષ્ટિએ પડવાનો સંભવ નથી! હવે શોક કરવાથી શું વળી શકે એમ છે! નિરજનના નસીબમાં જે લખ્યું હતુ તે થયું–તે ભ્રષ્ટ થયો!!" શોકાતિશયથી નિરજન–કાળોપહાડ વધારે બોલી શકયો નહિ. તેનાં નેત્રોમાંથી અશ્રુનું વહન ચાલૂ જ હતુ.

બસ હવે તે વૃદ્ધ બ્રાહ્મણને વધારે પૂરાવાની જરૂર રહી નહિ. ઉષાનું નામ સાંભળતા જ બ્રાહ્મણદેવ એકાએક અધીર થઈ ગયો. તેનાં નેત્રોમાંથી પણ અશ્રુધારાનુ વહન થવા લાગ્યુ. વૃદ્ધ ભૂદેવ પ્રેમપૂર્વક કહેવા લાગ્યો, "વત્સ નિરજન! હવે વધારે કાંઈ પણ બોલવાની આવશ્યકતા નથી. તારા કઠસ્વરને હુ મરણ પર્યન્ત પણ ભૂલી શકુ તેમ નથી. સધ્યાસમયે મેં જે વેળાએ તને જોયો,. તે ક્ષણે જ હુ તને ઓળખી ચૂકયો હતો. પરતુ તારો નવો વેશ જોઇને મનમાં કાઇક સશય થયા કરતો હતો અત્યારે પણ તારા સ્વરમાં તો મને નિરજનનો જ ભાસ થયા કરતો હતો. પરતુ આ શું? નિરંજનનું નામ કાળોપહાડ પડેલુ કેમ સાભળવામાં આવે છે? જેના અદ્ભુત અને અલૌકિક ગુણોથી વાસુદેવ સાર્વભૌમની પાઠશાળાનું મુખ નિત્ય ઉજ્જવલ રહેતુ હતું, તે નિરંજન આજે યવનવેશમાં કેમ દૃષ્ટિગોચર થાય છે? મારા સાંભળવામાં આવ્યું હતુ કે, નિરજન મુસલ્માન થઈને બાદશાહનો ઘણો જ પ્રિયપાત્ર થએલો છે, અને તે વાત આજે હું સાચી થએલી જોઈ શકુ છું. અહા! કાળનું કેવું ભયકર પરિવર્ત્તન!!!"

સુજ્ઞ વાચકો! તમે એ બ્રાહ્મણ દેવને ઓળખ્યો કે? જો ન ઓળખ્યો હોય, તો અમે તેનો તમારી સાથે પરિચય કરાવી આપીએ. સાંભળો–એ બ્રાહ્મણ–વૃદ્ધ વિપ્રવર્ય નવદ્વીપનિવાસી વિખ્યાત મનસ્વી વાસુદેવ સાર્વભૌમનો દૌહિત્ર હતો. એનું નામ હરદેવ ન્યાયરત્ન હતું, અને એ જ્યોતિઃશાસ્ત્રનો એક અદ્વિતીય વિદ્વાન્ ગણાતો હતો.

કાળોપહાડ પોતાના મનના આવેગને કિંચિત્ શાન્ત કરી નેત્રાશ્રુનું માર્જન કરીને કહેવા લાગ્યો કે, "ગુરુદેવ! આપે જ મારી જન્મ-

કુંડલીનું અવલોકન કરીને કહેલું હતું કે, "મનુષ્ય ગમે તેટલા પ્રયત્નો કરે, પણ ભાગ્યની રેખાને તે કોઈ કાળે પણ ફેરવી શકતો નથી." એ ભાગ્યની પ્રબળતાથી જ આજે હું મુસલ્માન છું. પોતાની ઇચ્છાથી યવન થએલો નથી. જે મુસલ્માનોના અત્યાચારથી પીડિત થઇને દર્બારમાં ફરિયાદ કરવા માટે હું તાંડામાં આવ્યો હતો, તે મુસલ્માન રાજકર્ત્તાના ઘોરતમ અત્યાચાર અને અવિચારથી જ અત્યારે એક તિરસ્કૃત યવનના રૂપમાં હું આપનાં ચરણો સમક્ષ ઉભેલો છું."

"શું, મુસલ્માન બાદશાહના અત્યાચારથી તું મુસલ્માન થયેલો છે? કેટલાકો તો એમ કહે છે કે, કોઈ યવનરાજવંશીયા યુવતીના પ્રેમજાળમાં બદ્ધ થઇને જ તેં યવનધર્મનો અંગીકાર કરેલો છે. એ ખરું કે ખોટું?" બ્રાહ્મણે પોતાનો સંશય બતાવ્યો.

"એ વાર્ત્તા સર્વથા અસત્ય છે. હું જ્યારે આદિથી અન્ત પર્યન્ત સમસ્ત વૃત્તાંત આપને કહી સંભળાવીશ, તે વેળાએ આપના બધા સંશયોનું નિવારણ થઈ જશે. મારું જીવન પ્રતિક્ષણ અનુતાપરૂપ અગ્નિથી બળ્યા કરે છે! એ અનુતપ્ત જીવનની કથા આટલા દિવસ ઢંકાયલી રહી હતી, પણ અત્યારે આપને જોતાં જ બહાર ઉભરાઈ આવી છે. આપનાં ચરણોમાં મારે અનેક વાર્ત્તાઓનું પ્રકટીકરણ કરવાનું છે, માટે ચાલો અને પેલા પત્થરના ચબૂતરાપર ચાલીને બેસો. એ સ્થાન કિંચિન્માત્ર પણ અપવિત્ર નથી. ત્યાં જ હું આપને બધી વાતો કહી સંભળાવીશ." કાળાપહાડે વિજ્ઞપ્તિ કરી.

એટલું કહીને સેનાપતિ કાળાપહાડ ત્યાંથી ઉઠીને આગળ આગળ ચાલવા લાગ્યો અને ન્યાયરત્નજી જીવના અદૃષ્ટ વિશે વિચાર કરતો કરતો તેની પાછળ પાછળ ધીમે ધીમે ચાલતો થયો. તેમને ચાલતા મૂકીને આપણે હવે એક બીજી ઘટનાનું નિરીક્ષણ કરીશું.

---

## પંચમ પરિચ્છેદ

### સ્વપ્ન

જુઓ, કોઈ કાળે પણ કોઇથી પ્રીતિ ન કરવાની પ્રતિજ્ઞા કરશો નહિ—યદિ એવી પ્રતિજ્ઞા કરશો, તો તે સર્વથા વ્યર્થ જશે! સમુદ્રપ્રતિ વહન કરતી નદીની ગતિને રોકવાનો પ્રયત્ન કરશો નહિ, નહિ તો તે ઉભય તીરપ્રાન્તોને ઉજ્જડ કરી નાંખશે. જ્યાંસુધી મનુષ્યના મનની આવેગમયી વૃત્તિઓ પૂર્ણ રીતે કાર્યકારિણી નથી થતી, ત્યાંસૂધી મનુષ્ય પોતાને સંસારગ્રંથિથી સર્વથા શૂન્ય જ સમજે છે. પરંતુ જ્યારે એક

એક કરીને તેની સર્વ વૃત્તિઓનો પૂર્ણતાથી વિકાસ થઈ જાય છે, ત્યારે શતશઃ નવીન નવીન ગ્રંથિઓવડે તે બંધાતો જાય છે. સર્વ મનુષ્યોના મનમાં સંપૂર્ણ જીવનવ્યાપિની–વિશ્વગ્રાસિની એક ઇચ્છા રહેલી હોય છે, અને તે ઇચ્છા અથવા આશા, ધન, માન, પદ અને પ્રભુત્વ તથા રૂપ અને યૌવન આદિથી ભરેલી છે. અવસ્થાની વૃદ્ધિ સાથે જેવી રીતે જીવનનું પ્રતિક્ષણ પરિવર્ત્તન થતું રહે છે–તે સાથે મનુષ્યના મનની પ્રસ્ફુટિત વૃત્તિઓ પણ વધારે અને વધારે કાર્યકારિણી થતી જાય છે. એ વૃત્તિઓની અનુયાયિની આકાંક્ષા અથવા ઇચ્છાને પૂર્ણ કરવામાટે મનુષ્ય સદૈવ ગભરાયા કરે છે. સર્વની ઇચ્છા એક જ પ્રકારની હોતી નથી–અર્થાત્ સર્વની ઇચ્છાઓ ભિન્ન ભિન્ન હોય છે કોઈ રૂપને જોઇને ઉન્મત્ત બની જાય છે, કોઇના હૃદયમાં ધનના લોભનો ઉન્માદ થાય છે; કોઈ પ્રેમનો ભિક્ષુક થઇને રોદન કર્યા કરે છે, અને કોઈ પરમાત્મામાં લુબ્ધ થઈ રહે છે. જે વેળાએ જે ઇચ્છિત વસ્તુનો અભાવ થાય છે, તે વેળાએ તે વસ્તુની પ્રાપ્તિ માટે મનુષ્યના મનમાં વિક્ષોભ થઈ જાય છે. પરંતુ મનુષ્ય પ્રેમનો ભિક્ષુક તો નિત્ય જ રહે છે અન્ય વિષયોની ઇચ્છા ધીમે ધીમે શાન્ત થઈ શકે છે, પરન્તુ પોતાનું મન બીજાને આપી દીધા પછી તેના પ્રતિદાનની આશા ધીમે ધીમે શાન્ત થઈ જાય તેવી હોતી નથી. રૂપ નહિ, તો ગુણથી મુગ્ધ થઇને જે વેળાએ મનુષ્ય પોતાના મનનો અધિકાર બીજાના હસ્તમાં આપી દે છે, તે જ ક્ષણે તેના હૃદયના કોઈ ગુપ્ત સ્થાનમાં છૂપાયલો પ્રેમ એકાએક પ્રકટ થાય છે અને તે સંપૂર્ણ જીવનમાં વ્યાપ્ત થઈ જાય છે. એ ક્ષણે મનુષ્ય પોતાના કર્ત્તવ્યને ભૂલી જાય છે અને જ્યારે તેને પોતાના પ્રેમના બદલામાં સામાનો પ્રેમ મેળવવાની આશા બંધાય છે, ત્યારે તે મેળવવામાટે તે ઘણો જ ઉત્કંઠાવાન્ થઈ જાય છે. જે પ્રભાતકુમાર ઓરીસાના સ્વાતંત્ર્યનું રક્ષણ કરવામાટે પોતાના જીવનનું બલિદાન આપવાનો નિશ્ચય કરી ચૂકયો છે, તે ઉષાના મનોહર મુખનું અવલોકન કરવા પછી પણ પોતાની તે પ્રતિજ્ઞાનું દૃઢતાથી પાલન કરી શકશે કે ? દેશના હિતમાટે અર્પિત કરેલા જીવનને તેણે ઉષાનાં નિષ્કપટ નેત્રોની કાતરતામાં ખોઈ દીધુ છે! હવે જો કોઈ પ્રભાતના જીવનની અને ઉષાના દુઃખરાશિની અદલા બદલી કરવા ઇચ્છે, તો તેમ કરવાનો પ્રભાત સ્વીકાર કરશે કે નહિ, એનું હા કે નામાં કોણ ઉત્તર આપી શકે તેમ છે? સરોવરના તીરે પોતાના મનને ખોઇને પ્રભાતકુમાર ચિન્તાપૂર્ણ હૃદયથી ઘેર પાછો આવ્યો છે. તેની ચિન્તા ઉષામયી જ છે. ક્ષણે ક્ષણે ઉષાના મધુર કંઠસ્વરનો તેના હૃદયમાં પ્રતિધ્વનિ

થયા કરે છે. ઉષાની છાયામયી પ્રતિમૂર્તિ પ્રતિક્ષણે તેનાં નેત્રો સમક્ષ ઊભેલી દેખાય છે. પ્રભાત! પોતાનું સર્વસ્વ જીવન આપી દેવા છતાં તેને સ્પષ્ટતાથી તેં એમ કેમ ન જણાવી દીધુ કે—ઉષા! તું એકવાર પોતાના મુખથી કહે કે, "પ્રભાત! હું તને ચાહુ છું." તેનાં ચમકતાં નેત્રોમાં તો એ ભાવનુ જ દર્શન થતું હતુ, ત્યારે તેના મનની વાર્તા તેને ખોલીને તે શા માટે ન કહી? વિદેશમાં સ્વદેશીયા સુન્દરીનો પરિચય કરવો, એમાં પણ શું પાપ છે કે? તેનું નિવાસસ્થાન નવદ્વીપમાં જ છે, એટલે તેને પૂછવાથી તારો સર્વ સદેહ મટી જવાનો પૂરેપૂરો સંભવ હતો. કદાચિત્ તે કોઈ સ્વાત્મીય જનની કન્યા પણ હોય! ત્યારે શું ઉષા કોઈ બ્રાહ્મણકન્યા છે? અદ્યાપિ તેનો વિવાહ તો થયો જ નથી. એ તો પ્રભાના મુખથી જાણવામાં આવી ગયું છે. ઉષા જેમના ગૃહમાં રહે છે, તેઓ કોઈ યોગ્ય પુરુષ સાથે તેનો વિવાહ શાને નથી કરી આપતા? ઉષા વારવાર સરોવરતીરે એકાંતમા અશ્રુપાત કર્યા કરે છે, પણ તે અશ્રુઓને લૂછી નાખવાનો પ્રયત્ન કેમ કોઈ કરતુ નથી? ઉષાએ પ્રભાતને મળવાની ઇચ્છા કરેલી છે અને પોતાના પિતાના સમાચાર પૂછવાને તેની પાસે આવવાની આશા ધરેલી છે. ત્યારે શુ, તે ખરેખર આવશે કે? જો નહિ આવે, તો પ્રભાતકુમારને બીજે કયે સ્થળે મળી શકાય એમ છે? બીજુ સ્થળ પણ કયું? એકાન્ત સરોવરતીર. ત્યાં કોઈ પણ જનનો નિવાસ નથી. નિર્જન સ્થાનમાં ધીમે ધીમે આવીને ઉષા પોતાના મુખનું દર્શન આપશે; પ્રભાત પોતાના હૃદયનાં દ્વાર ખોલીને પોતાના મનની આશાનું તેને દર્શન કરાવશે અને મુક્તકંઠથી કહી દેશે કે, "હે સુન્દરિ! તુ મારા જીવનનાં સર્વ સુખોને સ્વીકારીને તેના બદલામાં મને તારાં સર્વ દુઃખો આપી દે." શુ સુન્દરી ઉષા એ યાચનાનો અસ્વીકાર કરશે કે? દેવ જાણે.

પ્રભાતકુમાર સંધ્યાસમયે પોતાના નિર્જન સદનમાં આવીને શય્યામાં લેટી રહ્યો. જ્યારથી પ્રભાત જગન્નાથપુરીમાં આવ્યો હતો, ત્યારથી અનેક પુરીનિવાસી જનો તેને ત્યાં આવીને તેની પાસે બેસતા હતા. અનેક દેશો વિશેની અનેક ચર્ચાઓ થયા કરતી હતી અને યુદ્ધ વિશે પણ અનેક તર્ક વિતર્કો ચાલ્યા કરતા હતા. મુસલ્માનો જે વેળાએ આક્રમણ કરે, તે સમયે કોણે કોણે શું શું કરવું ઉચિત છે, ઇત્યાદિ વાર્તાઓનો પ્રભાત સર્વસાધારણ જનોને અંતઃકરણપૂર્વક ઉપદેશ આપ્યા કરતો હતો. તે લોકો પણ પ્રભાતને પોતાનો એક સહૃદય મિત્ર સમજતા હતા અને જેથી તે સુખી અને નિર્વિઘ્ન રહે, એવી ચેષ્ટા કરતા હતા. પોતાના નિત્યના નિયમ પ્રમાણે આજે પણ

પુરીનિવાસી જનો પ્રભાતને ત્યાં આવીને એકત્ર થયા હતા; પરંતુ તેમની સાથે વાર્ત્તાલાપ કરવાની પ્રભાતને ઇચ્છા થઈ નહિ. તેણે કહ્યું કે, "આજે મારી પ્રકૃતિ કાંઇક અસ્વસ્થ છે." એ વાક્ય સાંભળીને તેઓ હૃદયમાં દુ:ખી થઇને ત્યાંથી ચાલ્યા ગયા.

પ્રતિદિન સંધ્યાકાળે ચક્રધર મિશ્ર જગન્નાથના મંદિરમાં જતો હતો અને સંધ્યા સમયની આર્ત્તિ સમાપ્ત કરીને ત્યાંથી પાછો ચાલ્યો આવતો હતો. આજે કોઈ વિશેષ કાર્યના કારણથી તેના આગમનમાં વિલમ્બ થયો. એક પ્રહર રાત્રિ વીત્યા પછી તે ઘેર આવ્યો અને આવતા જ તેણે પ્રભાતની મુલાકાત લીધી. પ્રભાત પણ તેના આવવાની વાટ જોતો જ બેઠો હતો. તેના આવતાં જ પ્રભાત શય્યામાંથી ઊઠીને બેઠો થયો અને થોડીવાર અહીંતહીંની બીજી વાતો કરીને પછી કહેવા લાગ્યો કે, "આજે બપોરે જે બાળાવિશે આપે કેટલીક વાતો કરી હતી, તે બાળાનું શુભ નામ આપ જાણો છો કે?"

ચક્રધર મિશ્રે સ્મિતયુક્ત ઉત્તર આપ્યું કે, "મારા બનેવીના ઘરમાં રહેતી હોય અને હું નામ ન જાણું, એ બને જ કેમ? અમારે ત્યાં પણ એ વારવાર આવ્યા કરે છે. એનું નામ ઉષા છે. અમે બધા એને ઘણા જ ચાહીએ છીએ."

"ઉષા–વાહ કેવું સુંદર નામ છે. જેવું રૂપ સુંદર છે, તેવું જ નામ પણ સુંદર છે. ઠીક, પણ એ પોતાના દૂર દેશમાંથી અહીં આવી શા કારણથી? શું, એનાં માતાપિતા કોઈ નથી? એ કુટુંબહીન છે?" પ્રભાતે પ્રશંસા કરીને પૂછ્યું.

"મારા જાણવા પ્રમાણે એનાં માતાપિતા નથી. તમારું નિવાસ-સ્થાન પણ નવદ્વીપ જ છે, માટે તમે કદાચિત્ એને ઓળખતા હશો. નવદ્વીપમાં એક મહાન્ પંડિત હતો અને તે સાંભળવા પ્રમાણે એ બાળાનો માતામહ થતો હતો" ચક્રધરે કેટલોક ખુલાસો કર્યો.

ઉષાને કોઈ પંડિતની દૌહિત્રી જાણીને પ્રભાતના હૃદયમાં અવર્ણ-નીય હર્ષનો ભાવ વ્યાપી ગયો. તે મહા આનંદસહિત બોલ્યો કે, "શું, ત્યારે ઉષા ખરેખર કોઈ બ્રાહ્મણની કન્યા છે? એક કુલીન બાળા આશ્રયહીન થઇને અહીં કેવી રીતે આવી વારુ?"

"ઉષાનું દુર્ભાગ્ય પ્રબળ છે. એનાં માતાપિતા એને સાથે લઇને જગન્નાથની યાત્રાએ આવ્યાં હતાં. તીર્થયાત્રા કરી પાછાં વળતી વેળાએ કોણ જાણે કયા પાપની પ્રબળતાથી ભુવનેશ્વર પાસે લુટારાઓએ યાત્રા-ળુઓના પડાવપર હલ્લો કર્યો અને તેમનો બધો માલ લૂટી લીધો. એ લૂટફાટની ગડબડ અને નહાસભાગમાં ઉષા પોતાનાં માતાપિતાથી

વિયુક્ત થઈ ગઈ. ઉષાનું તો કહેવું એમ છે કે, તેની માતાને અને તેના પિતાને લુટારાઓએ કાપી નાંખ્યાં હતાં.” ચક્રધરે વધારે વૃત્તાન્ત કહી સંભળાવ્યો.

“ત્યાંથી તે અહીં ક્યારે અને શી રીતે આવી શકી?” પ્રભાતે ઉત્કંઠા વધતી જવાથી અધીર બનીને વળી સવાલ કર્યો.

“માતાપિતાથી વિયુક્ત થયા પછી બીજે દિવસે પ્રભાતમાં ભુવનેશ્વરથી લગભગ બે ગાઉ ઉપર એ બાળા રોતી રોતી માર્ગમાં અહી તહી ભટક્યા કરતી હતી. એટલામાં મારા બનેવીના પ્રતિવર્ષે યાત્રાળુઓને લાવવામાટે જનારા એક નોકરે એને જોઈ અને તે જ એને પોતાસાથે અહી તેડી લાવ્યો.” ચક્રધર મિશ્રે વિશેષ વિવેચન કર્યું.

“એ કેટલા દિવસની વાત છે?” પ્રભાતે પાછો પ્રશ્ન કર્યો.

“લગભગ ચારથી પાંચ વર્ષ થયાં હશે.” ચક્રધરે ઉત્તર આપ્યું

“ત્યારે એટલા સમયમાં એનાં માતાપિતાનો કાંઈ પણ શોધ લાગી ન શક્યો કે?” પ્રભાતે ઉત્સુકતાથી પૂછ્યું.

“શોધ શી રીતે લાગી શકે વારુ? અમારા માણસો નવદ્વીપમાં તેમના શોધમાટે તો ગયા હતા, પરંતુ તેમનો પત્તો મળ્યો નહિ. ત્યાંના લોકોએ એમ કહ્યુ કે, તેઓ જગન્નાથની યાત્રાથી હજી પાછાં જ ફર્યાં નથી. એથી એવુ અનુમાન કરી શકાય છે કે, કદાચિત્ તેઓ માર્યાં ગયાં હશે.” ચક્રધરે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

“ઠીક પણ માતાપિતા ઉપરાંત દેશમાં તેનાં કોઈ સગાંવ્હાલાં છે કે નહિ? એ વિશે ઉષા પોતે શું કહે છે?” પ્રભાતે દીર્ઘદૃષ્ટિથી એ પ્રશ્ન કર્યો.

“સગાંવ્હાલાં તરીકે તે ઘણાં માણસોનાં નામ બતાવે છે, કે જેમને આપણા પંડ્યાજી ઓળખે છે પણ ખરા” ચક્રધરે પ્રશ્નનું યથાર્થ ઉત્તર આપ્યું.

“પ્રતિવર્ષ બંગાળાના અનેક યાત્રાળુઓ અહી આવે છે, તેમાં નવદ્વીપના નિવાસીઓ પણ આવતા જ હશે. ત્યારે તેમની જોડે ઉષાને તમે પાછી નવદ્વીપમાં કાં મોકલી ન દીધી?” પ્રભાતે ઉલટપાલટ સવાલોની શરુઆત કરવા માંડી.

“ઘણો શોધ કરવા છતાં પણ જેની સાથે ઉષાને મોકલી શકાય, એવો વિશ્વસનીય મનુષ્ય કોઈ પણ મળી શક્યો નહિ. ગત વર્ષમાં શાન્તિપુરથી યાત્રાળુઓનો એક સંઘ આવ્યો હતો અને તે સંઘમાંના કેટલાક યાત્રાળુઓ ઉષાના પિતાને ઓળખતા પણ હતા. એટલે અમે

તેમની સાથે ઉષાને મોકલવાનો નિશ્ચય કર્યો હતો. સુન્દરી ઉષાના માતામહનું નિવાસસ્થાન બહુધા શાન્તિપુર જ છે. એટલા માટે જ તેને ત્યાં મોકલવાનો નિશ્ચય કરવામાં આવ્યો હતો. પરંતુ બંગાળાના લોકોનો સ્વભાવ ઘણો જ દુષ્ટ હોય છે, એથી તેને ત્યાં લઈ જવામાટે કોઈ પણ તત્પર થયું નહિ." ચક્રધરે પોતાના પ્રયત્નોનો વૃત્તાંત કહી સંભળાવ્યો.

"તમારા કેટલાક માણસો પણ હમેશ બંગાળામાં પ્રવાસ કરતા રહે છે, તો તેમની સાથે તેને કાં મોકલી ન દીધી?" પ્રભાતે પાછો આડો સવાલ કર્યો.

"પ્રતિવર્ષે અમે પોતે કાંઈ ત્યાં જતા નથી. બહુધા નોકરો જ ત્યાં જાય છે તે લોકો નાના દેશોમાં ફરતા રખડતા પોતાની સગવડ પ્રમાણે ત્યાં જઈ પહોંચે છે અને બીજુ એક નવયૌવના બાળાને નોકર સાથે મોકલવી, એ પણ એક વિચારવા જેવી બીના થઈ પડે છે. વળી બીજી એ પણ એક અડચણ છે કે, એટલે દૂર સુધી તે પગે ચાલી પણ કેવી રીને શકે? આ વર્ષે મારો અને મારા બનેવી હલાયુધ મિશ્રનો બગાળામાં જવાનો વિચાર હતો અને ઉષાને પણ સાથે લઈ જવાનો અમે નિશ્ચય કરી મૂકયો હતો પરતુ હવે આવી વિપત્તિને સન્મુખ ઉભેલી જોઇને અમે અહીથી વિદેશમાં કેવી રીતે વિચરી શકીએ?" ચક્રધરે પોતાની સ્થિતિનુ દર્શન કરાવ્યું.

"ઉષા જે શોકાતુર રહ્યા કરે છે, તે પોતાના દેશ અને માતા પિતાના વિયોગદુ ખથી જ હશે, કેમ નહિ?" પ્રભાતે એક નવો જ પ્રશ્ન કર્યો.

"પ્રથમ તો તે ઘણી જ શોકાતુર રહ્યા કરતી હતી અને રાત દિવસ રોયા કરતી હતી પણ પછીથી ધીમે ધીમે અહી રહેવાનો અભ્યાસ પડી ગયો મારી ભગિનીનો એનામાં ઘણો જ પ્રેમ છે અને ઉષા પણ તેને મા મા કહીને બોલાવ્યા કરે છે." ચક્રધરે કહ્યું.

"એ પણ જગન્નાથની કૃપા જ સમજવી જોઇએ. આવી વિપત્તિની વેળામાં અને સર્વથા અપરિચિત દેશમાં એક અસહાય બાળા માતૃસ્નેહ મેળવવાને ભાગ્યવતી થઈ છે, એ ખરેખર એક અલૌકિક ઘટના જ છે." પ્રભાતે પોતાના મનના ઉદ્‌ગાર કાઢ્યા અને પૂછ્યું કે, "વારુ, ત્યારે એ બાળાની અવસ્થા અત્યારે કેટલાં વર્ષની હશે?"

"દશ કે અગિયાર વર્ષની અવસ્થામાં તે અહીં આવી હતી અને ચાર પાંચ વર્ષથી તે અહી રહે છે, એટલે અત્યારે તેની અવસ્થા પંદર કે સોળ વર્ષની હોવી જોઇએ, એવું સહજ અનુમાન કરી શકાય છે." ચક્રધરે પૂછાયલા પ્રશ્નનું ઉત્તર દીધુ

"અરેરે! ત્યારે તો એના વિવાહનો સમય પણ ઉત્તીર્ણ થઈ ગયો, અને હવે પછી પણ જ્યાં સૂધી એ પોતાના દેશમાં જશે નહિ, ત્યાં સૂધી એનો વિવાહ થવો અશકય અને સર્વથા અસંભવિત છે." પ્રભાતે પોતાનો શોક પ્રદર્શિત કર્યો.

"તેના ભાગ્યમાં જે લખ્યું હતુ, તે થયું છે. હવે પણ તે જો પોતાના દેશમાં પહોંચી જાય, તો વધારે સારું. જગન્નાથ તમારું ભલું કરે અને તમારી બધી ઇચ્છાઓ પૂર્ણ થાય. જો આ વર્ષે અમે પોતે બંગાળા તરફ ન ગયા, તો તમારી સાથે જ એ બાળાને રવાના કરી દઇશુ. એટલા માટે જ તેના વિશે તે દિવસે તમારાથી કેટલીક વાતચિત મે કરી હતી." ચક્રધરે વાતોમાં ને વાતોમાં પ્રભાતના શિરે એક કાર્યનો ભાર નાખી દીધો.

"શું, કાલે તે અહી આવવાની છે?" પ્રભાતે પૂછ્યુ

"અવશ્ય આવવાની છે અને આવશે જ. મેં મારી ભાણેજી પ્રભાવતીને તેને અહી લઈ આવવાની તાકીદ આપી મૂકી છે. તે આવે એટલે તેને મોઢામોઢ પૂછવાથી તમે બીજી પણ ઘણીક વાતો જાણી શકશો. ઉષા જેવી રૂપવતી છે, તેવી જ તે ગુણવતી પણ છે. તમારી બગાળી ભાષા તે ઘણી જ સારી રીતે લખી અને વાંચી જાણે છે. તેને જોતાં જ મનમાં પ્રેમ ઉત્પન્ન થયા વિના રહેતો નથી. તે એક અદ્વિતીય અબળા છે." ચક્રધર મિશ્રે ઉષાના રૂપ અને ગુણની અંત કરણપૂર્વક અને મુક્ત કંઠે પ્રશસા કરી.

પ્રભાત એક ઉચ્છ્વાસ લઇને મનમાં જ કહેવા લાગ્યો કે, "ચક્રધરની વાત અસત્ય નથી. ખરેખર એને જોતાં જ મનુષ્યનુ મન કાબૂમાંથી જતુ રહે છે. હું પ્રથમ એ વાર્ત્તા જાણતો નહોતો. ઉષાને બધા ચહાય છે, પણ ઉષા એક પણ મનુષ્યને ચહાતી નથી."

બહુધા અર્ધરાત્રિ પર્યન્ત ઉષાના વિષયમાં ચક્રધર અને પ્રભાતનો પરસ્પર વાર્ત્તાલાપ થતો રહ્યો. ત્યાર પછી ચક્રધર પ્રભાતને પ્રસાદ આપીને ત્યાંથી ચાલ્યો ગયો. પ્રભાત સુખશય્યામાં પડ્યો પડ્યો સુખસ્વપ્નની વિચિત્ર સૃષ્ટિનુ અવલોકન કરવા લાગ્યો. એ રાત્રે તેને ગાઢ નિદ્રાનો અનુભવ થયો નહિ. સુખની અનેક આશાઓ કરતાં કરતા ચિન્તારૂપી પરિશ્રમથી જેવાં તેનાં નેત્રો બધ થવા જતાં હતાં, એટલામાં ઉષાની સુન્દર મૂર્તિ તેના સમક્ષ આવીને તેની તન્દ્રાનો ભંગ કરી નાખતી હતી. કોઇવાર ઉષા સમક્ષ, કોઇવાર પક્ષમાં અને કોઇવાર શિરોભાગે સ્વપ્નમાં દૃષ્ટિગોચર થતી હતી. કોઇવાર સ્વપ્નમાં તેને એવો ભાસ થતો હતો કે, જાણે ઉષાસાથે તેનો વિવાહસબંધ થઈ ગયો છે અને ઉષાને સાથે લઇને

તે પોતાના દેશમાં જવાને તત્પર થએલો છે. પરન્તુ પ્રાતઃકાલમાં તેણે જે સ્વપ્ન જોયું, તેને તે આજન્મ ભૂલી શકયો નહિ. તેણે જોયુ કે, સૂર્યમંડળમાંથી એક કિરણપંક્તિ ભૂમિપર પડીને જળ પ્રમાણે વહન કરી રહી છે. એ સુવર્ણધારાનું પર્યવસાન કયાં થાય છે, એ જોવામાટે પ્રભાત તે પ્રવાહની પાછળ દોડવા લાગ્યો. બહુ દૂર નીકળી ગયા પછી તે સ્રોત એક વિશાળ અને નીલવર્ણ સમુદ્રમા મળી ગયો અને તે આવી મળતાં જ સમુદ્રના નીલવર્ણનું સ્વર્ણવર્ણમાં પરિવર્ત્તન થઈ ગયુ. પ્રભાત એ સમુદ્રના તીરે ઊભો રહીને જોવા લાગ્યો, એટલામાં સમુદ્રમાં એકાએક શતશ સ્વર્ણકમલ ખીલતાં તેના જોવામાં આવ્યાં. એ સુવર્ણ—સરોજના આશ્રયે શુભ્ર વેશધારિણી સરોજમુખી સુન્દરી ઉષા ઊભેલી હતી. ઉષા પોતાના હસ્તસકેતથી પ્રભાતને પોતા પાસે આવવાની આજ્ઞા કરતી હોય, એવો તેના મનમાં ભાસ થયો. પ્રભાત ઘણો જ ગભરાઈ ગયો. તે સમુદ્રમાં પડવા જતો હતો, એટલામાં પાછળથી કોઇએ આવીને તેનો હાથ પકડી લીધો. પ્રભાતે પાછુ વાળીને જોયુ તો પાછળ પણ તે જ ચદ્રવદના ઉષા ઊભેલી જોવામાં આવી. ઉષા મધુર સ્વરથી કહેતી હતી કે, “સમુદ્રમાં પડશો નહિ. એમ કરવાથી કદાચિત્ તમે ડૂબી જશો. ચાલો આપણુ બન્ને પોતાના દેશમાં ચાલ્યા જઇએ. અહીં દીર્ઘકાળ નિવાસ કરવામાં કશો પણ લાભ નથી. મારા અભિપ્રાયનો વિચાર કરો, અને પ્રયાણના કાર્યમાં શીઘ્રતા કરો.” સુન્દરી ઉષાના મધુર મુખમાંથી નીકળેલા એ શબ્દોને સાંભળતાં જ પ્રભાતની આનન્દમયી નિદ્રાનો લોપ થયો—તેનાં નેત્રો અચાનક ઊઘડી ગયાં. સ્વપ્નમાંની કોઇપણ વસ્તુ દૃષ્ટિગોચર ન થવાથી તે ઘણા જ ગંભીર વિચારમાં પડી ગયો અને તેને ત્યાં ચૈન ન પડવાથી શય્યામાંથી તે ઊઠ્યો અને ગૃહમાંથી બહાર નીકળી અહી તહી ફરવા લાગ્યો. “ मन एव मनुष्याणां कारणं बंधमोक्षयो.” મન જ બધ અને મોક્ષનુ કારણ છે, એ નિયમ અનુસાર અત્યારે તો પ્રભાતનું મન એક અત્યંત ભયકર બધનુ જ કારણ થયેલુ હોય, એમ સ્પષ્ટ અનુમાન કરી શકાતુ હતુ. અસ્તુ.

---

## ષષ્ઠ પરિચ્છેદ

### પુષ્પનામાવલી

પ્રભાત બહાર આવ્યો અને પૃથ્વીએ આજે નવીન મૂર્ત્તિ ધારણ કરેલી હોય, એમ તેને દેખાયું. જાણી ન શકાય તેવી સુખદુઃખથી મિશ્રિત અસ્પષ્ટ છાયા પ્રકૃતિ દેવીએ પોતાના વદનમડળમાં ધારણ કરેલી

હોય, એવો ભાસ થવા લાગ્યો. દારુણુ દુઃખોનો અનુભવ કરવા પછી જેવી રીતે મનુષ્યની મનોવૃત્તિઓ નિસ્તેજ થઈ જાય છે, તેવી જ રીતે પ્રભાતના હૃદયનો ભાવ પણુ તેજોહીન થઈ ગયો હતો. ઉષાના સ્વપ્નની અસ્ફુટ સ્મૃતિએ એક પ્રકારની અગમ્ય વ્યાકુલતાનો તેના મનમાં પ્રવેશ કરાવી દીધો હતો. તેને ક્ષણે ક્ષણે તે જ સુવર્ણ સમુદ્રનું દર્શન થયા કરતુ હતું, તેના મધ્યભાગમાં તે જ સરોજ–આસન શોભી રહ્યું હતું અને તેમાં તે જ અલૌકિક રૂપવતી ઉષા પોતાની અલૌકિક પ્રભાને પ્રસરાવતી પ્રભાતને હસ્ત સંકેતથી બોલાવતી હતી! હજી પણુ પાછળ ઉભી રહીને ઉષા પ્રભાતને કહેતી હતી, "સમુદ્રમાં પડશો નહિ. એમ કરવાથી કદાચિત્ તમે ડૂબી જશો. ચાલો, આપણુ બન્ને પોતાના દેશમાં ચાલ્યાં જઇએ." પ્રભાતના હૃદયમાં જો કે ઉષા મળશે, એવી આશા નહોતી, ત્યારે જે વેળાએ તેનો હાથ પકડીને ઉષાએ તેને સમુદ્રમાં પડતો અટકાવ્યો હતો, તે વેળાએ તેને પણુ સાથે લઇને પ્રભાત સમુદ્રમાં ડૂબી કેમ ન ગયો? સમુદ્રમાં પડવાથી મરી જવાનો સંભવ હતો અને તેઓ જો મરી જાત, તો ચિરકાલને માટે નિર્ભય થઇને અનન્ત કાલ પર્યન્ત પ્રભાત તે જ સુખસ્વપ્નની સુખપૂર્વક સમીક્ષા કરી શક્યો હોત.

સૂર્યનારાયણે પૂર્વ દિશામાંથી જગતને પોતાનું તેજોમય દર્શન આપ્યુ. ઉદિત ભાનુનું દર્શન થતાં જ પક્ષિસમૂહ પોતાની ભાષામાં તેનાં સ્તુતિગાનો ગાવા લાગ્યો. જો પ્રભાત પણુ પક્ષી હોત, તો એ વેળાએ પોતાના મનના ભાવોને કોઇપણુ પ્રકારના સંકોચવિના તે પ્રકટ કરી શકત. પરંતુ મનુષ્ય હોવાથી લજ્જા અને વિવેકે તેનાં હૃદયદ્વારને ઉઘડવા ન દીધાં અને તેના મનના ભાવો મનમાં જ મુઝાવા લાગ્યા–બહાર નીકળી શકયા નહિ.

સૂર્યોદય થવા પછી થોડીવારે ચક્રધર મિશ્ર પ્રભાત પાસે આવી પહોંચ્યો અને હસિત વદનથી કહેવા લાગ્યો કે, "ગઈ કાલે તમારા મનમાં શંકા હતી કે, કોણુ જાણે ઉષા આવશે કે નહિ? પરંતુ આજ ઉષ:કાલમાં જ ઉષા અને પ્રભાવતી બન્ને અહીં આવી પહોંચી છે."

એ શુભ સમાચાર સાંભળતાં જ પ્રભાતનું મલિન મુખમંડળ આનંદથી પ્રફુલ્લ થઈ ગયું. હૃદયમાં એક સમયાવચ્છેદે અનેક તારોનો ધ્વનિ થવા લાગ્યો. શૂન્યમાંથી આવિર્ભૂત થયેલા શબ્દનો તેના હૃદયના એક ગુપ્ત સ્થાનમાં પ્રતિધ્વનિ થયો. એવો તે તે કયો શબ્દ હશે વારુ? એ શબ્દ આ વિશ્વમાં **સ્નેહ**, **પ્રેમ** અને **અનુરાગ** ઇત્યાદિ ભિન્ન ભિન્ન નામોથી વિખ્યાત–પ્રસિદ્ધ છે. પ્રભાતે વ્યગ્રતાથી કહ્યું, "શું આવી પહોંચી?" એ તેના પ્રશ્નમાં પણુ એક પ્રકારની નવીનતાનું પ્રત્યક્ષ દર્શન થયું. એ પ્રશ્નમાં પણુ સ્નેહની છાયા સમાયલી હતી.

ચક્રધર મિશ્ર પ્રભાતકુમારની વ્યગ્રતાના કારણને સમજી શકયો કે નહિ, તે અમે કહી શકતા નથી. પરન્તુ તેના અધરોમાં જે સ્મિતનો ઉદય થયો, તેથી કદાચિત્ એવું અનુમાન કરી શકાય ખરું કે, તે પ્રભાતના સર્વ મનોરહસ્યને સારી રીતે જાણતો હોવો જોઇએ. પ્રભાતના પ્રશ્નના ઉત્તરમાં તેણે જણાવ્યું કે, "હા, આવી પહોંચી." એ સંક્ષિપ્ત ઉત્તરમાં પણ રહસ્ય સમાયલું હતું.

"તમે તેના મુખેથી કોઈ નવી વાત સાંભળી કે?" પ્રભાતે આતુરતાથી પૂછયું.

"ના—આજે મેં તેને કાંઈ પણ પૂછયું નથી. માત્ર તમારી પાસે આવવાનું કહ્યું, પણ તે તમારા સમક્ષ આવવાની ના પાડે છે." ચક્રધરે પ્રભાતને નિરાશ કરનારું ઉત્તર આપ્યું.

પ્રભાતની પ્રફુલ્લ મુખમુદ્રામાં સંદેહની છાયા છવાઈ ગઈ. તે કિંચિત્ નિરાશાના ભાવથી બોલ્યો, "આવવાની ના શામાટે પાડે છે? ઉષા શું કહે છે?"

"કાંઈ ઉત્તર પણ નથી આપતી તેના ન બોલવાથી એમ જ જણાય છે કે, તે તમારાથી શર્માય છે." મિશ્રે પોતાનો અભિપ્રાય જણાવ્યો.

"એ લજ્જા નકામી છે." પ્રભાતે પોતાનો વિચાર દર્શાવ્યો.

એટલામાં ચક્રધર મિશ્રે અંત પુરના દ્વારપ્રતિ અંગુલી નિર્દેશ કરીને કહ્યું કે, "જુઓ પેલા દ્વારપાસે ઉષા અને પ્રભાવતી બન્ને ઊભેલાં છે. ઉષા તમારા દેશની અબળા છે, એટલે તમે જોતાં જ તેને ઓળખી શકશો. જુઓ—જેના મુખનો રંગ બહુ જ શ્વેત છે, તે જ ઉષા. એના મુખમાં અહીં આવવાનો ભાવ દેખાય છે ખરો—એથી અટકળી શકાય છે કે, એની અહીં આવવાની મનોભાવના છે. પછી તો પરમેશ્વર જાણે."

બહુ જ સૂક્ષ્મ દૃષ્ટિથી પ્રભાતે તે તરફ જોયું. તે દિવસે જે ચિત્ર તેણે સરોવરતીરે જોયું હતું, તે જ ચિત્ર અત્યારે દ્વારપાસે તેના જોવામા આવ્યું. દ્વારની બન્ને બાજૂએ બે પ્રફુલ્લ યૌવના બાળાઓ ઊભી ઊભી પ્રથમ પ્રમાણે જ પ્રભાતને જોવામાં લીન થયેલી હતી. પ્રભાતની દૃષ્ટિ પડતાં જ ઉષાની દૃષ્ટિ પૃથ્વીમાં પ્રવેશ કરી ગઈ અને પ્રભાવતી જેમની તેમ તેને જોતી ટટાર ઊભી રહી. પ્રભાનું ધ્યાન પ્રભાતમાં હતું, એથી અથવા તો એવા જ બીજા કોઈ કારણથી પ્રભાતે પુનઃ ઉષાપ્રતિ દૃષ્ટિપાત કર્યો નહિ. તે મુખ ફેરવીને ચક્રધર મિશ્રને ઉદ્દેશી કહેવા લાગ્યો કે, "મિશ્ર! ઉષાને પૂછો તો ખરા કે, એના પિતાનું નામ શું હતું?'

"તમે જ પૂછજો ને. હું એને બોલાવું છું. હવે કદાચિત્ આવશે, એમ જણાય છે." એટલું કહીને તેણે સુન્દરી ઉષાને સંબોધીને કહ્યું કે,

"ઉષે! અહીં આવ. પુત્રિ! શર્માય છે શાને? આ પ્રભાતકુમાર તારા પિતાનું નામ પૂછે છે. આવીને એમને ઉત્તર આપ."

ઉષાએ પોતાના અવનત મુખને ઉન્નત કર્યું નહિ. એટલે પ્રભાવતીએ ઉષાનો હાથ પકડીને કહ્યુ કે, "ત્યાં કેમ નથી જતી? સાંભળતી નથી, મામા બોલાવે છે તે? પોતાના દેશના મનુષ્ય પાસે જવામાં શરમ તે શેની હોય?" ઉષાએ પ્રભાવતીનાં વાક્યોનું કશું પણ ઉત્તર દીધુ નહિ. તેણે ગુપચુપ તેના હાથમાંથી પોતાનો હાથ છોડાવી લીધો. ઉષાના નમ્ર નેત્રોની પ્રભાવતી–કર્ણાભિમુખા દૃષ્ટિએ ધીમા સ્વરથી કહ્યું કે, "મારાથી ત્યાં જઈ શકાશે નહિ. મારુ શરીર કપે છે. અત્યારે મને અહીથી જવા દે. હું બીજીવાર મારા પિતાનું નામ બતાવીશ."

પ્રભાત, દુષ્યંત સમક્ષ શર્માઇને ઉભી રહેલી શકુન્તલાની સ્થિતિ વિશે વિચાર કરવામાં લીન થઈ ગયો હતો. તેણે વિચાર્યું કે, "શકુન્તલા પણ આવી જ રીતે અનુરાગપૂર્ણ દૃષ્ટિથી દુષ્યતના મુખને અવલોકતી ઊભી હતી. પ્રેમનો અંકુર ન ફૂટ્યો હોય, ત્યાં સુધી લજ્જા પણ કયાથી આવી શકે વારુ? પ્રભા અકપટ ભાવથી જોયા કરે છે, પણ ઉષા શામાટે મને જોતી નથી? કવિજનો જે પ્રાથમિક પ્રેમનાં ચિહ્નોનો ઉલ્લેખ કરી ગયા છે, તે સર્વ ઉલ્લેખો સત્ય હશે કે? કદાચિત્ સત્ય પણ હોય, તોય પ્રભાતનો તેનાથી શો સબધ? પ્રભાતમાં એવા શા ગુણો ભરેલા છે કે, જેથી ઉષા એકાએક મુગ્ધ થઈ જાય? પ્રભાત! તારી આશા વ્યર્થ છે. પરતુ આશાનો ત્યાગ પણ કેવી રીતે કરુ?"

મનમાં એવા વિચારો કરી એક શીતલ નિશ્વાસ નાખીને પ્રભાતે ઉષાપ્રતિ દૃષ્ટિપાત કર્યો. તેને પોતે બોલાવવાની તેના મનમાં ઇચ્છા થઈ, પણ શબ્દનો ઉચ્ચાર કરી શકાયો જ નહિ. બે ત્રણવાર શબ્દ કઠપર્યન્ત આવીને અવરુદ્ધ થઈ ગયો. અતે ઘણો જ શ્રમ કરવા પછી કાંઇક બદલાયલા સ્વરે ઉષાને સબોધીને તેણે કહ્યુ કે, "ઉષે! શર્માય છે શામાટે? આવને, શુ તારુ નિવાસસ્થાન નવદ્વીપ છે?"

ઉષાનું મુખમડળ રક્તવર્ણ થઈ ગયું. સમસ્ત શરીરના રુધિરની એક જ ધારા બંધાઇને તે મુખપ્રદેશમા જ પ્રવહિત થવા લાગી. તેના શરીરમાં કપનો અવિકલ આવિર્ભાવ ચાલૂ થયો. પૂર્વ પ્રમાણે જ નીચું મુખ રાખીને મધુર સ્વરથી તે પ્રભાવતીને કહેવા લાગી કે, "અલી પ્રભે! ચાલને, ઘરમાં જઇએ." પ્રભાએ વિરક્તતાથી ઉત્તર આપ્યું કે, "ઘરમાં જ ચાલવુ તું, તો અહી આવી શા માટે? અહી આવવાની આતુરતામાં આખી રાત તે ઉઘ તો લીધી નથી, અને અત્યારે આમ કેમ થઈ ગયું? કાલે તો એમ કહેતી'તી કે, 'એક એક કરીને હું

પ્રભાતકુમારને બધી વાતો કહી સંભળાવીશ.' અને આજે મોઢું સીવાઈ કેમ ગયું?" ઉષાના મુખમાં હાસ્યનું ચિહ્ન માત્ર પણ હતું નહિ; પરંતુ બે નેત્રો આનન્દથી હસી રહ્યાં હતાં. ઉષાએ પ્રભાવતીના કાનમાં કહ્યુ કે, "કોણ જાણે શાથી મને તો બોલતાં ઘણી જ શરમ થાય છે."

ભ્રૂ વક્ર કરીને પ્રભાવતીએ કહ્યુ કે, "શરમ તે વળી શાની હોય? પહેલાં તો તું કાંઇએ આટલી શર્માતી નહોતી. તારા દેશના અનેક યાત્રાળુઓ આવ્યા કરે છે અને કોઇપણ પ્રકારની લજ્જાવિના તેમનાથી તુ અનેક વાર્ત્તાઓ કર્યા કરે છે. આ પણ તારા દેશનો જ એક ગૃહસ્થ છે, ત્યારે એનાથી શરમ રાખવાનું શું કારણ છે?" એટલુ ચાસન કહીને પછી તેણે ઉષાના કાનમાં આ શબ્દો કહ્યા, "અલી મુગ્ધ! શુ એ તારો પતિ છે કે, એને જોતાં જ આટલી બધી શરમમાં ડૂબી ગઈ છે તે?" પ્રભાવતીના એ શબ્દો સાંભળતાં જ મુગ્ધા માનિની ઉષાનુ હૃદય થરથર કંપવા લાગ્યુ. તેનાથી ત્યાં ઊભુ રહી શકાયું નહિ. હૃદયના એક અવ્યક્ત આવેગે તેને અસ્થિર કરી નાંખી. ઉત્તર દીધાવિના ચચલ ભાવથી તે ત્યાથી તત્કાળ ચાલી નીકળી.

ચક્રધરે પ્રભાવતીને પાસે બોલાવીને પૂછ્યું કે, "પ્રભાવતિ! ઉષા ચાલી કેમ નીકળી?"

પ્રભાવતી, પ્રભાતની નિરાશામય દૃષ્ટિનું અવલોકન કરી શકી કે નહિ, એનું આપણાથી નિરાકરણ થઈ શકે તેમ નથી. ઉષાએ કાંઇપણ કહ્યુ ન હોતું, તોપણ પ્રભાવતીએ બનાવટ કરીને કહ્યું કે, "હા—હમણાં તો તે ચાલી નીકળી છે, પરન્તુ બપોરે પાછી આવીશ, એમ કહેતી ગઈ છે." એમ કહીને પ્રભાવતી પણ ઘરમાં ચાલતી થઈ.

સશયજડિત પ્રભાતની આશારૂપી દોરીમાં એક ગાંઠ વધારે પડી ગઈ. તે બહુ જ ઉદ્વિગ્નતાથી ધૈર્યહીન થઇને ચક્રધરને કહેવા લાગ્યો કે, "ચાલો—જરા નગરના બહિર્ભાગમા જઇને ફરી આવીએ. આજે સ્નાન આદિ ઇન્દ્રદ્યુમ્નમાં જ કરીશું."

પ્રભાતનો એ વિચાર જાણવા પછી ચક્રધરે તેને એક વાત કહી, પણ પ્રભાત તે સાંભળી શકયો નહિ. તે અન્યમનસ્ક ભાવથી ચાલવા લાગ્યો. ચક્રધર પણ દરરોજ પ્રભાત સાથે સવારમાં ફરવા જતો હતો, એટલે તે પણ ધીમે ધીમે તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

લગભગ દોઢ પ્રહર પછી પ્રભાત પાછો ઘેર આવ્યો અને ત્યાં આવીને તેણે જે દૃશ્ય જોયું, તેથી તેનું મન સ્વર્ગીય પ્રેમપ્રવાહવડે પરિપ્લુત થઈ ગયું. તેણે જોયું કે, તેની શય્યા નાના પ્રકારનાં પુષ્પોથી સજાવેલી હતી, સુન્દર સુમનોની માળાઓ સર્વત્ર લટકી રહી હતી

અને મોટાં મોટાં પુષ્પોથી શય્યામાં **ઉષા** નામ વાંચી શકાય, એવા અક્ષરો આલેખેલા હતા. એ રચનાનું પ્રથમ દર્શન કરતાં જ તેના હૃદયમાંથી વિદ્યુત્ પસાર થઈ પ્રયાણ કરી ગઈ. થોડીવાર પછી શાન્ત ભાવથી "ઉષાએ આ મનોહર રચના કરી હશે કે **પ્રભાવતીએ?**" એનો તે વિચાર કરવા લાગ્યો. અતે તે શય્યાના એક ખૂણામા બેસી ગયો અને પુષ્પોથી આલેખેલા **ઉષા** નામને વ્યક્ત કરતા અક્ષરોને તેણે પ્રેમપૂર્વક ચુબન કર્યું. એક સ્થળે **પ્રભાત** નામનો પણ સૂક્ષ્મતાથી પુષ્પાક્ષરે ઉલ્લેખ કરેલો હતો. પ્રભાતના આશ્ચર્યનો પાર ન રહ્યો.

મનુષ્યને પોતાના પ્રિય પાત્રની પ્રાપ્તિ થાય, એથી વધારે આનદ-દાયક બીજો કોઈપણ વિષય તેના માટે હોતો નથી! પ્રભાત, ઉષાના અપરિચિત હૃદયના ભાવને જાણવા માટે કેટલો બધો વ્યગ્ર અને ચિન્તા-તુર બની ગયો હતો, એ તો વાચકો જાણે છે જ. હવે તેનો ભાવ વ્યક્ત થઈ જવાથી આનન્દાતિશયે તેને અધીર બનાવી દીધો તે સુમન-શય્યામા જાગૃત છતા પણ સ્વપ્ન જોવા લાગ્યો. તેનુ સ્વપ્ન–મનોરાજ્ય આ પ્રમાણેનુ હતુ.–જાણે તે પોતે એક નિર્જન પ્રેમકુંજમાં બેસી પોતાના હૃદયરૂપ સિંહાસનને સ્વર્ગની સુકોમળ મન્દાર–માળાઓથી શૃંગારીને ઉષાના આગમનની માર્ગપ્રતીક્ષા કરતો બેઠો છે. એટલામાં ઉષા આવીને તે સિંહાસનમાં બેસી ગઈ અને તેના કરતાં પણ વિશેષ કોમલતા ધરાવ-નારા પોતાના હૃદયરૂપ સિંહાસનને સજાવીને પ્રભાતને પ્રાર્થના કરવા લાગી કે, "પધારો, પ્રભાત! આપણ બન્ને મળીને આ નવીન આસનને સુશોભિત કરીએ. આ સંસારમા હુ તમારી છું અને તમે મારા છો. મને વિસારી ન મૂકશો. આવો, આપણે ઉભય પ્રાણોનું એકીકરણ કરીને, તેમને પ્રણયસૂત્રથી બાધી મૂકીએ."

કોઈ પણ રીતે સન્દેહનું નિરસન થયું નહિ. પુન ઉષા પ્રભા-તની દૃષ્ટિએ પડી નહિ અને ઉષાએ પણ આવીને પ્રભાતને કોઈ વાત પૂછી નહિ. પ્રભાતની પ્રેમપિપાસા વધારે ને વધારે વધવા લાગી. ત્રીજે દિવસે **જગન્નાથનો** પ્રધાન પંડ્યો–પ્રભાવતીનો પિતા, અને ઉષાનો આશ્ર-યદાતા **હલાયુધ મિશ્ર** જહાજપુરથી પાછો આવ્યો અને તેણે પુરીમા ઘોષણા કરાવી દીધી કે, "મુસલ્માનો રણસગ્રામમાટે સજ્જ થઇને **ઓરીસા** તરફ આવવાને બંગાળામાંથી રવાના થઈ ચૂકયા છે." **ઓરી**-સાના સમસ્ત ભાગોમાં રણવાદ્યનો ધ્વનિ કર્ણગોચર થવા લાગ્યો.

---

# સપ્તમ પરિચ્છેદ

## સેનાપતિની ચૂંટણી

હુલાયુધ મિશ્રના પુરીમાં આગમન થવાના સમાચાર સાંભળતાં જ સહસ્રશ: ઉત્કલવાસીઓ આવી આવીને પુરીમાં એકત્ર થવા માંડ્યા. ઉત્કલમા વિપ્લવનું સ્પષ્ટ દર્શન થવા લાગ્યું. સર્વ જનો પોતાના ધન અને જીવનને બચાવવાની ચિન્તામા પડી ગયા. જો કે ઓરીસાવાસી અત્યારસૂધી પૂર્ણ સ્વતત્ર હતા, પરંતુ સ્વતંત્ર પ્રજા પ્રમાણે તેમનામાં ઉદ્યમ અને ઉત્સાહ દષ્ટિગોચર થતા ન હોતા. મુસલ્માનોના આક્રમણના સમાચાર સાંભળતાં જ ઉત્કલવાસી જનો પુરીની પવિત્રતાના રક્ષણનો જરાપણ વિચાર ન કરતા માત્ર પોતાના જીવન અને ધન તથા સ્ત્રી પુત્ર આદિને રક્ષવાનો જ પ્રયત્ન કરવા લાગ્યા. સમસ્ત પ્રજાનો એ તો નિશ્ચય જ થઈ ગયો હતો કે, મુસલ્માનો ઓરીસામા પ્રવેશ કરતાં જ વિજય મેળવશે અને ઘોર અત્યાચાર કરશે. કેટલાક લોકો પોતાના ધનને જમીનમાં દાટવા લાગ્યા. કેટલાકો પોતાની સ્ત્રી–કન્યા આદિને કોઈ આપદાશૂન્ય સ્થાનમા રાખી આવવાનો વિચાર કરવા લાગ્યા. “જગન્નાથ! રક્ષા કરો!! જગન્નાથ! રક્ષા કરો!!!” એ વાકયો વિના અન્ય વાકયોનો ધ્વનિ સાભળવામા આવતો નહોતો. હુલાયુધ મિશ્રના આગમન સમાચાર સાંભળી અનેક જનો ભયભીત થઈ તેની સાથે ઉત્તમ પરામર્શ કરવાના અને તેના મુખેથી વિશેષ સમાચાર જાણવાના હેતુથી પુરીમાં આવવા લાગ્યા. પ્રભાતકુમારના ઉદ્યોગથી વૈશાખની પૂર્ણિમાને દિવસે શ્રી જગન્નાથના મદિરમાં એક વિરાટ સભાનું અધિવેશન કરવામાં આવ્યું. ધનવાન્, પ્રભાવશાલી અને દીન સર્વ પ્રકારના લોકો એ સભામાં આવીને ઉપસ્થિત થયા.. નાના મોટા મળીને સભાસદોની સખ્યા સરવાળે પાંચ હજારથી વધારેની થઈ ગઈ. પ્રથમ તો હુલાયુધ મિશ્રે સર્વ સજ્જનો સાથે પ્રભાતની ઓરીસાના એક અકપટ મિત્ર તરીકે ઓળખાણ કરાવી, પછી યુદ્ધના વિષયમા નાના પ્રકારની આલોચનાઓ કરવામાં આવી, અને અંતે સર્વ સાધારણને સંપૂર્ણ ઉત્તેજિત કરવાના હેતુથી મુખમડળમાં મહાન્ ગભીર ભાવ ધારણ કરીને તેમ જ પોતે વીરરસની સાક્ષાત્ પ્રતિમા બની જઇને ભીષણ ધ્વનિથી હુલાયુધ મિશ્રે પોતાના ભાષણનો નીચે પ્રમાણે પ્રારંભ કર્યો;–

“ભો બંધુજનો! આપણે બધા આ વેળાએ ઘોર આપત્તિમાં આવી પડ્યા છીએ અને હવે આપણાં ભાગ્ય આપણને જે માર્ગ બતાવે, તે માર્ગે જ આપણે વિચરવાનું છે. દક્ષિણ સમુદ્રના તીરપ્રાંતમાં ઉત્કલ-

દેશ અત્યાર સુધી વિજયપતાકાને ઉડાવતો નિર્વિઘ્નતા અને શાંતિસહિત જે પોતાની સ્વતંત્રતાના સુખનો ઉપભોગ લીધા કરતો હતો, તે સ્વાતંત્ર્યસુખનો સંહાર કરવામાટે ઘોર વિપદ્રૂપ સમુદ્ર તેની સામો ચાલ્યો આવે છે. બહુ શતાબ્દિથી ચાલતી આવેલી ઉત્કલદેશની પવિત્રતાને છીનવી લેવાને દુર્દન્ત મુસલ્માન તસ્કરો અસ્ત્રશસ્ત્રથી સજ્જ થઇને અહી આવવામાટે રવાના થઈ ચૂકયા છે. તીર્થસ્થાનની પવિત્રતા સચવાયલી છે, ત્યાં સૂધી જ આપણાં સર્વ સુખો પણ સચવાયલાં છે. લક્ષાવધિ મનુષ્યોની ભાગ્યરેષાનો ધર્મસ્થાનની પવિત્રતા સાથે જ સુખરૂપ સબધ સધાયલો છે. આ વેળાએ જો આપણે ધર્મસ્થાનને ખોઈ બેસીશું, તો તે સાથે આપણા ગૌરવનો પણ સર્વથા નાશ થઈ જશે, આપણી શક્તિનો લોપ થશે અને ઉત્કલવાસીઓનાં માનમર્યાદાયુક્ત મસ્તકો યવનોનાં ચરણોથી ચગદાશે. બંગાળામાં જેવા જેવા ઘોર અત્યાચારો થઈ ચૂકયા છે, તેવા સર્વ અત્યાચારો ઉત્કલવાસી જનોને પણ ભોગવવા પડશે. મુસલ્માનો વિધર્મી, અત્યાચારી અને વિશ્વાસઘાતક હોય છે, એ તો સર્વના જાણવામાં છે જ. આર્યોના જાતિધર્મનો નાશ કરવો, આર્યોનાં દેવદેવીઓનાં મંદિરો તથા મૂર્ત્તિઓનો સંહાર કરવો અને તે મન્દિરોનાં સ્થાને મસ્જિદો બંધાવવી, એ યવનોનો મુખ્ય ઉદ્દેશ હોય છે. જો તેઓ ઓરીસામા આવશે, તો ઓરીસાની કેટલી અને કેવી દુર્દશા થશે, તેનું હુ યથાર્થ વર્ણન કરવાને સમર્થ નથી. તોપણ એ દુર્દશાનુ તમને હુ કિંચિદ્ દર્શન કરાવી શકીશ—યવનોનો વિજય થતાં જ આ જગન્નાથપુરી સ્મશાન તુલ્ય બની જશે અને જગન્નાથનું મદિર મસ્જિદનું રૂપ ધારણ કરશે. દેવોના આંગણામા ગોહત્યા થશે અને આર્યો મ્લેચ્છ બનશે. આ ભવિષ્યવાદમાં જરા પણ અતિશયોક્તિ નથી, એ નિશ્ચિત માનવું. વધારે તો શું કહું, પણ આપણા પ્રિય—પ્રાણપ્રિય શ્રીજગન્નાથ દેવનો સદાને માટે નાશ થશે. આ વેળાએ જો આપણે આપણા પ્રાણની મમતા કરીને ઉત્સાહહીન થઈ બેસી રહીશુ, આપણા ધર્મ અને આપણી પવિત્રતામાટે પ્રાણાર્પણ નહિ કરીએ, તો અનન્ત કાલપર્યન્ત આપણે નરકની યાતના ભોગવતા રહીશું. વળી એ પણ ધ્યાનમાં રાખવાનુ છે કે, જો આપણે ધર્મરક્ષાની ચિન્તા ન રાખીને માત્ર પોતાના ધન અને પ્રાણના રક્ષણની ચિન્તામાં જ મચ્યા રહીશું, તો ભવિષ્યમા લોકો આપણને ખરેખરા ધર્મદ્રોહી, દેવદ્રોહી અને આત્મદ્રોહીનાં નિંદ્ય નામોથી જ ઓળખશે. આજે ઘણો જ આનન્દનો વિષય છે કે, એક ઘોર સંકટના સમયમાં આપણે બધા બંધુઓ એક સ્થળે એકત્ર થએલા છીએ. આવો, બંધુઓ ! આપણે સર્વ મળીને શ્રીજગન્નાથ સમક્ષ એવી

દૃઢ પ્રતિજ્ઞા કરીએ કે, મુસલ્માન પઠાણોના હલ્લાના દિવસે આવી જ રીતે પાછા એકત્ર થઇશું અને એક સંપથી ધર્મમાટે પ્રાણ અર્પીશું. રણભૂમિમાં રક્ત વહેવડાવીને કિંચિદ્ અંશે સ્વધર્મ ઋણમાંથી મુક્ત થઇશું. વીર ! કરો પ્રતિજ્ઞા—જુઓ છો શું ?”

થોડીવારનેમાટે વક્તા હલાયુધ મિશ્ર શાન્ત થયો. તેનો કઠસ્વર બહુ દૂર અંબર પ્રદેશમા પ્રતિધ્વનિત થવા લાગ્યો. શ્રોતાઓના મનમાં એક નવીન બળનો સંચાર થવા લાગ્યો. સર્વ જનો આનન્દ અને ઉત્સાહથી એક સાથે બોલી ઊઠ્યા કે, “જય—જગન્નાથનો જય !!” પાચ હજાર પુરુષોના કઠમાંથી નીકળેલા એ ધ્વનિથી ચતુર્દિશાઓ કંપાયમાન થઈ ગઈ. દૂર ગર્જના કરતા સમુદ્રનું હૃદય પણ ઉત્સાહથી ઉછળવા લાગ્યુ. ગભીર ઘોષથી આકાશ પણ આન્દોલિત થવા લાગ્યુ. ત્યારપછી સર્વત્ર ગભીર નિ સ્તબ્ધતાનુ સામ્રાજ્ય વ્યાપી ગયું.

વક્તા હલાયુધે પુન પોતાના ઉત્તેજક ભાષણનો પ્રારભ કર્યો—તે કહેવા લાગ્યો, “બધુઓ ! નિરાશ થશો નહિ, ભયથી વ્યાકુલ થઇને ઉદ્યમ અને ઉત્સાહને ખોઈ બેસશો નહિ, તુચ્છ પ્રાણના મોહથી પોતાના વશજોને ચિરકાલને માટે અપવિત્રતાની શૃખલાથી બાંધશો નહિ અને રણભૂમિમાથી પલાયન કરી કુળને કલક લગાડશો નહિ. તમે પોતે ઉત્કલવાસી હોવા છતા પણ ધન અને પ્રાણના રક્ષણની ચિન્તામાં પડેલા છો; પરતુ આ નરપુગવને તમે નિહાળો—આ પ્રભાતકુમાર એક વગવાસી પુરુષ છે. જુઓ, એના વિશાળ લલાટમાં નિર્ભયતા, શરીરમાં વીરતા અને નેત્રોમા સાહસ પ્રત્યક્ષ વિરાજમાન છે. એણે બહુ દૂરના પ્રદેશમાંથી અહી આવી નિ સ્વાર્થ ભાવથી તમારા સાથે મળીને ઓરીસાના હિતમાટે પોતાના પ્રાણ અર્પવાનો નિશ્ચય કરેલો છે. આપણે અત્યારે એ પ્રશ્નનો નિર્ણય કરી શકીએ તેમ નથી કે, એ વીરનર યુદ્ધ વિદ્યામાં નિપુણ છે કિવા નહિ ? પરતુ આજ એક માસથી એમના હૃદયની પરીક્ષા લેવાય છે અને તેથી અમારો નિશ્ચય થઈ ગયો છે કે, એમનું હૃદય તો ખરેખર જ એક વીરહૃદય છે. અત્યારે આ વીરયુવકને જ આપણે આપણા નેતા સેનાપતિની પદવી આપવાની છે. આવતી કાલે હુ પ્રભાત કુમારને સાથે લઇને પાછો રાજધાનીમાં મહારાજા સમક્ષ જઇશ અને રાજાના પોતાના હસ્તે જ એમને સેનાપતિની પદવીથી વિભૂષિત કરાવીશ. એટલે રાજાની આજ્ઞાનું કોઈ પણ ઉલ્લંઘન કરી શકશે નહિ. મને આશા છે કે, જે વીરનર સર્વથા પોતાની ઇચ્છાથી જ વિપત્સાગરમાં કૂદવામાટે તત્પર થયેલા છે, તે પ્રભાતકુમાર આવતી કાલે રાજાને ત્યાં આવવાથી કદાપિ વિમુખ થશે નહિ અને સેંકડો મનુષ્યો સમક્ષ

ઊભા રહી સેનાપતિની પદવીનો સ્વીકાર કરીને આ વૃદ્ધ બ્રાહ્મણના આશીર્વાદ સ્વરૂપ આ માળાનુ ગ્રહણ કરશે.”

એમ કહીને હુલાયુધ મિશ્ર એક પુષ્પમાળા હાથમાં લઇને પ્રભાતકુમાર સમક્ષ ઊભો રહ્યો. સેંકડો જનોનો એ માળામાં અને પ્રભાતના મુખમાં દૃષ્ટિપાત થવા લાગ્યો. એક સર્વથા અપરિચિત જનમંડળ સમક્ષ આવી રીતે અપૂર્વ વીરોચિત ગૌરવની પ્રાપ્તિ થવાથી પ્રભાતનું હૃદય આનન્દથી ઉભરાઈ ગયું અને હૃદયના વેગનો અવરોધ ન થઈ શકવાથી તે એકાએક પોતાના આસનપરથી ઊઠ્યો અને હુલાયુધ તથા સર્વ સભાજનોને ઉદ્દેશીને ગભીર સ્વર અને ગભીર મુખમુદ્રા કરીને બોલવા લાગ્યો કે, “મિશ્રજી ! અને સમસ્ત આર્યબંધુઓ ! આજ આપ સર્વજનો સમક્ષ હુ જગન્નાથના નામનો ઉચ્ચાર કરીને પ્રતિજ્ઞા કરુ છુ કે, જ્યાં સૂધી મારા હસ્તોમાં શસ્ત્ર ધારણ કરવાની શક્તિ રહેશે, ત્યાં સૂધી હું સત્ય નિષ્ઠાથી શત્રુઓના સર્વસ્વ નાશનો પ્રયત્ન કરીશ. યુદ્ધથી વિમુખ થઇશ નહિ અને સમરભૂમિમાંથી પલાયન કરવાનો પ્રયત્ન નહિ કરુ. આ તીર્થસ્થાનની પવિત્રતાના રક્ષણમાટે આજથી હુ મારું જીવન કૃષ્ણાર્પણ કરુ છુ અને અત કરણપૂર્વક એક યાચના કરુ છુ કે, તમે બધા મને મારા કાર્યમાં પોતાથી બની શકતી સર્વ પ્રકારની સહાયતા આપતા રહેશો.” અહીં પ્રભાતે પોતાના ભાષણની પૂર્ણતા કરી, એટલે હુલાયુધ મિશ્ર પુન ઊભો થયો અને કહેવા લાગ્યો કે, “આ કુસુમમાળા હું પ્રભાતના ગળામાં આરોપુ છુ—ઈશ્વર એના ઉત્સાહની વૃદ્ધિ કરે !” એમ કહીને તેણે માળા પ્રભાતના ગળામા પહેરાવી. ચતુર્દિશાએ આનન્દધ્વનિ પ્રસરી ગયો અને “જગન્નાથનો જય.” એ ગગનભેદક વાક્યનો સહસ્રાવધિ મુખથી ઉચ્ચાર થવા લાગ્યો.

એટલામાં સંધ્યાની આર્ત્તિનો વાદ્યધ્વનિ સંભળાયો અને સભાનુ વિસર્જન કરવામાં આવ્યુ. અગણિત શ્રોતાઓ અને પ્રેક્ષકો તત્કાળ અનેક સ્થળે વિખરાઈ ગયા. પ્રભાતકુમાર, હુલાયુધ મિશ્ર સાથે રાજધાનીમાં જવા વિશેની વાતચિત કરતો આર્ત્તિનાં દર્શન કરવા માટે જગન્નાથના મદિરમાં આવી પહોંચ્યો અને ભક્તિપૂર્વક દર્શન કરવામાં લીન થયો—પોતાના દેહજ્ઞાનને તે સર્વથા વિસરી ગયો.

---

## અષ્ટમ પરિચ્છેદ.

### ચુમ્બન

આજે વૈશાખ માસની પૂર્ણિમા છે. આકાશમાં પૂર્ણ ચન્દ્ર વિરાજમાન છે. આજે પઠાણોના આક્રમણની ભીતિ નથી અને કોઇના મનમાં

કોઈ પણ પ્રકારનો ઉદ્વેગ દૃષ્ટિગોચર થતો નથી. આકાશમાં, પૃથ્વીમાં અને સમુદ્રમાં સર્વત્ર પ્રફુલ્લ ચદ્રિકાનું જ દર્શન થાય છે. જગન્નાથનાં—પુરીમાંનાં—મંદિરો જાણે ચદ્રિકાના સમુદ્રમા ડૂબી ગએલાં હોયની! એવો જ ભાસ થાય છે. દેવાલયોમાં ચાલતો શંખ અને ડકાઓનો ધ્વનિ અદ્યાપિ શાન્ત થયો નથી. મનુષ્યોના ગમન આગમન વ્યાપારનો પણ અદ્યાપિ અવરોધ થવા નથી પામ્યો. વૈશાખ માસની ઉજ્જ્વલ પૂર્ણિમાની રાત્રે હજારો ઉત્કલવાસિની રમણીઓ પોતપોતાના પતિપુત્ર આદિના મંગલની કામનાથી શ્રીજગન્નાથનાં દર્શન કરવાને જતી અને દર્શન કરીને આવતી જોવામાં આવે છે. વૈશાખ પૂર્ણિમાને દિવસે દર્શન કરવામાટે બહારથી હજારો યાત્રાળુઓ આવે છે, પણ આ વર્ષે વિદેશીય યાત્રાળુઓની સંખ્યા વિશેષ દૃષ્ટિગોચર થતી નથી. એનુ કારણ એ છે કે, મુસલ્માનોના થનારા આક્રમણના સમાચાર દેશમા સર્વત્ર ફેલાઈ ગયા છે અને તેથી જ બહારના યાત્રાળુઓ અહી આવવાનુ સાહસ કરી નથી શક્યા. ઓરીસાના નિવાસીઓ તો અત્યારે ઘોર આપત્તિમા આવી પડેલા છે અને તેથી જ તેઓ ભક્તિભાવથી શ્રીજગન્નાથની સેવામાં નિમગ્ન થયેલા છે.

સર્વત્ર ભય, ભક્તિ અને ઉત્સાહથી મિશ્રિત કોલાહલ સભળાય છે અને વચવચમાં માનિનીઓના મધુર સ્વર અને શંખ આદિનો ધ્વનિ પણ કર્ણગોચર થાય છે. અલ્પ અતરે ભયકર ગર્જના કરતા સમુદ્રનો ક્ષીણ શબ્દ આજે સંભળાતો નથી. એક પ્રહર નિશા વ્યતીત થઈ ગઈ છે. એ સમયે એક યુવા પુરુષ જગન્નાથના મદિરના સમીપસ્થ ભાગમાંના એક વટવૃક્ષતળે ચિન્તામાં નિમગ્ન થયેલો ઊભો છે. તેની મુખમુદ્રામાથી એવો ભાવ વ્યક્ત થાય છે કે, તે કોઇની વાટ જોતો ઊભો છે.

પાસેના રાજમાર્ગમાં અનેક મનુષ્યો ચાલ્યા જાય છે, પણ એ યુવકને કોઈ પણ ધ્યાનથી જોતુ નથી. થોડીવાર પછી ત્રણ ગૃહસ્થ અબળાઓ મદિરમાથી નીકળી, એ યુવક પાસે આવીને ઊભી રહી. એ ત્રણમાંની બે અબળાઓ ઉત્કલવાસિની છે અને તેમનું વય કિંચિત્ પ્રૌઢ છે, તથા એક અસ્ફુટયૌવના બાળા છે. ચદ્રમાની શુભ્ર ચન્દ્રિકા એ બાળાના મુખમંડળમા પ્રવેશ કરીને તેની સુન્દરતામાં વૃદ્ધિ કરતી જોવામાં આવે છે. સુદર તથા શીતલ વાયુના આઘાતથી એના સુન્દર લલાટ ભાગે વિસ્તરેલા કેશો ધીમે ધીમે કપાયમાન થતા દેખાય છે. વાચકો! તમે એ યુવકને ઓળખ્યો કે? જો ન ઓળખ્યો હોય, તો હવે ઓળખો—એ આપણો પૂર્વ પરિચિત આ નવલકથાનો ઉપનાયક અને ઓરીસાવાસીઓનો સેનાપતિ પ્રભાત કુમાર છે. પ્રભાતે એ ત્રણે સ્ત્રીઓને જોતાં જ ઓળખી લીધી—એમાંની એક તો ચક્રધર મિશ્રની સ્ત્રી, બીજી તેના

ભગિની અને ત્રીજી તરુણી તે દુઃખિની ઉષા જ હતી. વાયુની એક મન્દ અને મૃદુ લહરી ઉષાના શિરોભાગને અથડાઇને પ્રવાહિત થઈ ગઈ અને તેણે પ્રભાતના શરીરમાં આઘાત કર્યો. એ વાયુલહરીના સ્પર્શથી પ્રભાતનુ જીવન અમૃતમય થયુ કે નહિ? એ પ્રશ્નનું ઉત્તર કોણ આપી શકે તેમ છે? સ્નેહી વિના બીજા કોઇથી એનુ ઉત્તર અપાય તેમ નથી.

જેટલા દિવસ પ્રભાતકુમાર એક વિદેશીય યાત્રાળુ તરીકે ઓળખાતો હતો, તેટલા દિવસ ચક્રધર મિશ્રના ઘરની કોઈ પણ સ્ત્રી તેના સમીપમાં આવતી નહોતી. એક અપરિચિત વ્યક્તિ સાથે જેટલી અને જેવી મર્યાદાથી વર્તવું જોઇએ, તેટલી અને તેવી મર્યાદાથી જ તેઓ પ્રભાતસાથે વર્તતી હતી. પરતુ જ્યારથી તેમણે એમ સાભળ્યુ કે, પ્રભાત માત્ર યાત્રાળુ અતિથિ જ નથી, કિન્તુ ઓરીસાની વિપત્તિના દિવસોમા તે પોતાના પ્રાણનુ બલિદાન આપવાને આવેલો છે, ત્યારથી પ્રભાતને પોતાનો હિતચિન્તક અને શુભકર્ત્તા ધારીને તેમણે તેની લજ્જાનો ત્યાગ કર્યો હતો. તેઓ પ્રભાતને પોતાનો પુત્ર હોય, તેવી રીતે સ્નેહથી જોતી હતી, તેને ઈશ્વર સમાન પૂજતી હતી, અને કાયા વાચા તથા મનથી, તેની કુશલકામના ઇચ્છતી હતી આજે તેમણે જગન્નાથ સમક્ષ જેવી રીતે પોતાના આત્મીય સજ્જનોની કુશળકામના ઇચ્છી હતી, તેવી જ રીતે પ્રભાતની કુશળકામના પણ ઇચ્છી હતી. વિપત્તિની વેળામા જે અગ્રભાગે આવીને ઊભો રહે, તેની કુશળકામના કોણ ન ઇચ્છે વારુ?

ચક્રધર મિશ્રની ભગિની પ્રભાત પાસે આવીને ઊભી રહી અને કહેવા લાગી કે, "પ્રભાતકુમાર! તમને ઘણીવાર ખોટી રહેવુ પડ્યું છે, તોપણ હજી થોડીવાર વધારે રોકાવુ પડશે. કારણ કે, અદ્યાપિ અમે પૂરા દર્શન કરી નથી શકયાં. મદિરમાં ઘણી જ ભીડ છે અને એવી ભીડમાં ઉષાને સાથે લઈ જવી, એ ઘણુ જ જોખમ ભરેલુ છે. એટલા માટે ઉષાને હુ તમારી પાસે મૂકવાને આવેલી છુ. ઉષે! તુ થોડીવાર અહી જ ઉભી રહે. હુ દર્શન કરીને હમણાં જ પાછી આવતી રહું છું. પ્રભાત! એને સભાળજો."

પ્રભાતના ઉત્તરની વાટ ન જોતાં બન્ને પ્રૌઢા સ્ત્રીઓ મન્દિર પ્રતિ ચાલી ગઈ. ઉષા તે જ વટવૃક્ષતળે પ્રભાત પાસે ઊભી રહી. નવીન અનુરાગી પ્રભાત અને નવીન અનુરાગિણી ઉષાને નિહાળીને આકાશ હસવા લાગ્યુ, વૃક્ષપર જે ચન્દ્રિકા ચમકતી હતી, તે વિશેષ ચમકવા લાગી અને નભોમંડળના તારકાએ પોતપોતામા વાતો કરવા માડી. પ્રભાતે આવાહન કર્યું. "ઉષે!" ઉષાના ક્ષુદ્ર હૃદયમાં અલૌકિક રીતિથી એનો પ્રતિધ્વનિ થયો.

જો કે કોઈ એક અશરીર જીવ તો રાત દિવસ એ બન્નેના કાનમાં કહ્યા કરતો હતો કે, "ઉષા પ્રભાતની છે અને પ્રભાત ઉષાનો છે." તોપણ આ સમયે એ બન્ને પ્રેમીજનો મન ખોલીને પરસ્પર વાર્તાલાપ કરવાનું સાહસ કરી શકયાં નહિ. નેત્રોવડે તો બહુ વાર વાતો થઈ ગઈ છે, ત્યારે મુખમાંથી શબ્દનો ઉચ્ચાર કેમ નહિ નીકળતો હોય વારુ? તે તો પરમાત્મા જાણે. ઉષાનું સુન્દર મુખ—ચદ્રમાની ચંદ્રિકાના પ્રકાશમિશ્રણથી દ્વિગુણિત તેજસ્વી થએલુ પૃથ્વીને નિહાળતું નીચુ નમી ગયું. વધારે નિકટમાં આવીને પ્રભાતે પુન. આવાહનસૂચક શબ્દનો ઉચ્ચાર કરતાં કહ્યું કે, "ઉષે!"

ઉષાએ કાંઈ પણ ઉત્તર આપ્યું નહિ. તે, ઉત્તર શું આપવુ, એના વિચારમાં પડી ગઈ. પ્રભાત એવી વિચારણામાં પડ્યો કે, "એવો તે એને શો પ્રશ્ન પૂછું કે, જેનું એ ઉત્તર આપે?" પ્રભાત! અત્યારે તું ઉષાને કાંઈ પણ પૂછીશ નહિ. માત્ર એનામા અનુરાગ રાખ અને એના વિશેની પ્રીતિને વધારતો રહે. એ તારી દાસી થઈ રહેશે. તારા વિના એનુ આ બહુરગી જગતમાં બીજુ કોઈ પણ નથી. માટે નિશ્ચિત થા અને ધૈર્ય ધર.

પ્રભાતકુમાર કિંચિન્માત્ર પણ ધૈર્ય ધારી શકયો નહિ. તે ઘણા જ અધૈર્યથી કહેવા લાગ્યો કે, "ઉષે! હૃદયહારિણી ઉષે! હું આવતી કાલે તો અહીંથી ચાલ્યો જવાનો છું અને એ ગમન કદાચિત્ સદાને માટેનું પણ થઈ જાય. બહુધા હવે બીજીવાર હું તને મળી શકીશ નહિ. આ વેળાએ ક્ષણ બે ક્ષણને માટે લજ્જાને રજા આપી દેવામાં આવે, તો વધારે સારું; પછી તો જેવી તારી ઇચ્છા."

ઉષા નિરુત્તર જ રહી. પરન્તુ ઉત્સાહી પ્રભાતે પોતાની પ્રાર્થનાને પૂર્ણ કરી નહિ. તે પુન કહેવા લાગ્યો, "મેં તને સાથે લઇને દેશમાં જવાનો વિચાર કર્યો હતો, એટલામાં ભયંકર યુદ્ધની છાયા સન્મુખ પ્રસરેલી જોવામાં આવી. જો યુદ્ધમા મારો દેહાંત થઈ જશે, તો મારી એ આશા મનમાંની મનમાં જ રહી જશે."

હવે ઉષાથી પણ બોલ્યા વિના રહી શકાયું નહિ ઉષા અદ્યાપિ સત્ અને અસત્ કર્ત્તવ્ય—સારાસારના વિવેકથી અજ્ઞાત હતી. જગતમાંના એક અપરિચિત વ્યક્તિના હસ્તમાં તેણે પોતાનું ક્ષુદ્ર મન સોંપી દીધુ હતું અને તે વ્યક્તિને યુદ્ધમાં જતો જોઇને તેના મનનાં આશ્ચર્ય અને ભયનો મિશ્રિત ભાવ ઉત્પન્ન થયો. પ્રિયપાત્રના મરણ પ્રસંગને એક નિર્દોષ બાળા કેમ સહન કરી શકે વારુ? બહુ જ વિચાર અને દીર્ઘદૃષ્ટિ કરીને અત્યંત લજ્જાપૂર્વક તેણે એક વાત કહેવાની ઇચ્છા કરી,

પરતુ પ્રથમ પ્રયત્ને તેના મુખમાંથી શબ્દ બહાર નીકળી શક્યો નહિ–શબ્દ કંઠમાં આવીને અટકી ગયો. અતિ મૃદુ અને કંપિત સ્વરથી તેનો માત્ર એટલો જ ધ્વનિ થયો કે, "નહિ !" એનો કશો અર્થ નહોતો અને એમાં કાંઈ પણ મર્મનો સમાવેશ પણ હતો નહિ. તેમ જ એ શબ્દનો આગળ પાછળના કોઈ વાક્ય સાથે પણ કોઈ પ્રકારનો સંબંધ સંધાયલો નહોતો. ઉષા પોતે પણ સમજી ન શકી, કે તેણે પોતે શું કહ્યું ! માત્ર કંપિત કંઠમાંથી "નહિ"નો ધ્વનિ થઇને પુન. શાંતિ–નિ સ્તબ્ધતા વ્યાપી ગઈ.

પ્રભાત સમક્ષ ઉષાએ એટલા શબ્દનો ઉચ્ચાર પણ પ્રથમવાર જ કર્યો હતો. માટે પ્રભાતને એ "નહિ"ના બદલામા કોઈ જો સમસ્ત જગતનુ આધિપત્ય પણ આપી દેત, તો તેનો તે સ્વીકાર કરત કે નહિ ? એ એક પ્રશ્ન જ રહી જાય છે. પ્રભાતનાં કર્ણોદ્વારા ઉષાના કંઠરૂપી વીણાધ્વનિએ તેના હૃદયમાં પ્રવેશ કર્યો, અને ત્યાં તે અમૃતનું સિંચન કરવા લાગ્યો. પ્રભાતે વ્યગ્રતાથી પૂછ્યું, "ઉષે ! એ 'નહિ'નો શો ભાવાર્થ ?"

પુન ઉષા બોલી શકી કે ? ના, તેનાથી એનુ ઉત્તર આપી શકાયુ નહિ.

"ઉષે ! હું નથો કહી શકતો કે, અહીંથી જવા પહેલાં પાછો હું તને મળી શકીશ. વળી હુ એ પણ જાણતો નહોતો કે, મારા સમક્ષ ઊભી રહીને તું 'નહિ' શબ્દથી પોતાના મનનો ભાવ વ્યક્ત કરીશ. જો એ હુ પ્રથમથી જાણતો હોત તો જગન્નાથ સમક્ષ લડવાની પ્રતિજ્ઞા કરત નહિ હવે નિરુપાય છું." પ્રભાતે પોતાની સ્થિતિનુ દર્શન કરાવ્યુ.

ઉષા કશું પણ બોલી શકી નહિ. તેનું કોમલ હૃદય કંપવા લાગ્યુ. પ્રભાત ! આમાં તુ ઉષાનો દોષ માનીશ નહિ–તારા સન્મુખ એના મુખમાંથી શબ્દ જ નથી નીકળતો, ત્યા એનો શો ઉપાય ? તુ પોતાના મનના ભાવો ભલે એને જણાવી દે–એ ભાવો જાણવાથી ઉષા પોતાને સ્વર્ગની સુન્દરી સમજશે, પણ તારા પ્રશ્નોનાં ઉત્તરો આપવાની એનામાં શક્તિ નથી. ઉષાથી કાંઈ પણ બોલી શકાયુ નહિ. તે તો પ્રથમ પ્રમાણે જ મૌન્ય ધારીને જેમની તેમ નિરુત્તર થઇને જ ઉભી રહી.

પ્રભાતનાં હૃદયદ્વાર ઉઘડી ગયાં. તે પાછો કહેવા લાગ્યો, "ઉષે ! મને મારા જીવનનો જરા પણ મોહ હતો નહિ હું તો અહીં એક પ્રવાસીના રૂપમાં જ આવ્યો હતો પરન્તુ જ્યારથી મેં તારા મુખનું દર્શન કર્યું છે, ત્યારથી મારું જીવન નવીન થઈ ગયુ છે. આ ક્ષણે મારા મનમાં અનેક નૂતન આશાઓ નૃત્ય કરી રહેલી છે. આજે જ મેં સહસ્રાવધિ ઉત્કલવાસીઓ સમક્ષ એવી પ્રતિજ્ઞા કરેલી છે કે, જ્યાં સુધી

દેહમાં પ્રાણ રહેશે, ત્યાં સૂધી હું યવનો સાથે લડીશ. ઉષે! આવતી કાલે પ્રભાતમાં તો હું જહાજપુર ચાલ્યો જવાનો છું. જો તું આવવાનું કહીશ, તો પાછો આવીશ અને નહિ તો........"

એટલું કહીને પ્રભાત પ્રત્યુત્તરની પ્રતીક્ષા કરવા લાગ્યો. પરતુ ઉષા કાંઈ પણ બોલી નહિ પ્રભાતના મનનો આવેગ વધારે વધવા લાગ્યો. તે પોતાના મનમાં જ કહેવા લાગ્યો, "ઉષે! તું કહે કે ન કહે," પણ હું તો એકવાર પાછો તારી પાસે આવીશ જ અને તે વેળાએ મારા મનની ગુપ્ત વાર્તા તને કહી સંભળાવીશ. તે દિવસે એ મારા પ્રશ્નનું ઉત્તર તું અવશ્ય આપશે જ" એમ વિચારીને પાછો તે ઉષાને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે, "ઉષે! હુ દરરોજ તારો વૃત્તાત જાણવાના પ્રયત્નો કર્યા કરુ છુ, પણ તુ તો કાંઈ ઉત્તર જ નથી આપતી જો કશો વાંધો ન હોય, તો મને તારા માતાપિતાના નામોથી પરિચિત કર હુ તેમનો શોધ કરીશ. નવદ્વીપથી મારુ નિવાસસ્થાન વધારે દૂર નથી, માટે હુ તેમનો કાંઈ પણ પત્તો મેળવી શકીશ, એવો બહુધા સંભવ છે બોલ—કહી દે."

ઉષા પાષાણપ્રતિમા પ્રમાણે નિઃશબ્દ જ રહી પરતુ તેના કમલ સમાન નેત્રોમાંથી અશ્રુની ધારાનુ વહન થવા લાગ્યુ શુ પ્રભાતે તેની અશ્રુધારા જોઈ? અશ્રુધારાથી ભીજાયલા ઉષાના કપોલ ભાગનુ પ્રભાત અવલોકન કરી શકયો? જો પ્રભાત એ અશ્રુધારાને કાંઈ પણ પૂછત, તો તે તેને સર્વ પ્રશ્નોના ઉત્તરો આપી દેત કારણ કે, નેત્રોની નીરધારામાં નીરવતાથી (નિઃશબ્દતાથી) વહન કરવાનો અને હૃદયની વેદનાને પ્રકટ કરવાનો અદ્વિતીય ગુણ સમાયલો હોય છે આ વેળાએ ઘણીવાર સૂધી પ્રભાત ઉત્તરની વાટ જોતો ઊભો રહ્યો. પણ નામને માટે પણ ઉત્તર મળ્યુ નહિ અતે હતાશ થઇને તે ભગ્ન સ્વરથી બોલ્યો કે, "ઉષે! તુ બોલ કે ન બોલ, પણ મારા એક અપરાધની તારે ક્ષમા આપવી પડશે. કાલે હુ અહીથી ચાલ્યો જઇશ માટે આ માળા કે જે ગઈ કાલે મને યુદ્ધના વરણમાં મળી હતી, તે આજે હુ તારા ગળામા પહેરાવી જાઉં છું. જે વેળાએ મારી છાયા પણ તારા જોવામા ન આવે અને જે વેળાએ આપણે એક બીજાથી ચિરકાલને માટે વિયુકત થઈ જઇએ, તે વેળાએ આ માળાને તું જલપ્રવાહમાં વહેવડાવી દેજે." એમ કહીને તેણે પોતાના ગળામાંથી માળા ઉતારીને હસ્તમાં ધરી રાખી. તેનાથી પણ હવે વધારે બોલી શકાયુ નહિ. પ્રેમી પ્રભાતનાં નેત્રોમાંથી પણ પ્રેમાશ્રુનું પતન થવા લાગ્યુ. તે એક ધ્યાનથી ઉષાના નિષ્કલંક મુખનું અવલોકન કરવામાં લીન—સર્વથા નિમગ્ન થઈ ગયો.

પ્રેમ, એ જ મનુષ્ય જન્મનો સાર છે, એમ કહેવામાં કાંઈ પણ

અતિશયોક્તિ કરી કહેવાશે નહિ. જેનામાં મનુષ્યનો પ્રેમ હોય, એવી કોઈ પણ પ્રેમભાગી વ્યક્તિ હોવા વિના કોઈ પણ વિષયનો ઉપભોગ મનુષ્યથી યથાર્થ રીતે લઈ શકાતો નથી. જો કોઈ મનુષ્ય એકલો હોય, તો ભવિષ્યમાં કોઇનામાં પણ પ્રેમ રાખવાના હેતુથી જ તે પોતાનાં સુખ સાધનોને સંભાળી રાખે છે. પોતે મહાન્ હોય કે લઘુ હોય અથવા દીન હોય કે શ્રીમાન્ હોય, તથાપિ મનુષ્ય કોઈ એક વ્યક્તિમાં તો સ્નેહ રાખે છે જ. બાલ્યાવસ્થામાં તેના પ્રેમનું સ્થાન માતા પિતા આદિ હોય છે; તારુણ્યમાં તે પ્રેમનું પર્યવસાન ભાર્યામાં થાય છે, વૃદ્ધાપકાળમા પુત્રપુત્રીમાં તે પ્રેમ વિરામે છે અને ભગિની, બધુ અને આપ્તવર્ગમાં તો સદૈવ પ્રેમ હોય છે જ. પરતુ સર્વ કરતાં દાંપત્ય પ્રેમનો મહિમા વિશેષ છે. એ વિશે બાયરન્ કવિએ પોતાના એક કાવ્યમાં પ્રેમીના આવા ઉદ્દગારો આપેલા છે,–

> ‘ સુન્દર કોમલ રતિદા, પ્રિયા માત્ર જો હોય સદા પાસ,
> પછી ભલેને થાતો, ત્વરિત ભયકર અરણ્યમા વાસ
> ત્યા નિવાસ કરિ મનને, વિસ્મૃતિ માનવજાતીની થાઓ;
> પ્રિયા સુસંગતિ સુખથી, વૈરભાવનો નાશ થઇ જાઓ ”

અર્થાત્ મનુષ્ય જાતિના નૈસર્ગિક સ્વભાવને અનુસરીને પોતાના તારુણ્યમા પ્રભાતે ઉષાને પોતાના પ્રેમનું અધિષ્ઠાન બનાવી હોય, તો તેમાં તેને આપણે દોષવાન્ ગણી શકીશું નહિ. પ્રકૃતિનો ગુણ જ એવો છે. અસ્તુ.

ઉષા મહા દુ ખિની છે. તે અદ્યાપિ મુગ્ધા બાળા છે. જો તેની સાથે કોઈ સ્નેહવાર્તા કરે છે, તો તેનું હ્રદય પીગળી જાય છે, પોતાનાં માતા-પિતા વિના તેનો બીજી કોઈ વ્યક્તિમાં આટલો બધો સ્નેહ અત્યાર સુધી જોવામાં આવ્યો નહોતો. અજ્ઞાત ભાવથી તેના કોમળ હસ્તો સાડી તળેથી બહાર નીકળીને પ્રભાત સમક્ષ આવીને અવરુદ્ધ થઈ ગયા.

પ્રણયી પ્રભાતે પ્રણયના ચિહ્ન સ્વરૂપ તે માળા, અમૂલ્ય રત્નની માળા પ્રમાણે પ્રણયિની ઉષાના ગળામાં પહેરાવી દીધી અને મૃદુતાથી તેના કોમલ કપોલમાં પ્રેમપૂર્વક એકવાર **ચુમ્બન** કર્યું! વૃક્ષપર્ણોની ફાટમાથી ઝાંખી ઝાંખીને જોતા આકાશસ્થ તારકો વિના બીજું કોઈ પણ એ પ્રણયઘટનાનું નિરીક્ષણ કરી શકયું નહિ.

ચક્રધરની સ્ત્રી અને ભગિની આવી પહોંચી–ઉષાને લઇને તેઓ ચાલવા લાગી. પ્રણયપિપાસુ પ્રભાત હસ્તિનીસમાન ચાલતી ઉષાને જોતો તે વટવૃક્ષ તળે જ અચેતન મનુષ્ય સમાન એક ધ્યાનથી ઉભો રહ્યો.

---

# તૃતીય ખણ્ડ

## પ્રથમ પરિચ્છેદ

### કાળાપહાડની કર્મકથા

સેનાપતિ કાળાપહાડ અને ન્યાયરત્નજી ઉભય ત્યાંથી ચાલતા પ્રમોદકાનનમાં આવ્યા અને ત્યા પાષાણના ચબૂતરાપર બેસી ગયા. સેનાપતિના નેત્રોમાંથી વહેતો અશ્રુપ્રવાહ અદ્યાપિ બંધ થયો નહોતો. થોડીવાર પછી એક ઉચ્છ્વાસ નાખી, પોતાની જેબમાંથી એક રૂમાલ કાઢી તેવડે નેત્રો લૂછીને તે ગુરુને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે, "ગુરુમહારાજ! લોકોમાં મારા વિષે જે જે અફવાઓ ઉડેલી છે, તે બધી જૂઠી છે. એક મુસલ્માન માનિનીના સૌન્દર્યમાં વિમુગ્ધ થઇને હુ મુસલ્માન થયો નથી. અગ્રદ્વીપના કાજીનો અને મારો ઝઘડો શા કારણથી થયો હતો, તે તો આપ જાણો જ છો તે કાજી અને અહીના એક કાનૂનગોના કાવત્રાંથી જ મારો સર્વ પ્રકારે નાશ થયો છે. તે વેળાએ તમે બધાએ મળીને તાંડે જઈ બાદશાહના દર્બારમાં ન્યાય મેળવવામાટે પ્રાર્થના કરવાનો મને ઉપદેશ આપ્યો હતો, એ તો આપના સ્મરણમાં હશે જ."

"હા–એ ઉપદેશ અમે બધાએ આપ્યો હતો ખરો અને એથી શુભ પરિણામની આશા પણ હતી. એથી આવુ વિપરીત પરિણામ આવશે, એવી કોઇના મસ્તિષ્કમાં કલ્પના માત્ર પણ ક્યાં હતી? તે વેળાએ તારી જન્મકુંડળીનું ફળ પણ અશુભ નહોતુ. અગિયારમો બૃહસ્પતિ હતો, તે કાંઈ જેવો તેવો લાભદાયક ન કહેવાય." ન્યાયરત્ને પોતાના પુરાણા તત્ત્વજ્ઞાનનું ભાન કરાવ્યું

"જી–હા. હુ એ અગિયારમા બૃહસ્પતિનું ફળ ભોગવવામાટે જ તાંડામાં આવ્યો હતો. આવતાં જ કેટલાંક વિઘ્નો થવા માંડયા હતા, પણ મેં તે વિઘ્નોને વિશેષત. લક્ષમાં લીધાં નહિ. મુસલ્માન રાજાઓના દર્બારમાં ન્યાય મેળવવામાટે પ્રાર્થના કરવાનુ કાર્ય કેટલુ બધુ કઠિન અને અસાધ્ય હોય છે, એ જેમણે એનો અનુભવ કર્યો હોય, તે મનુષ્યો જ માત્ર જાણી શકે છે. બીજાઓ એ અસાધ્યતાને જાણી શકતા નથી. તાંડામાં હું એક માસ સુધી પડ્યો રહ્યો. પરન્તુ કોઈ પણ રીતે બાદશાહનાં દર્શન થવા પામ્યાં નહિ. માત્ર મોટા મોટા રાજકર્મચારીઓની પ્રાર્થના અને ઉપાસના કરતાં કરતાં જ એક મહિનો વીતી ગયો. વળી એમાં આશ્ચર્યની વાત તો એ હતી કે, જેટલા અધિકારીઓ મળ્યા, તેટલા સર્વ ધનના લોભી જ મળ્યા. એક પણ દયાવાન્ અધિકારી જો-

વામાં આવ્યો નહિ. મારી પ્રાર્થના કોઇએ પણ લક્ષ રાખીને સાંભળી નહિ અરણ્યરોદન સમાન મારી વિનતિનુ પરિણામ થયુ." કાળાપહાડે પોતાની કર્મ કથાને આગળ લંબાવો.

"એ તો ઘણી જ આશ્ચર્યકારક વાર્તા કહેવાય. ત્યારે તો તને ઘણી જ કઠિનતા સહેવી પડી હશે. કાજીઓ આવી રીતે જ અત્યાચાર કરે છે કે? ત્યારે અંતે બાદશાહસાથે તારો મેળાપ કેવી રીતે થયો?" ન્યાયરત્ને બહુ જ આશ્ચર્યના ભાવથી એ પ્રશ્ન પૂછયો.

"એક દિવસે આમદર્બાર ભરવામાં આવ્યો. દર્બારેઆમમાં, ધનવાન્ અમીર અને કંગાલ ગરીબ સર્વ એક સરખી રીતે જઈ શકે છે. સાધારણ લોકોની એના વિશે એવી ધારણા છે કે, એ દર્બારમાં બાદશાહ પોતે પ્રજાપર થએલા અત્યાચારોનો ન્યાય કરે છે, પરતુ મારા અનુભવે એથી સર્વથા વિપરીત રીતિનુ જ દર્શન કર્યું. હુ પણ ભ્રમમા પડીને શાહના એ દર્બારમા ગયો, પરંતુ એવો એક પણ અધિકારી ત્યાં જોવામા આવ્યો નહિ કે, જે મારી પ્રાર્થના બાદશાહના કર્ણપર્યન્ત પહોચાડે. અતે બીજો કોઈ પણ ઉપાય ન હોવાથી હુ પોતે જ પોકાર કરતો બાદશાહ સમક્ષ જઈ પહાચ્યો. પણ દુર્ભાગ્યવશતાથી હુ તેની વિષવતી દષ્ટિનો ભોગ થઈ પડ્યો." કાળાપહાડે એમ કહીને એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો.

"વિષવતી દષ્ટિનો ભોગ શામાટે થયો? તે કોઈ પણ પ્રકારનો અપરાધ તો કર્યો નહોતો જ. વિના અપરાધે વક્રદષ્ટિ?" ભોળા ન્યાયરત્ને નિર્દોષ ઉદ્ગાર કાઢ્યા.

"વિના અપરાધે નહિ, પણ દૈવના કોપથી. અગ્રદ્વીપના તે જ અત્યાચારી કાજીનો એક સંબધી દર્બારમાં ઉપસ્થિત હતો અને તે બાદશાહનો બહુ જ પ્રિયપાત્ર હતો. તેણે અરબી ભાષામાં બાદશાહને કાંઇક એવી વાત સમજાવી દીધી કે, બાદશાહ મારા તરફ લાલ આંખો કરીને જોવા લાગ્યો અને કહેવા માડ્યો કે–'અરે કાફિર! હુ સારી રીતે જાણું છુ કે, પાટલીમાં થએલા વિદ્રોહનો મૂળ હેતુ તુ જ છે.' એનું મે વિનીતભાવથી ઉત્તર આપ્યુ કે, 'જહાંપનાહ! હુ એક ગરીબ બ્રાહ્મણ છું—વિદ્રોહ કરવાનું સામર્થ્ય મારામા કયાંથી હોઈ શકે? કાજી સાહેબે સર્વમંગલાદેવીના મદિર સમીપ ગોહત્યા કરવાનો પ્રયત્ન કર્યો અને મે તેમને તેમ કરતા અટકાવ્યા, એટલી જ બીના બનેલી છે.' એના પ્રત્યુત્તરમાં બાદશાહ રુક્ષ સ્વરથી બોલ્યો કે, 'મુસલ્માનોના રાજ્યમાં મુસલ્માનો અવશ્ય ગોહત્યા કરશે, તેને અટકાવવાવાળો તું કોણ? તને અટકાવવાની શી સત્તા છે?' ગુરુદેવ! એ શબ્દો સાંભળતાં જ મારું ધૈર્ય જતું રહ્યું અને મે કહ્યું કે, 'હુજૂર! મુસલ્માનો દેશના રાજા છે ખરા, પણ આર્યધ-

ર્મના રાજા નથી.' મારાં એ વચનો સાંભળતાં જ સૂબેદારની દૃષ્ટિ વધારે વક્ર થઈ ગઈ અને તેણે ભ્રૂ ચઢાવીને પોકાર કર્યો કે, 'સાંભળ, કાફિર! કાજીએ તને જે દંડ દીધો છે, તે તારા માટે પૂરતો નથી. જે મનુષ્ય મુસલ્માનોની સત્તાનો અને મહમ્મદી ધર્મનો વિરોધી હોય છે, તેના માટે કારાગૃહ જ ઉચિત સ્થાન છે.' બાદશાહનો એવો વિચાર જાણીને મે મારી નિર્દોષતા જણાવીને બહુ જ વિનતિ કરી, પણ નિષ્ફળ. કાજીનો સબધી સૂબેદારના કોપાગ્નિમાં ધૃત હોમવા લાગ્યો અને ન્યાય મળવાને બદલે મને કારાગૃહવાસ મળ્યો." કાળાપહાડે કરુણાનું દર્શન કરાવ્યું.

"એટલો બધો અત્યાચાર! ન્યાયમાટે પ્રાર્થના કરવાના અપરાધથી તને કારાગૃહમાં નાખવામાં આવ્યો? શિવ! શિવ! કલિયુગનો કેવો ભયકર પ્રભાવ! એના કરતા તો રાક્ષસરાજ રાવણનો અત્યાચાર વધારે ઉત્તમ હતો! હે પરમાત્મન્! તે જાણી જોઇને રાજ્યશાસનનાં સૂત્રો આ મુસલ્માનોના હાથમાં શા માટે આપ્યાં હશે?" ન્યાયરત્ને કહ્યુ.

"ગુરુદેવ! એ અત્યાચારી યવનોના અત્યાચારથી કારાગૃહવાસી બનીને એક અંધકારાવૃત ઓરડામાં હું ત્રણ દિવસ સૂધી અન્ન જળ લીધા વિના સબડતો પડ્યો રહ્યો અને મનમાં તે સર્વશક્તિમાન્ અને સર્વભયહારી પરમેશ્વરનું આવાહન કરતો રહ્યો. પરંતુ મારો કરુણારવ પરમેશ્વરના કર્ણપર્યન્ત પહોચી શકયો નહિ. ત્રણ દિવસ સૂધી મુસલ્માન સિપાહીઓ મારા માટે ભોજન લાવતા રહ્યા, પણ હુ બ્રાહ્મણ હોવાથી મેં યવનોના ભોજનનો સ્વીકાર કર્યો નહિ ચોથે દિવસે બળાત્કારે તેમણે મારી જાતિને ભ્રષ્ટ કરવાનો પણ ઉદ્યોગ કર્યો—પરન્તુ ઈશ્વરની કૃપાથી તે દિવસે પણ હુ બચી ગયો." કાળાપહાડે ઘણી જ શોકાતુર મુદ્રાથી એ વર્ણન કરી સભળાવ્યું.

"વત્સ! ધાર્મિકોની રક્ષા ધર્મ જ કરે છે. પરંતુ કવચિત્ એથી વિરુદ્ધ ઘટના થતી જોવામા આવે છે, તે દુર્ભાગ્યનું પરિણામ જ કહી શકાય." ન્યાયરત્ને વિચાર દર્શાવ્યો.

"ત્યાર પછી આ દુર્ભાગીનું અધ પતન કેવી રીતે થયું, તે સાભળો. જે કારાગૃહમાં મને કેદ કરવામાં આવ્યો હતો, તેના પડોસમા જ એક પુષ્પવાટિકા શોભી રહી હતી અને એ પુષ્પવાટિકાના મધ્યભાગમાં એક સુન્દર મહાલય પણ બાંધેલો હતો. એ મહાલયમાં એક દયામયી નારીનો નિવાસ હતો."

"તે નારી કોણ હતી? કદાચિત્ બાદશાહની બેગમ હશે, કેમ નહિ?" ન્યાયરત્ને સેનાપતિને વચમાં જ બોલતો અટકાવીને ઉત્સુકતાથી એ પ્રશ્ન કર્યો.

"જો કે તે બાદશાહની બેગમ તો નહોતી, પણ હતી તો તેના જ કુટુંબની. સુલયમાનના ભાઈ તાજખાનનું નામ તો બહુધા આપે પણ સાભળ્યું હશે. બંગાળામાં પ્રથમ વિજય એણે જ કર્યો હતો. એ નારી તેની પુત્રી હતી, અને તેનું નામ નજીરુન્નિસા હતું. બગાળાની પ્રજા તાજખાનને બહુ જ માનતી હતી. કેટલાકોનું કહેવું એમ પણ હતું કે, સુલયમાને તેને વિષ આપીને મારી નાખ્યો હતો. એવી ધારણાથી ગૌડ દેશમાંના તાજખાનના પક્ષપાતીઓએ બળવાનો પ્રયત્ન પણ કર્યો હતો અને એ વાતની જ્યારે સુલયમાનને ખબર પડી, ત્યારે તેણે ગૌડને છોડીને તાંડાને પોતાની રાજધાનીનું નગર બનાવ્યું. નજીરુન્નિસા વિના તાજખાનનાં બીજાં કાંઈ સન્તાનો હતાં નહિ, એટલે રાજ[illegible]યમાને પોતાને શિરે લાગેલા કલંકને કાઢી નાખવાના હેતુથી નજીર[illegible] ઘણો જ ભાવ રાખ્યો. નજીરનની અવસ્થા જો કે તે વેળાએ બહુ મોટી નહોતી." કાળાપહાડે વિસ્તારપૂર્વક કથાનો પ્રસંગ ચલાવ્યો.

"બસ રહેવા દે. એ વાર્ત્તા સાથે આપણો શો સંબધ? બાદશાહના મહાલયનાં રહસ્યો જાણવાથી આપણને શો લાભ થવાનો છે? એ પછી તારી શી દશા થઈ? તારી કર્મકથા સાંભળવાથી શોક પણ થાય છે અને કુતૂહલ પણ ઉપજે છે." ગુરુએ કહ્યું.

"હુ બાદશાહના મહાલયની નહિ, પણ મારી પોતાની કથા જ વર્ણવું છું. મારી અવસ્થાના પરિવર્ત્તન સાથે એ સર્વ વાર્ત્તાઓનો બહુ જ ઘનિષ્ઠ સંબધ સધાયલો છે." કાળાપહાડે ગુરુની શકાનું નિવારણ કરીને વાર્તાને આગળ લબાવતાં કહ્યું કે, "જે પુષ્પવાટિકામાંના મહાલય વિશે હું કહી ગયો છું, તે મહાલયમાં વસનારી નારી તે બીજી કોઈ નહિ, પણ નજીરુન્નિસા જ હતી. સુલયમાને તેને સ્વતત્રતાથી રહેવામાટે એ મકાન બંધાવી આપ્યુ હતું. શ્રીમદ્ભગવદ્ગીતા તો આપ જાણો છો કે, મને સમગ્ર કઠસ્થ હતી, એટલે મારા વિપત્તિના સમયમાં હુ ભીષણ ઘોષ કરીને ગીતાનો પાઠ કર્યા કરતો હતો, અને મારો કંઠધ્વનિ નજીરનના મહાલયમાં સંભળાયા કરતો હતો. એ વાત પાછળથી મારા જાણવામાં આવી હતી કે, તેણે પોતાની એક વિશ્વાસુ સેવિકાદ્વારા મારા ગીતાપાઠનો હેતુ જાણી લીધો હતો અને મારી દુર્દશાનાં કારણોનું પણ સંપૂર્ણ જ્ઞાન મેળવ્યુ હતુ. મારી દુર્દશાની વાર્ત્તા સાંભળીને તેના મનમાં સ્વાભાવિક જ દયાનો ભાવ ઉત્પન્ન થયો. બે દિવસ સુધી તે રાત્રિના સમયે આવીને મારી દુર્દશાનું નજરોનજર નિરીક્ષણ કરી ગઈ—ચોથે દિવસે ક્ષુધા અને પિપાસાની પીડાથી તથા દારુણ માનસિક દુઃખથી મૂર્ચ્છિત થઈને હું અચેતનાવસ્થામાં પડ્યો હતો—તે આખો દિવસ મેં કેવા દુઃખમાં

વીતાડ્યો હતો, તેનું વર્ણન મારાથી કરી શકાય તેમ નથી. પ્રભાતના સમયે જ્યારે હુ કાંઇક ચેતનમાં આવ્યો, તે વેળાએ મેં જોયું કે હુ કારાગૃહમાં નથી—કોઈ અન્ય સ્થાનમાં છુ." કાળાપહાડ વિશ્રાંતિ લેવા અટકયો.

"તે કેવી રીતે ? શું, બાદશાહે દયા કરીને તને કારાગૃહમાંથી મુક્ત કર્યો ?" ગુરુએ ઉત્સુકતાને શમાવી ન શકવાથી તત્કાળ પૂછ્યું.

"ના—ગુરુદેવ! બાદશાહે મને મુક્ત કર્યો નહોતો, કિન્તુ તેની ભત્રીજી નજીરુન્નિસાએ જ [illegible] કરીને મને મુક્તિનું દાન આપ્યું હતું. મેં જોયું કે, હુ નજીરન્‌ના મહાલયના એક ભાગમા એક કોમલ શય્યાપર પડેલો છુ અને નજીરન્ મારી પાસે બેસીને મારી સેવા—શુશ્રુષા કરવામાં લીન થએ[illegible] ગુરુરાજ! તે અચેતનાવસ્થામાં મારુ મરણ શામાટે ન [illegible]ું, તે તો ઈશ્વર જાણે. અર્થાત્ પવિત્ર—મહાવિશુદ્ધ બ્રાહ્મણ કુળને કલંકિત કરવા માટે મને પુન ચેતનાવસ્થા પ્રાપ્ત થઈ!" એ વાકયોના ઉચ્ચાર સાથે કાળાપહાડનાં નેત્રોમાંથી પુન. અશ્રુપ્રવાહ વહી નીકળ્યો.

"શુ, આ હુ કોઈ અદ્દ્ભુત રસયુક્ત નવલકથા તો નથી સાંભળતો ?" ગુરુએ ઉદ્દ્ગાર કાઢ્યો અને પૂછ્યુ કે, "વારુ, ત્યાર પછી તારા ધર્મનો નાશ કેવી રીતે થયો ? તુ ધર્મભ્રષ્ટ યવનના રૂપમા કેવી રીતે આવ્યો ?"

"સાભળો—મારા ધર્મનો નાશ કરવાવાળી એ નજીરન્ જ છે. મારી અચેતનાવસ્થામાં તેણે મને પોતાને ત્યાંનુ જળ પાયું અને ભોજન પણ ખવડાવ્યુ હતુ. હું જ્યારે સચેત થયો, ત્યારે એ વાતને જાણી શકયો અને જ્યારે એ વાત જાણી, ત્યારે તે ક્ષણે જ મારી એવી ભાવના થઈ ગઈ કે, આ સંસારમાં ધર્મ જેવી કોઈ વસ્તુ જ નથી, સત્કૃત્યનું ફળ મળતુ નથી, સુખદુ ખનો શાસનકર્ત્તા કોઈ પણ નથી, દેવી દેવ સર્વ પાખંડ છે, ધર્મ અસત્ય છે, કર્મ અસત્ય છે, પાપ અસત્ય છે અને પુણ્ય પણ અસત્ય છે. અર્થાત્ ધર્મની ભાવના જ મિથ્યા છે. જો દેવી દેવોમાં કાંઈ પણ સત્ય હોય, તો પણ તેમને રાક્ષસપ્રકૃતિવાળા અને મનુષ્યોનાં ઘોરતમ શત્રુ જ સમજવા જોઇએ. નહિ તો જેણે તેમનામાં દૃઢ ભક્તિ રાખી ધર્મનું પાલન અને શાસ્ત્રનો અભ્યાસ ઇત્યાદિ યથાર્થ રીતે કરેલાં હોય, તે મનુષ્યને આવું અનિષ્ટ ફળ કેમ મળે ? તેઓ સહાયતા ન કરત ?" કાળાપહાડે પોતાના ધર્મ વિશેના અવિશ્વાસને વ્યક્ત કરી દેખાડ્યો.

"વત્સ! તારી કલ્પના જો કે કેટલેક અંશે સત્ય છે અને ધર્મવાન્ મનુષ્યને આવું ફળ મળવું ન જોઇએ. છતાં પણ તે મળે છે, એટલામાટે જ આર્ય શાસ્ત્રો અદષ્ટપર આધાર રાખે છે અને એ જ કારણથી આત્માના અમરત્વમાં સંપૂર્ણ વિશ્વાસ રાખવામાં આવે છે.

એમાં તો કશો પણ સંશય નથી કે, મનુષ્યને પોતાના પૂર્વજન્મનું ફળ આ જન્મમાં જ ભોગવવુ પડે છે. જો એમ ન હોય તો જે કર્મનું જેવું ફળ મળવું જોઈએ, તેવુ ફળ ન મળતાં તેમા વિપરીતતા શામાટે થાય? અવશ્ય તેં તારા પૂર્વજન્મમા કોઈ ઘોર પાપ કર્યું હશે અને તેનું ફળ જ તને ભોગવવું પડ્યું છે. અસ્તુ. ત્યારે તો એ જ નજીરન્ સાથે તારો વિવાહસંબંધ પણ થયો હશે, કેમ નહિ?" ગુરુએ ધર્મ વિશેના પોતાના વિચારો દર્શાવીને પછી પ્રશ્ન કર્યો.

"હવે તો એને વિવાહના નામથી જ આપણે ઓળખીશું. જાતિનો નાશ થયો, હુ ધર્મભ્રષ્ટ થયો અને કર્મોનો પ્રભાવ પણ ચાલ્યો ગયો, ત્યારે એવી દશામાં એ નજીરન્‌નો ત્યાગ કરવાથી શો લાભ થઈ શકે એમ હતું? જો એવી સ્થિતિમાં પાછો હું દેશમાં આવ્યો હોત, તો સમાજવાળાઓએ મારો સ્વીકાર કર્યો હોત ખરો કે? નજીરન્ મારી સાથે વિવાહસંબંધ કરવાની ઇચ્છા રાખે છે, એ વાત બાદશાહે પણ જાણી અને ભત્રીજીને સંતુષ્ટ રાખવાના હેતુથી એ કાર્યમાં તેણે તત્કાળ પોતાની અનુમતિ આપી. હુ યવનધર્મવિધિથી મુસલ્માન થયો, નજીરન્ સાથે વિવાહ સબંધ કર્યો ને શાસ્ત્રોને ત્યજીને આ શસ્ત્રોનો સ્વીકાર કર્યો કલ્પિત—કેવળ કપોલકલ્પિત દેવી દેવોની પાષાણની પ્રતિમાઓના વિધ્વંસમાટે મારી તલ્વાર સદા સર્વદા મ્યાનથી બહાર જ નીકળેલી રહેવા લાગી" આ વાકયો ઉચ્ચારતી વેળાએ કાળાપહાડની મુખમુદ્રામાં કિંચિત્ કોપની છટા છવાયલી જોવામા આવતી હતી.

"હશે, પરંતુ બાદશાહની ભત્રીજી હઠથી તારી સાથે વિવાહ કરવાને તૈયાર થઈ, એનુ શુ કારણ? તુ એક વિધર્મી મનુષ્ય છે, એ વાતને તો તે જાણતી હોવી જ જોઈએ" ન્યાયરત્ને જરાએ જરા બાબત જાણવાનો પ્રયત્ન કર્યો.

"હુ વિધર્મી છું, એ તો તે જાણતી હતી જ. પરંતુ રૂપનો મોહ મનની સપૂર્ણ વૃત્તિઓને પરાસ્ત કરી નાખે છે. શકુન્તલા અને દમયન્તી આદિ નાયિકાઓ વિશે વિચાર કરવાથી એ વાર્ત્તાને આપ સારી રીતે સમજી શકશો. મારી પાપમયી કથાનુ આપને કેટલુંક વર્ણન કરી સભળાવુ! તે દિવસથી મારા મનમાં જે નરકાગ્નિ પ્રજળી રહ્યો છે, તે આ જીવનના સમયમાં તો શાન્ત થવાનો નથી જ!! પાપ—પાપ—અનન્ત પાપસમુદ્રમાં હુ નિશદિન તર્યા કરું છું." કાળાપહાડે મન·સંતાપ જણાવ્યો.

"દુ:ખકારક વાર્ત્તા છે તે એ જ છે. પાપશૂન્ય હૃદયમાં પાપની છાયા પડતાં જ તેમાં અનુતાપ ઉત્પન્ન થાય છે અને તે નિશિદિન તેને ગળવા માંડે છે. પરંતુ તેં આ પાપ જાણી જોઈને કર્યું નથી, એટલે

એની નિવૃત્તિ અને એના પ્રાયશ્ચિત્ત માટેના તો આર્યશાસ્ત્રમાં અનેક વિધિઓ કહેલા છે. જો તે વેળાએજ સ્વદેશમાં આવીને તેં એ પાપનું પ્રાયશ્ચિત્ત કરી નાખ્યું હોત, તો તને આજે આટલા બધા અનુતાપનો અવસર પ્રાપ્ત થયો ન હોત. હવે સંતાપ કરવો વૃથા છે—હવે તો સંતપ્ત હૃદયને શાંત કરવાની ચેષ્ટા કરવી, એજ માર્ગ વધારે ઉત્તમ છે." ગુરુએ તેના તપ્ત હૃદયનું સાંત્વન કરવાના હેતુથી શાન્ત વાક્યો ઉચ્ચાર્યા.

"હવે હૃદય શાન્ત ક્યાથી થઈ શકે? હવે તો શાંતિ મૃત્યુના અંકમાંજ મળશે! હાય! હવે ક્યાં છે મારુ તે પવિત્ર જીવન, ક્યાં છે મારા તે આત્મીય સજ્જનો અને કયા છે તે મારો પ્રાણપ્રિય સહોદર પ્રભાત? હુ મૃત છુ—જીવિત નથી!!!"

આપ્તજનોની સ્મૃતિના શોકથી સેનાપતિ ઘણો જ અધીર અને શોકાતુર થઈ ગયો. એકાએક તેના શ્વાસોચ્છ્વાસનો વ્યાપાર અવરુદ્ધ થઈ જવાથી તેનાથી જરા પણ વધારે બોલી શકાયુ નહિ. અત્યત શોકાકુલ થઇને પોતાનાં નેત્રરૂપ નભોમડળમાંથી શ્રાવણ ભાદ્રપદની વર્ષારૂપ અશ્રુની પ્રબળ વેગવતી ધારા વર્ષાવતો તે પોતાના ગુરુનાં ચરણકમલોમાં એક અજ્ઞાન બાળક સમાન લોટવા લાગ્યો. વારવાર તેના મુખમાંથી મૃત્યુની કામનાને દેખાડનારા શબ્દો જ નીકળ્યા કરતા હતા જીવન સર્વથા વિષ સમાન થઈ ગયું હોય, એમ તેની ચર્યાથી સ્પષ્ટ વ્યક્ત થતુ હતું. પાપી મનુષ્યના મનની સ્થિતિ અંતે કેવી અને કેટલી બધી કષ્ટદાયિની થઈ પડે છે, એ વિશે વિચાર કરતો ન્યાયરત્ન પણ નિઃશબ્દ થઇને ઊભો રહ્યો—શોકાતિશયથી તેનાથી પણ કાંઈ બોલી શકાયું નહિ.

---

## દ્વિતીય પરિચ્છેદ

### પરિચય

ગુરુના ઘણા જ સમજાવવાથી કેટલીકવાર પછી કાળાપહાડનું હૃદય કાંઇક શાન્ત થયુ અને તે પાછો કહેવા લાગ્યો, "આપ પ્રભાતના કાંઈ પણ સમાચાર આપી શકો તેમ છે કે નહિ? મારો બંધુ ક્યાં છે?"

"પ્રભાત ક્યાં છે અને શું કરે છે, એ વિશે હું કાંઈ પણ જાણતો નથી. હું પોતે પણ ઉષાને ખોઇને આજે ચાર કે પાંચ વર્ષથી દેશ-ત્યાગી થએલો છું—મારા પોતાના મનમાં પણ શાન્તિનો નિવાસ નથી. હુ બહુ જ દુઃખી છું." ગુરુએ પોતાની સ્થિતિનું દર્શન કરાવ્યું.

"શું, ઉષા આ સંસારમાં નથી?" સેનાપતિએ બીજા જ ભાવથી પૂછ્યું.

"છે કે નહિ, તે તો જગદંબા જાણે. પણ મારી પાસે તો નથી."

ગુરુએ ઘણી જ નિરાશાથી એ ઉત્તર આપ્યું. તેનું મુખમંડળ શોકવ્યાપ્ત થઈ ગયું.

"તે શ્વસુરગૃહે તો નથી ગઈ?" હજી પણ તેના કહેવાનો ભાવ સમજી ન શકવાથી સેનાપતિ કાળાપહાડે ઉત્સુકતાથી એ પ્રશ્ન કર્યો.

"ના-વત્સ! ના. ઉષાનો વિવાહ જ અદ્યાપિ થયો નથી, એટલે શ્વસુરગૃહે કયાંથી જાય? જો તે જીવતી હોત, તો હું પ્રભાતસાથે જ તેનો વિવાહ સંબંધ સાંધી આપવાનો હતો. મારી કર્મકથાનો હવે વારો આવ્યો છે. એ શોકપૂર્ણ કથા તને સંભળાવવામાટે જ હું તાંડા સુધી આવ્યો છું. એ કર્મકથાનું કથન કરતાં મારું ચિત્ત ચીરાઈ જાય છે, છતાં પણ કહેવા વિના છૂટકો નથી. તારા ગયા પછી થોડા દિવસે મેં જગન્નાથની યાત્રા કરવાનો નિશ્ચય કર્યો અને મારો એ નિશ્ચય જોઈને ઉષાની માતાએ પણ આવવાનો હઠ કર્યો. ત્યારે એકલી ઉષાને કયાં મૂકવી? અર્થાત્ ઉષાને સાથે લઈને અમે સ્ત્રીપુરુષ ઉભય જગન્નાથની યાત્રાએ ગયાં. ત્યાંથી પાછા વળતી વેળાએ ભુવનેશ્વર* પાસે અમે

* પ્રથમ પણ ચક્રધર મિશ્રના મુખે એક બેવાર ભુવનેશ્વરના નામનો ઉલ્લેખ થએલો છે, માટે એ ઐતિહાસિક દેવમંદિરનું આવશ્યકીય વર્ણન અહીં આપીશું, તો તે અનુચિત અને અસ્થાનીય તો નહિ જ કહેવાય બંગાળામાં એ સ્થાનો બહુ જ પ્રસિદ્ધ હોવાથી મૂળ ગ્રંથકારે એવા સ્થાનોનું વર્ણન નથી આપ્યુ, પણ ગુર્જર વાચકો બહુધા એ સ્થાનોથી અજ્ઞાત હોવાથી એમનુ વર્ણન તેમના માટે ઘણુ જ આવશ્યકીય છે. અસ્તુ

કટકની દક્ષિણે વીસ માઇલના અતરે ભુવનેશ્વર નગર આવેલું છે એ નગરમા લગભગ ૪૦૦૦ મનુષ્યોની વસતિ છે અને તેમાના ઘણાખરા બ્રાહ્મણો છે. એક સમયે એ એક મહાન્ વિસ્તારવાન્ રાજ્યની રાજધાનીનું ઉન્નત નગર હતુ જેણે બૌદ્ધધર્મનો પરાજય કરીને ઓરીસામા કેસરી અથવા સિંહવશની સ્થાપના કરી હતી, તેજ સિંહવશીય યયાતિ કેસરી ભુવનેશ્વરનો સસ્થાપક હતો. બહુધા ઈ સ ૫૦૦ મા એ યયાતિએ ભુવનેશ્વરના મહાન્ મદિરના બાધકામની શરુઆત કરી હતી અને ત્યાર પછીના એ રાજાઓના સમયમાં પણ એ બાધકામ ચાલૂ રહ્યુ હતુ અને કેસરીવંશના ચોથા ભૂપાલે ઇ સ ૬૫૭ મા એ મદિરનુ શિલ્પ કાર્ય સમાપ્ત કર્યુ કેસરીવંશે છ સો વર્ષ રાજ્ય કર્યુ. એ વશે જે અતિમ ઉત્તમ કાર્ય કર્યુ તે, ઈ. સ ૧૦૯૯ અને ૧૧૦૪ ની વચ્ચે એ મંદિરના અગ્રભાગમાં એક સુશોભિત આરકું-કમાન બંધાવવાનું હતુ એ મંદિરના મોટામાં મોટા શિખરની ઉંચાઈ ૧૬૦ ફીટની છે. એ મંદિરમા જે દેવમૂર્ત્તિની સ્થાપના કરવામાં આવી છે, તેનું પૂરેપૂરુ નામ ત્રિભુવનેશ્વર-એટલે ત્રણ લોકનો સ્વામી-છે, પરંતુ એ સામાસિક નામના પ્રથમ શબ્દ ત્રિનો લોકો ઉચ્ચાર કરતી વેળાએ સર્વથા ત્યાગ કરે છે-માત્ર ભુવનેશ્વર જ બોલે છે

એ મદિરમા શિવ-મહાદેવ-ની પૂજા કરવામાં આવે છે. અહીં મહાદેવનું જે

લુટારાઓના હાથમાં સપડાઈ ગયાં. ભયનું નિવારણુ કરવાને અંધકારાવૃત રાત્રિએ ત્યાંથી પલાયન કરીને અમે અમારા પ્રાણુ તો બચાવ્યા, પણુ તે જ દિવસથી પોતાની પ્રિયતમા પુત્રી ઉષાને ચિરકાલને માટે ખોઈ બેઠાં. બહુધા લુટારાઓએ લૂટ કરી લેવા પછી તેને મારી નાખી હશે અથવા તો પકડીને તેને પોતા સાથે ક્યાંક લઈ ગયા હશે." ન્યાયરત્ને રોતાં રોતાં પોતાની એ કર્મકથા કહી સંભળાવી.

એ વિશે પોતાનો અભિપ્રાય આપતાં કાળાપહાડે કહ્યુ કે, "એ રૂપવતી બાળાને મારી નાખવાનું સાહસ લુટારા શામાટે કરે ? તેને પકડી લઈ ગયા હોય, તો તે સભવિત છે. પણુ કોઈ પણુ નોકર ચાકરને સાથે લીધા વિના આપે આટલા દૂરનો પ્રવાસ કરવાનું સાહસ કેમ કર્યું ? બીજું કોઈ સાથે હતું કે નહિ ?"

---

લિગ છે, તે કઠિન કૃષ્ણુ પાષાણુ (granite) નું બનાવેલુ છે અને તેની લબાઈ આઠ ફીટની છે એ લિગનો કેટલોક ભાગ જમીનમાં અદૃશ્ય છે અને લગભગ આઠ ઇચ જેટલો ભાગ ઊપર નીકળેલો દૃશ્ય છે જે બાર સ્વયંભૂ અથવા જ્યોતિર્લિંગો ગણાય છે, તેમાનું જ એ પણુ એક જ્યોતિર્લિંગ છે, એમ માનવામાં આવે છે. સ્વયંભૂ એટલે દેવના દૈવતથી પોતાની મેળે જ પ્રકટ થએલુ લિગ, એવો સ્વયભૂ શબ્દનો અર્થ થાય છે. અર્થાત્ એ લિગ શિલ્પકારોના હાથે ઘડાયલું હોવુ નથી, અને એટલામાટે જ બીજા સાધારણુ લિગો કરતા જ્યોતિર્લિંગોનો મહિમા ઘણો જ મોટો માનવામાં આવે છે

દિવસમા ઘણીકવાર લિગને જળ, દુગ્ધ અને ભાગવડે સ્નાન કરાવવામાં આવે છે પ્રત્યેક વેળાના સ્નાન પછી લિગને વસ્ત્રથી લૂછીને સ્વચ્છ શુષ્ક કરી નાખવામા આવે છે અને ત્યાર પછી તેને નવીન વસ્ત્રો, ચદન અને પુષ્પોથી શૃગારવામાં આવે છે બીજા નૈવેદ્ય આદિ પદાર્થો મૂર્ત્તિ સમક્ષ રાખવામા આવે છે અને તેમનો આસ્વાદ લેવામાટે મહાદેવનું મત્રોવડે આવાહન કરવામાં આવે છે

જે વિશાળ ઓરડામાં મહાદેવના સ્વયભૂ લિગનું સ્થાન છે, તે ઓરડો એટલો બધો અધકારમય છે કે, દ્વિપ્રહરના સમયે પણુ દીપકના પ્રકાશવિના ત્યાં કાઈ પણુ જોઈ શકાતુ નથી જે દીનજનો બહારના નૃત્યસદનમાં ઊભા રહીને શિવના દર્શન કરે છે, તેઓ અંતર્ભાગની રચનાનું ઘણું જ થોડુ અવલોકન કરી શકે છે ધનવાન્ પુરુષો મહાદેવને ઘણા જ મૂલ્યવાન્ પદાર્થો ચડાવતા હોવાથી તેમને ઓરડામા આવવાની ખાસ આજ્ઞા આપવામાં આવે છે તેઓ લિગને સ્પર્શ કરી શકે છે, પોતાની પૂજાના પદાર્થો ત્યા ચડાવી શકે છે અને ખજૂરીના વૃક્ષના મોટા પાદડાના બનાવેલા પંખાવડે મહાદેવને વાયુ પણુ ઢોળી શકે છે

ભુવનેશ્વર મહાદેવની નિત્ય જૂદા જૂદા બાવીસ વિધિએ પૂજા કરવામાં આવે છે તે બાવીસ વિધિઓ આ પ્રમાણે છે—

(૧) ઉષ:કાળમાં નિદ્રિત મહાદેવને જાગૃત કરવા માટે ભીષણુ ઘંટાનાદ કરવામાં આવે છે. (૨) એક આર્ત્તિપાત્રમાં ઘણીક ઘીની બત્તીઓ બાળીને મહાદેવની આર્ત્તિ

"સાથે નોકરો તો બે હતા; પણ તે બન્ને લુટારાઓની તલ્વારોના ભોગ થયા. પાલખી ઉપાડવાવાળા ભોઇઓ પોતાનો જીવ બચાવીને ન્હાસી ગયા અને બીજા પણ અનેક યાત્રાળુઓ સાથે હતા, તે બધા એવી જ આપદામાં પડી ગયા." ગુરુએ તેના સવાલનો દુ ખથી જવાબ આપ્યો.

"ત્યાર પછી આપે ઉષાને શોધવાનો કાંઈ પણ પ્રત્યન કર્યો હતો કે ?" કાળાપહાડે ઘણી જ આતુરતાથી પૂછ્યુ.

"ઉષાને શોધવાના બની શક્યા તેટલા પ્રયત્નો કર્યા, પણ તેનો ક્યાંય પત્તો લાગ્યો નહિ. ઉષાને ખોઈ છે, ત્યારથી હુ દેશે દેશ ને ગામે ગામ ભટક્યા કરુ છુ, અને થોડા દિવસથી તો હુ ગાંડા જેવો જ બની ગયો છું. થોડા દિવસ પહેલાં જગન્નાથનો એક પણ્ડો મને મળ્યો હતો, તે કહેતો હતો કે, બગાળાની એક નિરાશ્રિત બાળા એકલી ગલી ગલીમા ફર્યા કરતી હતી, તેને કોઈ પણ્ડાએ પોતાના ઘરમા આશ્રય આપીને રાખી છે. તે બાળાની આકૃતિ પ્રકૃતિનુ તેણે જે વર્ણન કર્યું, તેથી મારો નિશ્ચય થઈ ગયો કે, તે બાળા મારી પુત્રી ઉષા જ હોવી જોઇએ." ન્યાયરત્ને કહ્યુ.

---

ઉતારવામા આવે છે (૩) પાષાણમૂર્તિપર એક ફૂટની લબાઇનુ એક બાવળનુ દાતણ ફેરવી અને તેનાપર પાણી ઢોળીને દેવના દાતો સ્વચ્છ કરાય છે (૪) લિંગપર કેટલીક ગાગરો પાણી રેડીને શિવને સ્નાન કરાવવામા આવે છે (૫) ત્યાર પછી શિવને વસ્ત્ર ધારણ કરાવવાની ક્રિયા થાય છે (૬) ભોળાનાથને ઘઉંનો રોટ, મિષ્ટાન્ન, દહિ અને નારિયળનો પહેલો નાસ્તો આપવામા આવે છે (૭) ત્યાર પછી મહાદેવને ખાસ નાસ્તો અપાય છે એમા મીઠા રોટલા અને વધારે સારાં સિદ્ધાન્નો આપવાનો પરિપાઠ છે (૮) ત્યાર પછી એક જાતનું ચવેણું ગિરિજાપતિને ખાવા અપાય છે (૯) દેવમૂર્તિને નિયમિત નિત્યનું ભોજન (નૈવેદ્ય) આપવામાં આવે છે (૧૦) દ્વિપ્રહરનું સંપૂર્ણ ભોજન અપાય છે એ ભોજનમા ભાત, કઢી, મીઠા રોટલા, માખણ અને સાતપડા આદિ પદાર્થોની યોજના કરેલી હોય છે. એ વેળાએ સેવક આર્ત્તિ કરે છે અને મૂર્તિ સમક્ષ અનેક સૌગધિક પદાર્થો બાળવામા આવે છે (૧૧) દ્વાર બધ કરી દેવામા આવ્યા હોય છે અને સાઝે ચાર વાગ્યાને વખતે અનેક પ્રકારના વાદ્યયત્રોના ધ્વનિથી મહાદેવને દ્વિપ્રહરની નિદ્રામાથી જાગૃત કરવામાં આવે છે (૧૨) કેટલાક મિષ્ટાન્નો મહાદેવ સમક્ષ રખાય છે (૧૩) સાઝનુ સ્નાન કરાવવામા આવે છે (૧૪) સવાર પ્રમાણે જ મહાદેવને વસ્ત્રોથી વિભૂષિત કરવામા આવે છે (૧૫) વળી પણ બીજું ભોજન ધરાય છે (૧૬) પાછા દેવને ન્હવડાવે છે (૧૭) ત્યાર પછી સંપૂર્ણ શૃગારનો વિધિ આચરવામા આવે છે એ વેળાએ ઘણાં જ મૂલ્યવાન્ વસ્ત્રો, પીળા પુષ્પો અને કેટલાક સૌગધિક પદાર્થોથી મહાદેવમૂર્તિને શૃંગારવામાં આવે છે (૧૮) ભોજનનો નવીન વિધિ આચરાય છે (૧૯) એક કલાકના અંતરે રાત્રિનુ સપૂર્ણ ભોજન દેવને અપાય છે (૨૦) શિવનૃત્યમા વપરાતા પાચ વર્ણક અને એક ડમરુ ત્યાં લાવવામા આવે છે અને તેમના સમક્ષ નૈવેદ્ય ધરાવવામા આવે છે (૨૧) શયનથી પ્રથમ આર્ત્તિ (૨૨) અને ત્યાર પછી મૂર્તિ-

"એમ બનવું સંભવિત છે. ત્યારે ત્યાં જઈને આપ તેનો શોધ શામાટે નથી કરતા?" કાળાપહાડે પોતાના વિચાર પ્રમાણે સૂચના આપી.

"શોધ કરવાની ઇચ્છા તો અતિશય છે, પણ એકલો જ એટલે દૂર જવાનું સાહસ હું કરી શકતો નથી. ઉષાની માતા પણ ગાંડી જેવી બની ગઈ છે. જ્યારથી ઉષા ખોવાણી છે, ત્યારથી આજસૂધી તેનાં આંસૂ સૂકાયાં નથી. ઘરમા રહીને એ કરુણોત્પાદક આદર્શ જોઈ નથી શકાતો; તેથી જ હુ બહાર નીકળીને અહી તહી ભટકયા કરું છુ કેવાં મારાં દુર્ભાગ્ય!!" ન્યાયરત્ને પોતાની હૃદયપીડા દર્શાવી.

"અવશ્ય, એ યાતના બહુ જ અસહ્ય છે. જો કે મારા મનમાંથી આપણા દેશની બીજી ઘણી વાતો જતી રહી છે, તોપણ ઉષા અને પ્રભાતની મને વિસ્મૃતિ થઈ નથી શકતી. કોઈ કોઈ વાર જ્યારે ઉષાનુ સ્મરણ થઈ આવે છે, તે વેળાએ એવા જ વિચાર કર્યા કરું છુ કે, ઉષા હવે મોટી થઈ હશે, તે પોતાના શ્વસુરગૃહે ગઈ હશે અને પ્રભાત...."

**પ્રભાત** શબ્દ મુખમાંથી નીકળતાં જ સેનાપતિનો કંઠાવરોધ

---

સદનમા શય્યા લાવીને મહાદેવને શયન કરાવવાનો વિધિ એવી રીતે પૂજાના બાવીસ વિધિ કરાય છે શયન વેળાએ સેવક મહાદેવને ઉદ્દેશીને "પાર્વતી દેવી તમારી માર્ગ પ્રતીક્ષા કરી રહ્યા છે" એવુ એક અંતિમ વાકય ઉચ્ચારે છે

ભુવનેશ્વરના મંદિરથી અલ્પ અંતરે એક વિશાળ સરોવર આવેલુ છે અને તે **બિન્દુસાગરના** નામથી ઓળખાય છે કારણ કે, પૃથ્વીના સર્વ પવિત્ર પ્રવાહો, સ્વર્ગનાં ઝરણો, પાતાળની નદીઓ, અમૃત અને સુરા ઇત્યાદિના બિન્દુઓનું સદા સર્વદા પતન એમા થયા કરે છે, એવી એનાવિશે પૌરાણિક કલ્પના કરવામાં આવી છે. એ બિન્દુસાગરનું પાણી ઝાખા લીલા રગનુ છે અને તે નાના નાના રોપાઓ અને જીવ જંતુઓથી ભરેલુ છે એ પાણીને જો એક ઘડામા ભરીને કોઈ શાન્ત સ્થળે રાખ્યુ હોય, તોપણ કલાકોના કલાકો સૂધી ગતિવાળુ–હાલતુ જોવામા આવે છે, અને તેનાપર જો કોઈ ફૂલ નાખવામા આવે તો તે ગોળ ચક્કરે ફર્યા કરે છે. આ ચમત્કારથી એ પાણીને પવિત્ર માનવામા આવે છે અને બીજા સર્વ પવિત્ર જળો કરતા બિન્દુસરોવર (સાગર)નુ જળ વધારે પવિત્ર મનાય છે ગગા, પ્રયાગ અને ગગાસાગર આદિ સ્થળોની સાઠ વર્ષ પર્યન્ત વારવાર યાત્રા કરવાથી જેટલા ફળની પ્રાપ્તિ થાય છે, તેટલુ પુણ્ય બિન્દુસાગરમા માત્ર એક જ વાર સ્નાન કરવાથી અને ભુવનેશ્વરનાં દર્શન કરવાથી પ્રાપ્ત થઈ શકે છે એ પાણી પીવાથી શરીરમાં શિવસ્વરૂપનો સમાવેશ થાય છે અને તે યાવચ્ચન્દ્રદિવાકરૌ અચલ રહે છે એવી એનાવિશે અનેક પૌરાણિક કલ્પનાઓ છે, પણ તેમા તથ્યાશ જેવુ કશુ પણ હોય, એમ જણાતુ નથી.

એ બિન્દુસાગરના ગોળ તીરપ્રાન્તમા પૂર્વે સાત હજાર શિવમદિરો હતાં, એવી આખ્યાયિકા સંભળાય છે. પણ અત્યારે ૫૦૦ કે ૬૦૦ થી વધારે મંદિરોની સખ્યા જોવામાં આવતી નથી, અને તે પણ બિસ્માર ખંડિયેરોની હાલતમા જ પડેલાં છે.

થઈ ગયો—તેનાં નેત્રોમાંથી અશ્રુધારા પ્રવાહિત થવા લાગી. અંતે જ્યારે હૃદયનો ઉદ્વેગ કાઇક શાંત થયો, ત્યારે તે ગદ્‌ગદ સ્વરે કહેવા લાગ્યો કે, "ગુરુદેવ! હું મારાં માતાપિતાનો કુળકલંક સન્તાન છું. પ્રભાત જેવો સહોદર છતાં પણ તેના સુખથી હુ સદાને માટે વંચિત જ રહ્યો—હાય! દુર્ભાગ્ય!!"

"એમાં આપણો ઉપાય નથી. મનુષ્યની ઇચ્છાથી શું થઈ શકે છે? એ સર્વ ઈશ્વરની માયા છે." ન્યાયરત્ને માયાવાદનો ઉલ્લેખ કર્યો.

"નહિ, ગુરુદેવ! ઈશ્વરની માયા કશી પણ નથી. હુ શપથપૂર્વક કહુ છુ કે, દેવી દેવો માત્ર કવિઓની કલ્પના વિના બીજો કોઈ પણ સત્ય પદાર્થ હોય, એમ નથી જ." કાળાપહાડે પોતાના વિચારો વ્યક્ત કર્યા.

"જ્યારે જ્યારે દુખનો ભાર વધી જાય છે, ત્યારે ત્યારે મારા પણ એવા જ વિચારો થઈ જાય છે. પરતુ મૂળ તત્ત્વ શુ હોવુ જોઇએ, એનો અદ્યાપિ હું નિશ્ચય કરી શકયો નથી." ન્યાયરત્ને અજ્ઞાનતાદર્શક ઉત્તર આપ્યું.

"એ સર્વ વિષયોની સમીક્ષા કોઈ અન્ય અવસરે આવા જ નિર્જન-સ્થાનમાં કરીશુ. પરંતુ પ્રથમ એ તો જણાવો કે, મને મળવા વિના આપનો અહી આવવામાં બીજો પણ કોઈ હેતુ સમાયલો છે ખરો કે?" કાળાપહાડે વિષયાંતર કરી નાખ્યો.

"બીજો કોઈ હેતુ પણ નથી અને બીજા કાર્યમાં મારું ચિત્ત લાગતુ પણ નથી. જે દિશામાં જે ક્ષણે મનની ગતિ વિચરે છે, તે વેળાએ હું પણ તે જ દિશામાં ભ્રમણ કરું છુ. ઘેરથી તો કાશી જવાનો વિચાર કરીને નીકળ્યો હતો, પણ માર્ગમાં તારી સ્મૃતિ થઈ આવી, એટલે અહી ચાલ્યો આવ્યો વચમાં વળી એમ સભળાયું હતું કે, તું જીવતો છે, એથી એવો વિચાર થયો કે, ચાલ એકવાર તાંડામાં તો નિરજનનો શોધ કરું. જો તુ અહી જ મળી જાય, તો પછી કાશી જવાની આવશ્યકતા ન રહે. તારો શોધ લાગે, તો પછી તને સાથે લઇને ઉષાના શોધમાટે ઓરીસામાં જવાનો મારો મનોભાવ હતો." ગુરુએ પોતાના કાર્યક્રમનું સૂચિપત્ર કહી સભળાવ્યું.

"હું તો મળ્યો—માટે ચાલો હવે આપણે ઉષાના શોધ માટે ઓરીસા જઇએ." સેનાપતિએ ગુરુની ઇચ્છાને પુષ્ટિ આપી.

"ભાઈ! હવે તુ તો થયો એક મહાન્ રાજકર્મચારી. તને મારી જોડે પ્રવાસ કરવાનો અવકાશ હવે કયાંથી મળી શકે વારુ?" ન્યાયરત્ને સંશય કર્યો.

"અવકાશ મળશે. ગભરાશો નહિ. ઓરીસા જવામાટે હું તૈયાર છુ." સેનાપતિ કાળાપહાડે નિશ્ચયપૂર્વક કહ્યું.

"આવા નષ્ટ સમયમાં આમ એકાએક ઓરીસા જવાનું કાંઈપણ કારણ?" ન્યાયરત્ને સાશંક મુદ્રાથી પ્રશ્ન કર્યો.

"કારણ ઓરીસાની સ્વતંત્રતાના નાશનું. જગન્નાથના મદિરના શિખરપ્રદેશમાં યવનોની વિજયપતાકા ફરફરાવવામાટે અને અસંખ્ય મનુષ્ય પ્રાણીઓના શોણિતથી દક્ષિણ સમુદ્રના તીરપ્રાન્તને રગી નાખવામાટે હું ઓરીસા જવાને તૈયાર થયો છું." કાળાપહાડે શોકાવૃત્ત વદનથી એ શબ્દો ઉચ્ચાર્યા.

"આ તુ શું બકે છે? જગન્નાથ આર્યોના પવિત્ર દેવ છે અને પુરી તે એક મહા પવિત્ર તીર્થસ્થાન છે. ત્યા આવું પૈશાચિક કૃત્ય કરાય ખરુ કે?" ગુરુરાજે પોતાની ધર્મશ્રદ્ધાનું દર્શન કરાવ્યું.

"ગુરુવર્ય! હું હવે મનુષ્ય નથી. હું રાક્ષસ છુ—હું અસુર છું. મારી એમ કરવાની અચલ પ્રતિજ્ઞા છે અને મારો વિચાર યથાર્થ છે. સમસ્ત બગાળ દેશ અત્યારે જેવી રીતે કાળાપહાડના નામ માત્રથી જ કંપાયમાન થઈ રહ્યો છે, તેવી જ રીતે ઓરીસા પણ થોડા દિવસમાં મારા નામથી કપવા લાગશે" કાળાપહાડે પોતાના વિચારની દઢતા દર્શાવી.

"એવો અત્યાચાર કરવો તને ઉચિત નથી. જો તારાથી બની શકે, તો મારી એટલી માગણી કબૂલ રાખ." ગુરુએ પરમાર્થ માટે શિષ્યની પ્રાર્થના કરી.

એના ઉત્તરમા નમ્રતાપૂર્વક કાળાપહાડે કહ્યું કે, "ગુરુદેવ! જો હુ આજે આપનો નિરંજન હોત, તો આપની આજ્ઞાનુ પાલન કરવામાટે મેં મારા પ્રાણનુ પણ બલિદાન આપી દીધુ હોત. પરતુ હવે મારા હૃદયમાં તેવા સાહસનો નિવાસ નથી. અત્યારે પણ બીજું સર્વ હું આપનાં ચરણોમાં અર્પણ કરી શકુ તેમ છે, કિન્તુ કાળાપહાડની જે પૈશાચિક પ્રકૃતિ છે, તેનો ત્યાગ મારાથી કરી શકાય તેમ નથી. એને માટે હું નિરુપાય છું."

"જેવી તારી ઇચ્છા. ત્યારે હવે આ વાર્તામાં વિશેષ વેળા ગાળવાથી શો લાભ? આ સંભાષણની અહી જ સમાપ્તિ કરવામાં આવે તો વધારે સારું. તારી ઓરીસા જવાની તૈયારી કયારેક થવાની છે?" ગુરુએ નિરાશ થઇને કહ્યું.

"બહુધા આવતી કાલે જ પ્રયાણ કરવું પડશે. મારી એ જ પ્રાર્થના છે કે, આપ પણ મારી સાથે ચાલો. હું ઘણા જ પરિશ્રમથી ઉષાનો શોધ કરાવીશ. જો આપની પુત્રી જીવતી હશે, તો તે અવશ્ય આપને મળશે જ." કાળાપહાડે કહ્યું.

"તારી સાથે ચાલવું, એ જો કે બહુ જ લાભકારક છે; પણ હું એક

વૃદ્ધ બ્રાહ્મણ છું અને તારું સૈન્ય યુવકોનું હશે, એટલે મારાથી તેમની સાથે તેમના જેવી ત્વરાથી શી રીતે ચાલી શકાશે?" ગુરુરાજે પોતાના શરીરની દુર્બળતા જોઇને કહ્યું.

"એની આપે જરા પણ ચિન્તા કરવી નહિ. પઠાણોના રાજ્યમાં એવો કયો મનુષ્ય છે કે, જે કાળાપહાડની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકે? આપને બેસવામાટે એક સારી પાલખી આપવામાં આવશે અને એથી આપ ઘણી જ ઉતાવળે ધારેલે સ્થાને પહોંચી શકશો. આપની સેવા-માટે હું ખાસ હિન્દુ અનુચરો આપીશ અને આપનો તંબૂ પણ જૂદો જ ઠોકાવીશ; એટલે આપ સર્વથા મુસલ્માનોથી ભિન્ન રહી શકશો. આપના મનમાં ભ્રષ્ટતાની લેશ માત્ર પણ શંકા રહેશે નહિ. એથી વધારે સગ-વડની જો આપને અગત્ય હશે, તો તે પણ આજ્ઞા અનુસાર કરી આપ-વામાં આવશે." કાળાપહાડે એ આશ્વાસનથી પોતાની નિ:સીમ ગુરુ-ભક્તિનો પરિચય કરાવ્યો.

"બહુ સારું. તારો ઘણો જ ઉપકાર થયો. હું અંત:કરણપૂર્વક આશીર્વાદ આપું છું કે, તુ ચિરંજીવી થાય. તારા આશ્વાસનથી મારા હૃદયમાં ઘણી જ શાન્તિ થઈ છે. મારા મનમાં પણ એમ જ થયા કરે છે કે, અવશ્ય મારી આશા પૂર્ણ થશે જ." ગુરુએ કહ્યું.

"દૃઢ વિશ્વાસ રાખજો કે, આપની આશા અવશ્ય પૂર્ણ થશે જ. પણ હું આપને એક બીજી વાત પૂછવા માગું છું અને તે એ છે કે, આપે મારું મુખ જોઇને કહ્યું હતું કે, તારાપર એક ભયંકર આપત્તિ આવવાવાળી છે, તે ભવિષ્ય શુ સત્ય હતું? એ વિશેની મારી શંકાનુ કૃપા કરીને નિવારણ કરો." કાળાપહાડે ભવિષ્ય જાણવા માટે બહુ જ નમ્રતાપૂર્વક ગુરુદેવને પ્રાર્થના કરી.

"નારે—એ વાતમાં કાંઈ પણ વધારે દમ જેવું નથી. જ્યારથી મારું મન બગડી ગયું છે, ત્યારથી મને એક જાતની એવી ટેવ જ પડી ગઈ છે કે, કોઇનુ પણ મુખ જોયું કે, મુખમાંથી એક બે આડી અવળી વાતો નીકળી જાય છે. એ ભવિષ્યકથનમાં વિશેષ તથ્ય જેવુ કાંઈ પણ નથી. હસ્તરેખાઓ જોતાં પણ સત્ય ભવિષ્ય કળી નથી શકાતું, ત્યારે મુખના અવલોકનથી તો ભવિષ્યકથન કેવી રીતે જ કરી શકાય?" ન્યાયરત્ને એ સંશયકારક પ્રશ્નને ટાળી દેવાનો પ્રયત્ન કર્યો.

"શું હસ્તરેખા જોવાથી પણ ભવિષ્યના શુભ કે અશુભ ફળનુ જ્ઞાન થઈ નથી શકતું?" કાળાપહાડે વિશેષ શંકાથી વળી પણ પૂછ્યું.

"પૂરેપૂરું જ્ઞાન કદાપિ થઈ નથી શકતું. હસ્તરેખાનું અવલોકન કરીને જે અનુમાન બાંધવામાં આવે છે, તેમાંના કેટલાંક અનુમાનો

સત્ય થાય છે અને કેટલાકો સર્વથા અસત્ય પણ જણાય છે. પ્રથમ હસ્તરેષા જોવામાં મારો ઘણો જ વિશ્વાસ હતો; પરંતુ જ્યારથી ઉષાનો વિયોગ થયો છે, ત્યારથી મારો તે વિશ્વાસ જતો રહ્યો છે. કારણ કે, ઉષાના હસ્તમાંની રેષા એવી હતી કે, તે દીર્ઘાયુ, ઐશ્વર્યવતી અને પુત્રવતી થવી જ જોઇએ. પરન્તુ તેમાંની એક પણ ઘટનાને હું સત્ય થતી જોઈ શકયો નહિ." ગુરુએ શંકાનું ઉદાહરણ આપીને નિરાકરણ કરી નાંખ્યું.

"જો સુશીલ બાળા ઉષા ઈશ્વરકૃપાથી જીવતી હશે, તો તેની હસ્ત-રેષા અનુસાર ફળ પણ અવશ્ય થશે જ. ઠીક, ત્યારે ચાલો, રાત્રિ પણ બહુધા પૂરી થવા આવી છે. જો આ પાપીના અંતઃપુરમાં ચાલવામાં આપને ઘૃણા થતી ન હોય, તો રાત્રિનો અવશેષ ભાગ ત્યાં જ ચાલીને વીતાડો. પ્રાત.કાલમાં સ્નાનવિધિથી પુનઃ શરીરની શુદ્ધિ કરી નાખજો." કાળાપહાડે વિશ્રાંતિ માટે વિનતિ કરી.

"એ બધું તો થઈ રહેશે, પણ ઓરીસામાં યુદ્ધ થવાનું છે અને હું બ્રાહ્મણ છું; એટલે ત્યાં મારાથી નિરુપદ્રવ અને સ્થિર રહી શકાશે ખરુ કે?" ભયભીત ન્યાયરત્ને ભવિષ્યની સ્થિતિ વિશે પ્રશ્ન પૂછ્યો.

"એ વિશે આપ લેશ માત્ર પણ ભીતિ કરશો નહિ. જ્યાં સુધી હું આપ પાસે રહીશ, ત્યાં સુધી એક કાંટો પણ આપના અંગમાં પ્રવેશ કરી શકશે નહિ. હવે વિલંબ કરવો નિષ્પ્રયોજન છે. ચાલો ઊઠો." કાળાપહાડે ઉત્તર આપીને ઉઠવાની ઊતાવળ કરી.

"શું, જ્યાં બેગમો ગાવામાં લીન થએલી છે, ત્યાં—બાદશાહના મહાલ-યમાં તું મને લઈ જવા માગે છે? મને ત્યાં કોઈ કાંઈ રોકટોક તો નહિ કરે?" ન્યાયરત્ને વળી પણ ભીતિથી એ વચનો ઉચ્ચાર્યાં.

"ગુરુરાજ! એ બાદશાહનો મહાલય નથી; એ તો આ ચાંડાલનું જ નિવાસસ્થાન છે. ત્યાં આવવામાં આપને કશી પણ અડચણ થવાની નથી."

એમ કહીને સૈનાપતિ કાળાપહાડ ત્યાંથી ઉઠ્યો અને અંતઃપુર—જનાનખાના—પ્રતિ ચાલવા લાગ્યો. ચતુર્દિશાએ રાત્રિની ગંભીર નીરવ-તાનો વિસ્તાર થઈ ગયો હતો, ચંદ્રિકાનો પૂર્ણ પ્રકાશ અંધકારને પરાજિત કરીને હાસ્ય કરતો દેખાતો હતો અને સર્વત્ર સૌગન્ધ્યયુક્ત વાયુ વાતો જોવામાં આવતો હતો. ગુરુ ન્યાયરત્ન સૈનાપતિ સાથે ઉદ્યાનના માર્ગમાં થઇને અંતઃપુરમાં જઈ પહોંચ્યો. ચતુર સંરક્ષકોએ મહાલયનાં દ્વાર તત્કાળ બંધ કરી દીધાં. ન્યાયરત્ને અવશેષ રાત્રિનો સમય થૂકવામાં જ વીતાડી દીધો. ક્ષણમાત્રને માટે પણ નિદ્રાદેવીએ તેનાપર કૃપા કરી નહિ. તે જાગૃત જ રહ્યો.

## તૃતીય પરિચ્છેદ

### રાજદુર્ગ

વૈશાખ માસની પૂર્ણિમાને બીજે દિવસે પ્રભાતકુમાર, હુલાયુધ મિશ્ર સાથે ઓરીસાના રાજા નન્દકુમાર દેવને મળવામાટે તેની રાજધાનીમાં ગયો અને ત્યાં જઇને તેણે રાજાસાથે મુલાકાત કરી. હુલાયુધ મિશ્રે રાજાસાથે પ્રભાતકુમારની ઓળખાણ કરાવી અને રાજા તેના દર્શનથી ઘણો જ પ્રસન્ન થયો. યોગ્ય રીતિથી તેણે પ્રભાતને આદર આપ્યો અને તેને ઓરીસા રાજ્યનો એક પરમ હિતૈષી પુરુષ જાણીને પોતાના સૈન્યમાં મેળવી લીધો. યુદ્ધના સબધમાં તેમની પરસ્પર ઘણી વાતો થઈ.

કેટલાક દિવસના સતત વ્યવહારથી જ્યારે મહારાજાનો એવો નિશ્ચય થઈ ગયો કે, "પ્રભાત ઓરીસા દેશનો એક ખરેખરો નિસ્પૃહી હિતૈષી છે અને આર્ય ધર્મનો મિત્ર છે." ત્યારે હુલાયુધ મિશ્રની ઇચ્છા અનુસાર તેણે નગરમાં સર્વત્ર જાહેર કરાવી દીધુ કે, "આર્યોના પવિત્ર તીર્થરાજ જગન્નાથપુરીના રક્ષણમાટે જે વીર યુવક સ્વદેશને ત્યાગીને ઓરીસાના આપત્તિના દિવસોમાં મિત્રભાવથી શત્રુઓ સમક્ષ લડવાને તૈયાર થયો છે, તે વીર પ્રભાતકુમાર જે વેળાએ જેને કાંઈ પણ આજ્ઞા કરે, તેણે તે ક્ષણે જ તે આજ્ઞાનું પાલન કરવું. જો કોઈ પણ તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરશે, તો તેને યુદ્ધના નિયમ અનુસાર દેહાન્ત દંડની શિક્ષા કરવામાં આવશે." એ જાહેરનામુ ફેરવવા પછી મહારાજા નન્દકુમારદેવે તેને એક સુન્દર તલ્વાર ભેટ આપી અને તે શસ્ત્રને કટિભાગે ધારીને પ્રભાતે ક્ષત્રિયનું રૂપ ધારણ કર્યું,—વીરોચિત ગૌરવથી સન્માનિત થઇને તે રાજદુર્ગમાં વસવા લાગ્યો.

જે વેળાએ પ્રભાતકુમાર જહાજપુર જવામાટે નીકળ્યો હતો, તે વેળાએ રાજાસાથે યુદ્ધ વિશે વાતચીત કરીને ત્વરિત જ પુન. જગન્નાથપુરીમાં ચાલ્યા આવવાનો તેણે વિચાર કર્યો હતો. પરતુ ત્યા પહોંચ્યા પછી થોડા દિવસે બગાળામાંથી એક ગુપ્ત દૂત આવ્યો અને તેણે એવા સમાચાર સભળાવ્યા કે," સુલ્તાન સુલયમાન ઘણો જ બીમાર છે; માટે જ્યાં સુધી તેની તબીયત સારી થશે નહિ, ત્યાં સુધી ઓરીસામાં આવવામાટે તેની સેના પ્રયાણ કરશે નહિ. છતાં પણ વર્ષાઋતુથી પ્રથમ જ બહુધા યુદ્ધ થશે અને સર્વથી પ્રથમ રાજધાનીના નગર જહાજપુરપર જ હલ્લો કરવામાં આવશે," એ કારણથી નન્દકુમારદેવે પ્રભાતને ત્યાંથી જવાની આજ્ઞા આપી નહિ. અર્થાત્ જ્યાં સુધી બીજા સારા સમાચાર ન સંભળાય, ત્યાં સુધી પ્રભાત અને હુલાયુધ મિશ્રને રાજ-

ધાનીમાં રાખવાનીજ તેણે યોજના કરી. પ્રભાત, રાજાની ઇચ્છાને ટાળી શકયો નહિ, પોતાની ઇચ્છા ન હોવા છતાં પણ તેને ત્યાં રોકાઈ રહેવુ પડ્યું. તેના મનમાં અનેક પ્રકારની આશાઓ અને ઉત્સાહની ભાવનાઓ-સાથે ઉષાની સ્નેહમયી સ્મૃતિ પણ દિનરાત વિરાજવા લાગી.

યુદ્ધની આલોચના, સૈન્યની કુશલતાની પરીક્ષા, વ્યૂહરચના અને ગુપ્ત પરામર્શ આદિ કાર્યોની યોજના કરવામાં પ્રભાતનાં દિવસો વીતવા લાગ્યા. જો કે પ્રભાતકુમાર યુદ્ધકળામાં સર્વથા અનભિજ્ઞ અને અનનુભવી હતો, તોપણ પ્રાચીન ઇતિહાસો અને પુરાણોમાં વાંચેલી પ્રાચીન રાજાઓની યુદ્ધનીતિને અનુસરીને તે વર્ત્તવા લાગ્યો. છતાં પણ તેની આશા ફળીભૂત થાય, એવાં ચિન્હો જણાતાં નહોતાં; કારણ કે, તેની સેનાના સર્વ સૈનિકો આળસુ, ડરપોક અને યુદ્ધવિદ્યામાં સર્વથા અજ્ઞાત હતા. સમરભૂમિનો અનુભવ ધરાવનાર એક પણ સેનાની હતો નહિ. સેનાપતિ પણ યુદ્ધકળામાં નિપુણ નહોતો અને કિલ્લાની દીવાલો પણ અનેક સ્થળેથી તૂટીફૂટી ગએલી હતી. એ સઘળાં કારણોથી મહારાજા નન્દકુમારના મનમાં સર્વદા ઉદાસીનતા જ જોવામાં આવતી હતી. દીર્ઘ-કાલપર્યન્ત શાન્તિસુખનો ઉપભોગ લેતાં લેતાં અતે જેવી રીતે રાજ્યની રક્ષાનું બળ અત્યત શિથિલ થઈ જાય છે, તેવી જ રીતે અહી પણ થએલું હતુ. ઓરીસાની સેનાના સૈનિકો પૂરેપૂરા કર્ત્તવ્યવિમુખ બની ગયા હતા. પ્રભાત એ સર્વ દોષોને કાઢી નાખવાની ચેષ્ટા કરવા લાગ્યો અને કેટ-લાક કાર્યોને સુધારવાનો આરભ પણ કરી દીધો, પરંતુ ક્ષણમાત્રને માટે પણ તેના મનમાં કોઇવાર એવી આશા બંધાઈ નહિ, કે, પઠાણોના પ્રહારોનું પ્રત્યુત્તર આપીને ઓરીસા પોતાની સ્વતંત્રતાનુ સંરક્ષણ કરી શકશે.

જહાજપુરના કિલ્લાની મોટી મોટી ભીતોની પ્રતિચ્છાયાને પોતાના શિરે ધારણ કરીને શ્રી ગંગાજી કલકલ ધ્વનિ સહિત સમુદ્રપ્રતિ પ્રયાણ કરતી હતી. કુલીન પ્રભાતકુમાર પ્રતિદિવસ સંધ્યાના સમયે ગંગાના તીરે જઇને મનોરજનમાટે ફર્યા કરતો હતો અને નદી, વૃક્ષ તથા આકાશ આદિમાં પ્રકૃતિની જે શોભા વિરાજતી હતી, તેને જોઇને ઘણો જ પુલકિત થતો હતો. એ એકાન્તના સમયમાં તેને પોતાની બાલ્યા-વસ્થાનું અને સ્વદેશનું અનેકવાર સ્મરણ થઈ આવતું હતું, કિન્તુ એ ચિન્તાઓમાં ઉષાના મલિન મુખનું સંમિશ્રણ પણ સદા સર્વદા રહેતું હતું. પ્રભાત એકાન્તમાં કેટલા બધા વિચારો કર્યા કરતો હતો, તેની સખ્યા કહી શકાય તેમ નથી. પ્રભાત ઉષાને ચાહતો હતો, એટલે ઉષાને સદૈવ પોતાનાં નેત્રો સમક્ષ રાખવાની તેની ઇચ્છા થાય, તો તે સ્વાભા-વિક છે. પ્રભાત સ્વતંત્ર હતો અને જો ઇચ્છે તો તત્કાળ જગન્નાથપુરીમાં

પાછો જઈ શકે એમ હતું, તેમ જ પ્રતિક્ષણુ ઉષાને પોતાની દષ્ટિ સમક્ષ ઉપસ્થિત રાખી શકે તેમ હતું. પ્રભાતે એ વિશે અનેકવાર વિચાર કર્યો. પરંતુ સુશિક્ષિત અને પોતાના કર્ત્તવ્યને સમજવાવાળો યુવક પ્રભાત પ્રેમ-માટે કર્ત્તવ્યનો ત્યાગ કરી શકયો નહિ. અર્થાત્ ઉષાપ્રતિ આકર્ષાતા મનના વેગને રોકીને તે કર્ત્તવ્યપાલનમાં જ તત્પર થયો. સાયંકાળે જ્યારે સરિતાતીરે તે એકાન્તમાં ઊભો રહેતો હતો, ત્યારે તેના સ્નેહસમુદ્રમાં વિચિત્ર લહરીઓનો ઉદ્ભવ થતો હતો. એક પ્રકારની અજ્ઞેય અશાંતિ તેના જીવનને આન્દોલિત કરી નાખતી હતી અને તેથી તે ત્યાં વધારે વાર ઊભો રહી શકતો નહોતો; અર્થાત્ ત્વરિત જ પાછો કિલ્લામાં ચાલ્યો જતો હતો.

રાત્રિના સમયે સેંકડો સિપાહીઓ આવીને પ્રભાત પાસે બેસતા હતા અને પ્રભાત તે સર્વને પ્રાચીન આર્યવીરોની વીરકથાઓ એક પછી એક કહી સંભળાવતો હતો. અર્જુને એકલાએ જ કૌરવોની સેનાનો પરાજય કેવી રીતે કર્યો હતો, ભીમે પોતાની ભયંકર ગદાના પ્રહારથી ધૃતરાષ્ટ્રના સો પુત્રનો કેવી રીતે સંહાર કર્યો હતો અને અભિમન્યુએ માત્ર સોળ વર્ષની અવસ્થામાં જ સપ્ત મહારથીઓસાથે કેવું તુમુલ યુદ્ધ કર્યું હતુ, ઇત્યાદિ કથાઓનું તે ઓજસ્વિની ભાષામાં કથન કર્યા કરતો હતો. રઘુના દિગ્વિજયનો વૃત્તાન્ત, લક્ષ્મણુની વીરતા તથા ભ્રાતૃસ્નેહ, રામચંદ્રનું અસાધારણું શૌર્ય અને દધીચિનો આત્મોત્સર્ગ ઇત્યાદિ કથાઓ તે તેમને વિસ્તાર પૂર્વક સંભળાવતો હતો. એ શૌર્યોત્પાદક કથાઓના શ્રવણુમાં શ્રોતા સૈનિકો લીન થઈ જતા હતા. એવી રીતે વાર્ત્તાલાપમાં જ્યારે બહુ રાત્રિ વ્યતીત થઈ જતી હતી, તે વેળાએ સર્વજનો સૂવાને ચાલ્યા જતા હતા. તે વેળાએ—એકાન્તમાં પ્રભાતના હૃદયમાં ઉષા આવીને વિરાજમાન થતી હતી. ક્ષણુમાં પ્રભાત ઉષાને માળા બનાવતી તો ક્ષણુમા સરોવરતીરે તારા ગણુતી ઊભેલી જોતો હતો. વળી ઉષાં જાણે પોતાના અંકમાં મસ્તક રાખીને રોતી હોયની! એવો પણુ પ્રભાતને ભાસ થતો હતો. પણુ એ સ્વપ્ન સમાપ્ત થવા પછી પ્રભાત પોતે પણુ રોતો હતો કે નહિ, તેની અમને ખબર નથી.

અન્તે વર્ષાઋતુનું આગમન પણુ થયું. આકાશમાં મેઘના સમૂહો દૃષ્ટિગોચર થવા લાગ્યા. વાતાવરણુમાં પણુ મંદતાનો આવિર્ભાવ થઈ ગયો. દૂતે આવીને સમાચાર આપ્યા કે, "વર્ષાની સમાપ્તિ પર્યન્ત પઠાણો ઓરીસાપર ચઢાઈ કરવાના નથી." એ સમાચાર સાંભળીને રાજા નન્દ-કુમારદેવ થોડા દિવસો માટે નિશ્ચિન્ત થયો. પ્રભાતકુમારને પણુ હૃદયમાં ચિન્તાને સ્થળે પ્રેમને થોડીવાર ઉતારો આપવાનો પ્રસંગ મળ્યો.

આકાશમાં તારકો અને ચંદ્રમા બહુધા અદસ્ય રહેતા હતા. ગંગા

પણ પ્રથમ પ્રમાણે ધીરભાવથી બાલિકા સમાન પ્રવાહિત થતી જોવામાં આવતી નહોતી. મંદપવનનું વહન પણ અટકી ગયું હતું. નદીના વેગની વૃદ્ધિ થઈ હતી, પૂર્વ દિશાનો વાયુ પ્રબળતાથી વાતો હતો, મૂશળધાર વૃષ્ટિથી પૃથ્વી પંકમય બની ગઈ હતી. ઉત્કલવાસી ખેડુતો આનંદપૂર્વક ગીતો ગાતા પોતાના કાર્યમાં નિમગ્ન થઈ ગયા હતા. વિરહી જનો પોતાના હૃદયદુઃખના અવલોકનમાં લીન થયા હતા—તેમને માત્ર દારુણ વર્ષાનું જ દર્શન થતુ હતું. નીચેની કવિતામાં દર્શાવેલાં વર્ષાના આગમનનાં સર્વ ચિન્હો સૃષ્ટિમાં વ્યાપેલાં જોવામા આવતાં હતા —

જો સુખદ શીતલ શુચિ સુગંધિત પવનલહરી વાય છે,
વર્ષે સલિલ ધારાસહિત વસુધા સુખદ દેખાય છે;
આ મૃદુ સુમનની લતા ડોલે વાયુના આઘાતથી,
ને નીલવર્ણી વૃક્ષ કંપે સબલ જલના પાતથી ૧
અતિ નીલવર્ણા હરિત ભૂમિ ચિત્તને અનુરાગતી,
વાસવ વધૂની પક્તિઓ માણિકય સમ શોભે અતી,
નિર્મલ બકુલહારાવલી મુક્તાવલી સમ ભાસતી,
ને ચંદ્રહાસ સમાન નભમા ચચલા ચ વિલાસતી ૨
સાભળિ ભયંકર મેઘગર્જન સિંહ નિજ મદ મૂકતા,
કામી પ્રવાસીના મનો નિજ સત્ય પથને ચૂકતા,
બહુ કૂપ, કુંડો ને સરોવરમાહિ વારિ ભરાય છે,
ને નદી નદ નિર્ઝરણ નૂતન નીરથી ઉભરાય છે ૩
અતિ હર્ષ થાતો દર્દુરોને ચાતકોના કવનથી,
કાનનમહી કેકા કરે નવ નૃત્ય વર્ષા સ્તવનથી,
બહુ તાપયુક્ત નિદાઘનો આજે પરાજય થઈ ગયો,
ને વિજય દુન્દુભિ નાદ વિશ્વે મેઘનો ભીષણ થયો ૪
ફળ પુષ્પ આવ્યા વૃક્ષમાં ને ક્ષેત્રમાહી ધાન્ય છે,
ધનંદાયિની એ વસ્તુ છે, એ સૌખ્યનું પ્રાધાન્ય છે,
બહુ મોદ તેથી માનિની ને માનવી મનમા થતો,
સંતાપનો લય થઈ ગયો અદ્યાપિ જે હૃદયે હતો ૫

જ્યાં સુન્દરી ઉષા વસતી હતી, તે સ્થાને પણ વર્ષાઋતુના આગમનના એ સર્વ ચિન્હોનો વિસ્તાર થએલો જ હશે. એથી અનુમાન કરી શકાય છે કે, ઉષાના દિવસો ત્યાં ઘણા જ કષ્ટથી વ્યતીત થતા હશે. દાસી પ્રમાણે બીજાના ગૃહમાં રહેલી હોવાથી ધીમે ધીમે વર્ષતા જળબિન્દુઓથી ભીંજાતી તે યાત્રાળુઓમાટે જળ ભરવાને તે સરોવરના તીરે જતી હશે અને એવી રીતે વારવાર આવવા જવાથી તેનાં વસ્ત્રો સતત ભીજેલાં જ રહેતાં હશે. જો પ્રભાત ત્યાં હોત, તો કદાચિત્ ઉષાને શિરે કાર્યનો એટલો બધો ભાર પડેલો રહ્યો ન હોત—તેમાં ન્યૂનતા

થવાનો સંભવ હતો. પ્રતિજ્ઞાનું ઉલ્લંઘન થાય કે કર્ત્તવ્યવિમુખતા થાય, પણ પ્રભાતથી પોતાની પ્રિયતમાને થતું દુઃખ કેમ સાંખી શકાય? તે જગન્નાથપુરીમાં જવાનો ઉપાય શોધવા લાગ્યો.

આષાઢ માસ આવ્યો અને સર્વત્ર રથયાત્રાની ધામધૂમ મચી ગઈ. જો કે પઠાણોના આક્રમણની ઘણીજ ભીતિ હતી, તોપણ સહસ્રાવધિ ધર્મપિપાસુ હિન્દુજનો ઉત્સાહની અતિશયતાથી ઉન્મત્ત બની ગયા. ભિન્ન ભિન્ન દેશોના યાત્રાળુઓ રથયાત્રાના દર્શનમાટે આવી આવીને જગન્નાથપુરીમાં એકઠા થવા લાગ્યા. પ્રભાતે પણ એ પ્રસંગને બહુ જ યોગ્ય જાણીને મહારાજા પાસેથી પુરીમાં જવાની આજ્ઞા માગી. પ્રભાતને જવા દેવાની ઇચ્છા ન છતાં પણ રાજાએ નિરુપાયે તેને જવાની આજ્ઞા આપી. પણ જતી વેળાએ તેને ભલામણ કરી કે, "પ્રભાતકુમાર! પાછા આવવામાં વધારે વિલંબ કરશો નહિ. તમારે સર્વકાળ એ સ્મરણ રાખવાનું છે કે, તમે પોતે ઓરીસા રાજ્યના એક વિશ્વસનીય સેનાધ્યક્ષ છો. વધારે કહેવાની હું અગત્ય જોતો નથી, કારણ કે તમે સુજ્ઞ છો."

"મહારાજાની આજ્ઞા મને શિરસાવંદ્ય છે. અગત્ય હશે, તેના કરતા હુ ત્યાં વધારે વિલંબ લગાડીશ નહિ. રથયાત્રાનું દર્શન કરીને સત્વર જ હુ પાછો વળીશ. આપ કોઈ પણ પ્રકારની ચિન્તા રાખશો નહિ. વિશ્વાસઘાત કરવો, એ મારો ધર્મ નથી." પ્રભાતે નમ્રતાપૂર્વક ઉત્તર આપ્યુ અને નન્દકુમારદેવની અનુમતિથી પ્રવાસની તૈયારી કરવા માંડી. ઉષાને જોવા માટે તે ઘણો જ આતુર થઇ ગયો હતો.

પ્રભાતની તો એકલા જવાનીજ ઇચ્છા હતી, પણ જે નવીન પદ તેને આપવામાં આવ્યું હતું, તે પદની પ્રતિષ્ઠા એમ કરવાથી જળવાઈ શકે નહિ, એટલા માટે રાજાની ખાસ આજ્ઞાથી શસ્ત્રાસ્ત્રથી સજ્જ થએલા બાર નવજવાન સિપાહીઓ તેના અંગરક્ષક તરીકે તેની સાથે જવાને તૈયાર થયા. પ્રભાતે એમાં કશો વાંધો લીધો નહિ. પરસ્પર નાના પ્રકારની યુદ્ધવાર્તાઓ કરતા તે સિપાહીઓ અને તેમનો નવીન અધિકારી પ્રભાતકુમાર પુરીના માર્ગમાં વિચરવા લાગ્યા. વાતચીતમાં પ્રવાસનો શ્રમ વધારે જણાયો નહિ. ઉષામિલનની આશાએ પ્રભાતના શ્રમનો નાશ કરી નાખ્યો.

---

## ચતુર્થ પરિચ્છેદ

### જગન્નાથનો પુરાતન પૌરાણિક ઇતિહાસ

જે જગન્નાથપુરીના સંરક્ષણમાટે પ્રભાતકુમાર પોતાના પ્રાણ અર્પવાને તત્પર થએલો છે અને યવનો જેના નાશના ઉદ્યોગમાં મચેલા

છે, તે જગન્નાથ દેવની સ્થાપનાનો મળી શકે તેટલો ઇતિહાસ જાણી લેવો એ ઘણું જ અગત્યનું છે. **પ્રભાતકુમાર** શ્રી જગન્નાથની રથયાત્રાનો મહોત્સવ જોવાને જાય છે, તે માર્ગમાં છે, ત્યાં સૂધી આપણે એ ઇતિહાસને જાણવાનો કિંચિત્ પ્રયત્ન કરીશું, તો તે અયોગ્ય કે અસ્થાનીય તો નહિ જ કહેવાય.

જગન્નાથની પૂજા લગભગ બે હજાર વર્ષથી ચાલતી આવી છે, અને તેં કાળથી તે આજ દિવસ સૂધી ઓરીસા હિન્દુઓની એક અત્યંત પવિત્ર અને પૂજ્ય ભૂમિ મનાય છે. સર વિલિયમ્ હંટર કહે છે કે, "પુરીના આતિથ્યવિમુખ વાલુકા પ્રદેશમાં—કે જે એક કચ્છભૂ અને જલવિપ્લવનુ સ્થાન છે, ત્યાં હિન્દુ ધર્મ અને હિન્દુ—અતિ વિશ્વાસ અથવા મિથ્યાધર્મ સમુદ્રતીરે વિશ્વના ભિન્ન ધર્મીયોની અનેક વિરુદ્ધતાઓ છતાં પણ આજે અઢારસો વર્ષથી જેમના તેમ કાયમ ઉભા રહેલા છે. અહી વિશ્વમદિર છે, કે જ્યાં આર્યાવર્ત્તના સર્વ ભાગોમાંથી મનુષ્યો વિશ્વદેવની પૂજા કરવાને આવે છે. અહીં સ્વર્ગનું દ્વાર છે, તેથી સહસ્રાવધિ યાત્રાળુઓ અહી મરવાના હેતુથી આવી વસે છે—અનત અને શાશ્વત સાગરની ગર્જનાયુક્ત સ્થાનમાં અતિમ વિરામ લેવો, એ જ તેમનો ત્યાં આવી નિવાસ કરવાનો મુખ્ય હેતુ હોય છે."

ત્યારે જગન્નાથમાં એટલી બધી તે શી અલૌકિકતા સમાયલી છે કે સર્વજનો એને આટલા બધા ભાવથી ભજે છે? એ શંકાનું નિવારણ કરવામાટે આપણે એનો ઇતિહાસ અથવા એનું ચરિત્ર જાણવાનો પ્રયત્ન કરીશું. પૌરાણિક ત્રિપુટી—ત્રિમૂર્ત્તિ—બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ—માંનો દ્વિતીય દેવ જે વિષ્ણુ તે જગન્નાથ જ છે, એમ કહેવામાં આવે છે. જગન્નાથ તે વિષ્ણુનું મર્ત્ય લોકનુ સ્વરૂપ છે. એના વિશે એક એવી આખ્યાયિકા સાંભળવામાં આવે છે કે, કેટલાક યુગો પૂર્વે માળવામાં રાજ્ય કરતા એક ધર્મનિષ્ઠ ભૂપાળે વિષ્ણુનો શોધ કરવા માટે પૂર્વ, પશ્ચિમ અને ઉત્તર, દક્ષિણ ચારે દિશામાં ભિન્નભિન્ન ધર્મ ગુરુઓને મોકલ્યા હતા. કારણકે, વિષ્ણુએ પૃથ્વીપર અવતાર ધારણ કરેલો હતો, એમ તેના સાંભળવામાં આવ્યું હતું. પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ દિશામાં ગએલા ધર્મગુરુઓ તો વીલે મોઢે પાછા આવી પહોંચ્યા. પરતુ જે ધર્મગુરુ પૂર્વ દિશામાં પ્રયાણ કરી ગયો હતો, તે ઘણી જ માર્ગપ્રતીક્ષા કરવા છતાં પણ સ્વદેશમાં પાછો ફર્યો નહિ. તેના પાછા ન આવવાનું શું કારણ હશે? કારણ નીચે પ્રમાણે હતુ —

જે ધર્મગુરુ પૂર્વ દિશામાં ગયો હતો, તે ઓરીસામાં વસુ નામના એક જગલી વ્યાધના ગૃહમાં બંદીવાન થઇને પડેલો હતો. વસુને એ

બ્રાહ્મણ ઘણોજ ગમી ગયો હતો અને તેથી તેણે પોતાની પુત્રીનો એની સાથે વિવાહસંબંધ કરી આપવાનો નિશ્ચય કરેલો હતો. પ્રથમ તો કેટલોક કાળ ધર્મગુરુએ ના પાડવામાં કાઢી નાખ્યો, પણ અંતે તેણે પોતાની થનારી ભાર્યાથી સંતુષ્ટ થઇને વ્યાધની માગણીનો સ્વીકાર કર્યો અને તેની પુત્રી સાથે લગ્નના પવિત્ર ગ્રંથિથી બંધાયો. વાત એમ બની કે, જે મૂર્તિના શોધમાટે રાજાએ એ ધર્મગુરુને પરદેશ પાઠવ્યો હતો, તે વિષ્ણુમૂર્ત્તિ એ વ્યાધના કબ્જામાં જ હતી. એ વ્યાધ પોતા સાથે ફળ અને પુષ્પ ઇત્યાદિ પૂજાનાં સાધનો લઇને નિત્ય પ્રાતઃકાળમાં અરણ્યમાં પૂજા કરવાને ચાલ્યો જતો હતો. એ તો બ્રાહ્મણ દરરોજ જોતો હતો, પરંતુ અરણ્યમાં તે કયે સ્થળે જાય છે અને ખાસ કોની પૂજા કરે છે, એ તે બ્રાહ્મણ જાણી શકયો નહિ. અતે અત્યંત આતુર થઇને એક દિવસે બ્રાહ્મણે પોતાના શ્વસુરને પૂજામાટે પોતાને સાથે લઈ જવાની પ્રાર્થના કરી અને વ્યાધે તે પ્રાર્થનાનો સ્વીકાર પણ કર્યો; પણ તેમાં એક શર્ત્ત હતી. વ્યાધ પોતાના જમાઇને આંખે પાટા બાંધીને લઈ જવાનો હતો. બ્રાહ્મણ પણ એમ કરવાને કબૂલ થયો.

ઘણોક પથ કાપવા પછી સસરો જમાઈ પોતાના ધારેલા સ્થાને પહોંચ્યા. ત્યાં બ્રાહ્મણની આંખોપરથી પાટો છોડી નાખવામાં આવ્યો અને એક ઉદુમ્બર વૃક્ષના મૂળને આધારે એક નીલવર્ણું પાષાણની વિષ્ણુમૂર્ત્તિ ઉભી રહેલી તેના જોવામા આવી. વ્યાધ, પોતાના વિપ્ર જમાતાને ત્યાં મૂકીને પોતે બીજે ક્યાંક ચાલ્યો ગયો. એટલે બ્રાહ્મણે વિષ્ણુની સ્તુતિ કરીને તેની યથાર્થ પૂજા કરી. પ્રાર્થનામાં તે પોતાના હૃદયને લીન કરી બેઠો હતો, એટલામાં ઉપરના વૃક્ષની એક શાખાપર એક વાયસપક્ષિ બેઠેલું હતુ, તે વિષ્ણુમૂર્ત્તિ સમક્ષ નીચે પડયું અને એક ભવ્ય રૂપ ધારણ કરીને વિમાનમાં બેસી સ્વર્ગમાં ચાલ્યું ગયું. બ્રાહ્મણે જોયુ કે, એ એક શાશ્વત સુખના પ્રદેશમાં જવાનું અદ્વિતીય સ્થાન છે, એથી તે પણ વૃક્ષપર ચઢ્યો અને ઉપરથી પડવાની તૈયારીમાં હતો, એટલામાં આકાશવાણી થઈ કે, "બ્રાહ્મણ ! ધૈર્ય ધર ! પ્રથમ તેં વિષ્ણુનો શોધ કર્યો છે, એ જઇને તારા રાજાને વિદિત કર અને પછી શાશ્વત સુખના માર્ગમાં વિચર." એટલામાં ફળ અને પુષ્પ લઇને વસુ વ્યાધ ત્યાં આવી પહોંચ્યો અને તેણે પણ વિષ્ણુની પૂજા કરી. પરંતુ નિત્યના નિયમ પ્રમાણે ભગવાન્ તેનાં ફળોનો આહાર કરવામાટે પધાર્યા નહિ. એ વિશે નીચે પ્રમાણેનો ગુપ્ત ધ્વનિ થયો અને તે વસુના સાંભળવામાં આવ્યો. "હે એકનિષ્ઠ ભક્ત ! તારાં વનમાંનાં પુષ્પો અને ફળોથી હવે હું કંટાળી ગયો છું. હવે મારી ઓદન (ભાત) અને મિષ્ટાન્ન ખાવાની

ઇચ્છા થએલી છે. આ નીલ પાષાણમૂર્ત્તિમાં હવે તું મારો સાક્ષાત્કાર અનુભવી શકીશ નહિ. આજ પછી હું વિશ્વપતિ જગન્નાથના નામથી પ્રસિદ્ધ થઇશ."

સસરો જમાઈ બંને ઘેર આવ્યા અને વ્યાધે પોતાના જમાઇને તેના રાજા પાસે જઇને વિષ્ણુશોધવિશેના એ સમાચાર આપી આવવાની આજ્ઞા આપી. વિપ્ર ત્યાં ગયો. એ સમાચાર સાંભળીને માળવાના રાજાના આનન્દનો પાર રહ્યો નહિ. તે પોતાની એક વિશાળ સેના અને અંગરક્ષકોની ઘણી જ મોટી સંખ્યા સાથે જગન્નાથના દર્શન કરવામાટે ઓરીસા પ્રતિ ચાલતો થયો. મૂર્ત્તિવાળા સ્થાને પહોંચવામાં થોડો જ વિલંબ હતો, તે વેળાએ તેના મનમાં ગર્વનો એકાએક એવો ભાવ થયો કે, "મારા જેવો પ્રભાવશાળી હવે બીજો કોણ છે! વિશ્વપતિ જગન્નાથે પોતે મને મંદિર બંધાવવાની આજ્ઞા કરેલી છે અને આવા અજ્ઞાનાંધકારના સમયમા તેના નામનો પ્રસાર કરવાનો ભાર પણ મારા શિરે જ નાખેલો છે."

વિષ્ણુને એ ગર્વોક્તિ ગમી નહિ, એટલે મૂર્ત્તિ ત્યાંથી અદૃશ્ય થઈ ગઈ. પરન્તુ એટલી આકાશવાણી થઈ ખરી કે, "હે રાજન્! તું મારું મદિર અવસ્ય બંધાવીશ, પણ તને મારો સાક્ષાત્કાર થશે નહિ. જે વેળાએ મંદિર ચણાઇને તૈયાર થશે, તે વેળાએ મૂર્ત્તિનો તારે નવેસરથી શોધ કરવો પડશે." રાજા જ્યારે ઉદુંબર વૃક્ષ પાસે .આવી પહોંચ્યો, તે વેળાએ તે મૂર્ત્તિ તેના જોવામાં આવી નહિ. તે પૃથ્વીના ગર્ભમાં સમાઈ ગએલી હતી.

રાજા વિષ્ણુનો ઘણો જ આજ્ઞાધારક ભક્ત હોવાથી તેણે પુરીમાં એક મહા ભવ્ય અને વિશાળ મંદિર બનાવ્યું અને જ્યારે તે સર્વથા તૈયાર થઈ ગયું, ત્યારે વળી પણ એક વાર તે અદૃશ્ય થએલી મૂર્ત્તિને શોધવામાટે પ્રત્યેક દિશામાં બ્રાહ્મણો દોડાવ્યા. પરંતુ ઘણાંક વર્ષો વીતી જવા છતાં પણ વિષ્ણુ ભગવાન્નો પત્તો લાગ્યો નહિ. અંતે જે વેળાએ રાજાનું બધું અભિમાન ઊતરી ગયું, તે વેળાએ એક દિવસ રાત્રે ભગવાને તેને સ્વપ્નમાં દર્શન આપ્યું અને કહ્યું કે, "આવતી કાલે તુ સમુદ્ર-તીરે જજે, ત્યાં સમુદ્રની લહરીમાંથી તને એક ૮૪ યવ લાંબો અને ૨૦ યવ પહોળો કાષ્ઠનો કકડો મળશે. એ જ મારું સત્ય સ્વરૂપ છે. એ કાષ્ઠને ઉપાડીને કોઈ ગુપ્ત સ્થળમાં એકવીસ દિવસ સુધી રાખી મૂકજે. ત્યાર પછી હું જે રૂપમાં તારા જોવામાં આવું, તે રૂપમાં મારી પૂજામાટે બંધાવેલા તારા મંદિરમાં મારી સ્થાપના કરજે."

આજ્ઞા પ્રમાણે બીજે દિવસે પ્રાતઃકાલમાં રાજા ઘણી જ આતુરતા અને ત્વરાથી સમુદ્રતીરે ગયો અને ત્યાં તેને પૂર્વકથિત કાષ્ઠની પ્રાપ્તિ

થઈ. એ કાષ્ઠને તે બહુ જ પ્રતિષ્ઠાથી પુરીમાં લઈ આવ્યો. એ કાષ્ઠ વજ્ર સમાન કઠિન હતું. ઘણાક સુતારોએ એનાપર ઘડવામાટે પોતાનાં હથિયારો ચલાવ્યાં, પણ તે લોઢાના હથિયારોની ધાર જ જતી રહી અને કાષ્ઠપર કરેલો પ્રહાર પોતાના હાથપર આવીને પડવા લાગ્યો. એટલે રાજાએ ઘડવા વિના જ કાષ્ઠને પોતાના મહાલયના એક ગુપ્ત ઓરડામાં રખાવ્યું અને એકવીસ દિવસ પહેલાં એ ઓરડામાં કોઈએ પણ જવું નહિ, એવો સખ્ત હુકમ જાહેર કરી દીધો. રાણીએ એ ચમત્કાર વિશે બધી વાતો સાંભળેલી હોવાથી તે પોતાની અધીરતાને દબાવી શકી નહિ અને કોઈ પણ રીતે મૂર્ત્તિવાળા ઓરડાનાં દ્વાર ઉઘાડવાનો તેણે પ્રયત્ન કર્યો. જ્યારે ઓરડો ઊઘાડીને તેણે જોયું ત્યારે તે કાષ્ઠના ત્રણ ભાગ થઈ ગએલા તેને દેખાયા. એ ત્રણ ભાગ તે ત્રણ ભિન્ન ભિન્ન મૂર્ત્તિઓ હતી. કટિથી ઉપરનો ભાગ જ કોરાઈને તૈયાર થયો હતો અને નીચેનુ સ્વરૂપ હજી બધાયું ન હોતુ. એમાં એક જગન્નાથની મૂર્ત્તિ હતી અને બીજી બે તે અનુક્રમે બલભદ્ર અને સુભદ્રાની મૂર્ત્તિઓ હતી

એક સ્ત્રીની અધીરતાથી ભગવાનની મૂર્ત્તિઓ અડધા હાથવાળી અને પગ વિનાની ખડિત રહી ગઈ જો એકવીસ દિવસ સૂધી રાણીએ પોતાની આતુરતાને સભાળી રાખી હોત, તો જગન્નાથની મૂર્ત્તિ ઘણી જ સુદર અને સ્વરૂપવતી થઈ હોત અને આવા કટાળા ભરેલા સ્વરૂપમાં તે જોવામાં આવી હોત નહિ, એમ પૌરાણિક સિદ્ધાન્તના અનુયાયી જનોનું કહેવું છે. રાજાએ ઘણી જ મોટી ધામધૂમથી મૂર્ત્તિની પ્રતિષ્ઠા કરી અને તેને તેના બંધુ તથા તેની ભગિની સહિત પુરીના ભવ્ય મદિરમા સ્થાન આપ્યું. મંદિરમાં જગન્નાથની મૂર્ત્તિની સ્થાપના કરી. માળવાના રાજાએ જેની સ્થાપના કરી હતી, તે મૂર્ત્તિઓ આજે પણ હિન્દુઓ અમુક કર આપવાથી પુરીમાં જોઈ શકે છે. કરના નામે ત્યાંના ધર્મ-ગુરુઓ હજારો રૂપિયા કમાય છે. જગન્નાથ અથવા વિશ્વસ્વામીની પૌરાણિક ઉત્પત્તિનો ઇતિહાસ આ પ્રમાણેનો છે.

કાળ પ્રત્યેક પદાર્થનો નાશ કરી નાખે છે, એ એક સર્વ સાધારણ નિયમ છે અને તે નિયમ અનુસાર કાળના પ્રહારથી માળવાના રાજાએ બંધાવેલા એ ભવ્ય મદિરનો પણ નાશ થઈ ગયો હતો. આપણી નવલકથાના સમયમાં જગન્નાથનું જે મંદિર અસ્તિત્વ ધરાવતું હતું અને આજે પણ પોતાના ઉન્નત શિખરોથી પૂર્ણ અભિમાન દર્શાવતું જે મદિર જોવામાં આવે છે, તે મંદિર ઘણું જ પાછળથી એટલે બહુધા . સ. ૧૧૯૮ માં બંધાવવામાં આવ્યું હતું. પ્રથમ મંદિર અને તેમાંની મૂર્ત્તિઓ વિશે આપણે જેવી ચમત્કારિક કથા વાંચી આવ્યા છીએ,

તેવી જ અનેક પ્રકારની ચમત્કારિક આખ્યાયિકાઓ એ મંદિર અને તેમાંની મૂર્ત્તિઓવિશે સાંભળવામાં આવે છે. તે સર્વનો ઉલ્લેખ કરવા માટે તો એક સ્વતંત્ર ગ્રંથ જ લખવો જોઇએ. તો પણ જનમનોરંજન માટે તે મંદિર અને તેમાંની મૂર્ત્તિની સ્થાપનાવિશે જે ઐતિહાસિક આખ્યાયિકા પ્રવર્તે છે, તે પ્રકટ કરવી યોગ્ય અને ઉચિત છે.

---

## પંચમ પરિચ્છેદ

## પુરી અને જગન્નાથનું આધુનિક મંદિર

ગત પરિચ્છેદમાં જગન્નાથની સ્થાપનાનું આપણે કેટલુંક વર્ણન કર્યું, પરંતુ તેનો સઘળો આધાર દંતકથાઓપર રહેલો છે. તે સંબંધી જે આધુનિક ઇતિહાસ અન્યત્ર મળી શકે છે, તેનું જ આ પરિચ્છેદમાં વિવેચન કરવાનું છે.

પુરી અને જગન્નાથનું મદિર, ઓરીસા એટલે ઉત્કલ દેશમાં આવેલાં છે, માટે પ્રથમ તે દેશનું આપણે કિંચિત્ દિગ્દર્શન કરીશું; અને પછી મંદિરનો ઉલ્લેખ અને તેના મહોત્સવનું વર્ણન કરવામાં આવશે. જે વાચકોને આવા પરિચ્છેદો કંટાળાભરેલા લાગે, તેઓ આ પરિચ્છેદોનો ત્યાગ કરીને માત્ર પાત્ર સકલનાવાળા પરિચ્છેદો વાંચશે, તો પણ વાર્તાનો સંબંધ તૂટે તેમ નથી. ઇતિહાસપ્રિય વાચકોને તો આવા પરિચ્છેદો કેટલાંક કારણસર ગમશે જ.

પ્રખ્યાત ચીની પ્રવાસી હુએનસંગે પોતાના પ્રવાસગ્રંથમાં ઓડ નામક એક રાજ્યનો ઉલ્લેખ કરેલો છે. એ ઓડ અથવા ઉડ્ દેશ તે સાંપ્રતનો ઓરીસા પ્રાંત છે. તામ્રલિપ્તિથી નૈર્ઋત્યે ૭૦૦ લી (૧૧૬ માઇલ) ના અંતરે ઉડ્ દેશની રાજધાની હતી. એ અંતર જહાજપુરથી ઘણું જ મળે છે. રાજ્યનો ઘેરાવો ૧૧૬૭ માઇલનો હતો અને તેના આગ્નેય કોણમાં સમુદ્ર વિસ્તરેલો હતો. ચરિત્રપુર નામક એક બંદર હતું. હાલમાં જગન્નાથપુરીના નામથી જે સ્થાન ઓળખાય છે, તે એ ચરિત્રપુર જ હોવું જોઇએ. કનિંગ્હામના અભિપ્રાય પ્રમાણે એ નગરના બહિર્ભાગમાં પાંચ સ્તૂપ હતા. તેમાંનો એક સ્તૂપ તે આધુનિક જગન્નાથનું મંદિર છે, એવી કલ્પના બૌદ્ધ ધર્મના ઇતિહાસમાં શ્રદ્ધા રાખનારાઓ કરે છે. એ મંદિરમાંની જે મુખ્ય ત્રણ મૂર્ત્તિઓ (એક મુખ્ય મૂર્ત્તિ જગન્નાથની અને બીજી બે અનુક્રમે બલરામ અને સુભદ્રાની) છે, તે કોઈ પણ પ્રકારના વિશેષ આકાર વિનાની છે. આથી તેઓ એમ કહે છે કે, તે બુદ્ધ ધર્મમાંના બુદ્ધ, ધર્મ અને સંઘ એ ત્રયીની મૂર્ત્તિઓ છે.

ઓરીસામાં જે વેળાએ બલિષ્ઠ રાજાની સત્તા ચાલતી હતી, તે વેળાએ એ દેશની સીમા ઉત્તર દિશામાં હુગલી અને દામુદા નદી સુધી અને દક્ષિણ દિશામાં ગોદાવરી નદી પર્યન્ત હતી, એમ કહેવામાં આવે છે. પરંતુ પ્રાચીન ઉડ્ર દેશની સીમામાં મહાનદીના પ્રદેશનો અને સુવર્ણરેખા નદીના નીચેના ભાગમાં આવેલા પ્રદેશનો જ માત્ર સમાવેશ થતો હતો. એમાં હાલના કટક અને સંબલપુર એ જીલ્લાઓ અને મેદિનીપુરનો કેટલોક ભાગ માત્ર આવે છે. એની પશ્ચિમે ગોંડવણ (ગૌંડવન), ઉત્તરે સિંગભૂમ (સિહભૂમિ) અને જશપુર (યશઃપુર) ની ટેકરીઓ, પૂર્વ દિશામાં સમુદ્ર અને દક્ષિણે ગંજમ પ્રાંત આવેલો છે. હુએનસંગના સમયમાં પણ એની એ જ મર્યાદા હોવી જોઇએ, એમ જણાય છે; કારણ કે, તે વેળાના અને અત્યારના ઘેરાવાની ગણનામાં વધારે તફાવત આવતો નથી.

એ દેશની પ્રાચીન રાજધાનીના નગરનું નામ કટક હતુ અને તે મહાનદીના તીરપ્રાંતમાં હતુ. પરંતુ છઠ્ઠા શતકના આરંભમાં ભુવનેશ્વરનું મંદિર ચણાવનાર રાજા યયાતિ કેસરીએ વૈતરણી નદીના તીરે યયાતિપુર (જજાતિપુર) નામક પોતાની રાજધાનીનું નવીન નગર વસાવ્યું. એનું વર્તમાન નામ જહાજપુર અથવા જાજપુર છે. આપણી નવલકથાના સમયમાં પણ રાજધાનીનું નગર એ જ હતું, એ તો આપણે જાણી ચૂકયા છીએ જ. એ દેશના નિવાસીઓની ભાષા અને ઉચ્ચારો મધ્ય આર્યાવર્ત્તના લોકો કરતાં ભિન્ન પ્રકારનાં હતાં, એમ હુએનસંગે ઉલ્લેખ કર્યો છે, અને અત્યારે પણ તેવી જ સ્થિતિ જોવામાં આવે છે.

એની પશ્ચિમે પુષ્પગિરિ નામક એક પર્વત હતો અને તે પર્વતમાં એક સ્તૂપ તથા એક વિહારનું અસ્તિત્વ હતુ. એ પર્વત તે વર્તમાન કાળના ઉદયગિરિ ને ખંડગિરિ નામક પર્વતો જ હોવા જોઇએ. એ પર્વતોમા બૌદ્ધોની અનેક ગુહાઓ અને લેખો મળી આવ્યાં છે. એ ટેકરીઓ કટકથી દક્ષિણે દશ માઇલપર આવેલી છે. એની પૂર્વ દિશાએ પાચ માઇલપર ભુવનેશ્વર નામક અનેક દેવાલયોવાળું સ્થાન છે. એનું વર્ણન આપણે કરી આવેલા હોવાથી વધારે વિવેચનની આવશ્યકતા નથી.

સહદેવના દક્ષિણ દિગ્વિજયમાં ઉડ્રદેશનું નામ આવેલુ છે. વરાહમિહિરે પૂર્વ દિશામાં ઉડ્ર દેશ હોવાનો ઉલ્લેખ કરેલો છે. વૈતરણી નદી અતિ વિખ્યાત છે. પાંડવો તીર્થયાત્રા કરતા કરતા એ નદીના તીરે આવી પહોંચ્યા હતા. પરંતુ એ નદી કલિંગદેશમાં હતી, એમ લખેલું છે. ગંગાસાગર નામક સંગમમાં સ્નાન કર્યા પછી તેઓ કલિંગ દેશમાં

આવ્યા હતા અને તે દેશમાં વૈતરણી* નદી હતી. એથી એવું અનુમાન કરી શકાય છે કે, કલિંગદેશનું રાજ્ય કોઈ એક સમયે ઉત્તર દિશામાં વૈતરણી નદીથી પણ દૂરના પ્રદેશમાં પ્રસરેલું હોવું જોઇએ અને તેથી ત્યાં સુધીનો પ્રદેશ કલિંગના નામથી લોકોમાં ઓળખાતો હોવો જોઇએ. તેમ જ ઉત્કલ-ઉડ્ર-નો સમાવેશ પણ એમાં જ થતો હશે. તથાપિ મુખ્ય કલિંગદેશ એની દક્ષિણે હતો, એમ ભારત આદિ ગ્રંથોના આધારે ધારી શકાય છે. હુએનસંગના વર્ણનથી પણ એ જ વાર્તા સિદ્ધ થાય છે.

**ત્રિકાંડશેષ** કોષમાં ઉત્કલ† અને ઉડ્ર એ એક જ દેશનાં બે ભિન્ન ભિન્ન નામો છે, એમ જણાવેલું છે. તથાપિ **મહાભારત**ના ભીષ્મપર્વના નવમા અધ્યાયમાં અને **બૃહત્સંહિતા**માં ઉત્કલ અને ઉડ્ર એ બે ભિન્ન દેશો છે, એવો ઉલ્લેખ કરેલો છે. પરંતુ **ભારત**માંના દિગ્વિજયના

---

* (ગંગાસાગર સંગમમાં સ્નાન કરીને)

ततः समुद्रतीरेण जगाम वसुधाधिप. ।
भ्रातृभिः सहितो वीरः कलिंगान् प्रति भारत ॥ २ ॥
एते कलिंगाः कौन्तेय यत्र वैतरणी नदी ॥ (वनपर्व. अ. ११४)

એની પછીના વર્ણનથી **વૈતરણી** નદી **મહેન્દ્ર** પર્વત પાસે હતી, એમ દેખાય છે દક્ષિણ ભારતવર્ષના પૂર્વ તીરના પર્વતોની શ્રેણિ **મહાનદી**થી આગળ નથી. **મહેન્દ્ર** પર્વત પણ **મહાનદીની** દક્ષિણે હતો, એવો કલિંગદેશના વર્ણનમાં ઉલ્લેખ કરેલો છે **મત્સ્યપુરાણ**માં **વૈતરણી**ની ઉત્પત્તિ **વિંધ્યાદ્રિ**માંથી થએલી જણાવી છે. **મહાનદી વિંધ્યાદ્રિ**ની પૂર્વશાખામાંથી નીકળેલી છે. વર્તમાન **વૈતરણી વિંધ્યાદ્રિ**માંથી નીકળેલી નથી એથી **મહાભારત**માંની **વૈતરણી** તે વર્તમાન કાળની **મહા** નદી હોવી જોઇએ, એવું જો કે અનુમાન થાય છે, પરંતુ અત્યારે **વૈતરણી**ને નામે ઓળખાતી નદી **મહાનદી** નથી, કિન્તુ બીજી જ છે, એટલો એમાં પ્રત્યવાય આવી પડે છે **પાંડવો વૈતરણી**ના તીરે આવ્યા, તે વેળાના વર્ણનમાં એક ચમત્કારિક કથા વર્ણવેલી છે તે આ પ્રમાણે—"**સ્વયંભૂ વિશ્વકર્મા**એ એ પ્રદેશમાં યજ્ઞ કરીને દક્ષિણામાં **કશ્યપ**ને સમસ્ત પૃથ્વી આપી દીધી હતી. પોતે મર્ત્યના હાથમાં જવાથી પૃથ્વી કોપાયમાન થઈ અને રસાતલમાં જવા લાગી ત્યારે **કશ્યપે** પોતાના તપના પ્રભાવથી તેને સંતુષ્ટ કરી. એટલે પૃથ્વી પુન વેદીના રૂપથી બહાર આવી. એ વેદી સમુદ્ર પાસે જ હતી. જે વેળાએ **પાંડવો** ત્યાં ગયા, તે વેળાએ પણ એ વેદી ત્યાં હતી તે વેદીપર ચઢયા એટલે તે સમુદ્રમાં જતી હતી અને અમુક મંત્ર-જપના બળથી પાણીમાં તે ડૂબતી નહોતી. **ધર્મરાજ** એમાં બેસીને સમુદ્રયાત્રાએ ગયા હતા.

† "**ओड्रा उत्कलनामानः**" ॥ ११ ॥ **त्रिकांडशेषकोषः भूमिवर्गः**

વર્ણનમાં ઉડ્રદેશ આવેલો છે, ઉત્કલનો નામોલ્લેખ નથી. કાલિદાસે* રઘુદિગ્વિજયમાં વંગ અને કલિંગ દેશના મધ્યમાં ઉત્કલનો ઉલ્લેખ કર્યો છે અને ઉડ્રનું નામ નથી આપ્યું. એથી બહુધા એવું જ અનુમાન કરી શકાય છે કે, એ બન્ને દેશો ભિન્ન જ હતા. પરંતુ કોઈ કોઈવાર એક જ રાજાની સત્તામાં હોવાથી ઉભય દેશો એક બીજાના નામથી ઓળખાતા હતા.

હુએનસગે **સમતટ**, **તામ્રલિપ્ત** અને ઉડ્ર એ પ્રદેશો **ભાગીરથીના** મુખથી તે મહાનદીપર્યન્ત સમુદ્રતીરે હોવાનું લખેલું છે. કાલિદાસે **ભાગીરથીના** પૂર્વ દિશાના ભાગ પાસેથી દક્ષિણ દિશામાંના સમુદ્રતીર-પર્યન્ત **સુહ્મ**, **વંગ** અને ઉત્કલ દેશ હોવાનું વર્ણન કરેલુ છે અને મહા-ભારતમાં **વંગ**, **તામ્રલિપ્ત**, **કર્વટ** અને **સુહ્મ** એવો ક્રમ આપેલો છે. **તામ્રલિપ્તનો** પ્રદેશ વંગદેશની પશ્ચિમે હતો, એમ હુએનસંગના વર્ણ-નથી સ્પષ્ટ થાય છે અને **સુહ્મ** **વંગથી** પૂર્વ દિશામાં હતો, એમ કાલિ-દાસના વિવેચનથી સ્પષ્ટ થઈ શકે છે. **ભીમ** વંગદેશમાં વિજય કરીને પ્રથમ દક્ષિણમાં આવ્યો હશે અને ત્યાર પછી પૂર્વ દિશામાં ગયો હશે. **વંગ** તે જ હુએનસંગનો **સમતટ** દેશ હોવો જોઈએ, એમ વર્ણનના સામ્યથી કલ્પી શકાય છે. **વરાહમિહિરે** એ ઉભયને ભિન્ન દર્શાવ્યા છે. એથી એમ ધારી શકાય છે કે, **ગંગાના** મુખના ભાગને **સમતટ** અને ઉપરના ભાગને **વંગ**, એવું નામ આપેલુ હશે એ સિદ્ધાન્તથી પૂર્વ દિશાથી લઈને આવી રીતે અનુક્રમ બાંધી શકાય છે,—**સુહ્મ**, **વંગ** અથવા **સમતટ**, **તામ્રલિપ્ત**, ઉત્કલ, ઉડ્ર અને એ સર્વની દક્ષિણે કલિંગદેશ. કાલિદાસે કહેલી **કપિશા**, તે હાલમાં **તામલૂકના** આગ્નેય કોણમાં પાસે જ વહન કરતી કુસઈ નદી હોવી જોઈએ. અસ્તુ. હવે આપણે આપણા મૂળ વિષયપર આવીશું.

એવો એક ઐતિહાસિક મત કેટલાક તરફથી કરવામાં આવે છે કે, **જગન્નાથનું મંદિર** તે બૌદ્ધ ધર્મનો એક સ્તૂપ છે અને તેમાંની મૂર્તિઓ પણ બૌદ્ધ ધર્મના એક અમુક તત્ત્વનું જ દર્શન કરાવે છે. એના સમર્થનમાં એક દંતકથા પ્રચલિત છે. **બુદ્ધના** એક સ્તૂપમાંથી **ક્ષેમ** નામક એ **બૌદ્ધ** ધર્મના ઉપાસકને **બુદ્ધનો** એક દાંત મળ્યો અને તેણે તે કલિંગદેશના રાજા **બ્રહ્મદત્તને** આપ્યો. રાજાએ એ દાતની પ્રતિષ્ઠામાં એક મહાન્ મદિર બંધાવ્યું. જે સ્થળે એ મદિર બાંધવામાં આવ્યું હતું, તે સ્થાન **દંતપુરના** નામથી

---

* "वगानुत्खाय तरसा नेता नौसाधनोद्यतान् ।
निचखान जयस्तंभान् गंगास्रोतोन्तरेषु च ॥ ३६ ॥
स तीर्त्वा कपिशां सैन्यैर्बद्धद्विरदसेतुभिः ।
उत्कलादर्शितपथः कलिंगाभिमुखो ययौ ॥३८॥ रघुवंशः सर्ग ४.
( कालिदासः )

ઓળખાતું હતું. ઈ. સ. ૩૦૦ માં એ રાજાને પોતાના શત્રુઓનો બહુ જ ઉપદ્રવ થવા માંડ્યો, એટલે દાંતનું રક્ષણ કરવાના હેતુથી તેણે પોતાની પુત્રી–રાજકન્યાને એ દાંત અંબોડામાં છૂપાવીને સીલોન લઈ જવાની આજ્ઞા કરી. સીલોનમાં એ દાંતની ઘણી જ પ્રતિષ્ઠા થઈ અને ત્યાં પણ એને માટે એક અદ્વિતીય ભવ્ય મંદિર બંધાવવામાં આવ્યું.

જગન્નાથનું વર્તમાન મંદિર રાજા અનંગ ભીમદેવે બંધાવેલુ છે, એવી આખ્યાયિકા પ્રસિદ્ધ છે. એ રાજાના રાજ્યનો વિસ્તાર હુગલીથી ગોદાવરી સુધી વિસ્તરેલો હતો. એકવાર તેના હાથે અચાનક બ્રહ્મહત્યા થઈ ગઈ અને તેથી પોતાના જીવનનો અવશેષ ભાગ તેણે એ પાપની નિવૃત્તિ માટેનાં પ્રાયશ્ચિત્તો કરવામાં વીતાડવાનો ઉદ્યોગ કર્યો. દશ મોટી મોટી નદીઓપર તેણે ભારી ભારી સેતુઓ બધાવ્યા, એકસો ને બાવન ઘાટો બંધાવ્યા અને પ્રજાના ઉપયોગમાટે બીજાં પણ કેટલાંક પ્રસિદ્ધ સ્થાનો કર્યાં. તેણે કેટલાંક મદિરો બધાવ્યાં, તેમાંનુ જગન્નાથનું પણ એક મંદિર હતું. પંદર લાખ મહોરો એ મંદિરમાટે જૂદી કાઢી રાખવામાં આવી હતી. એ મદિરનું બાંધકામ ચૌદ વર્ષની ઘણી જ લાંબી મુદ્દત સૂધી એકસરખું ચાલૂ હતું અને અતે ઈ. સ. ૧૧૯૮ મા એ મંદિર બાંધી તૈયાર કરીને શિલ્પકારો પોતાના શ્રમથી મુક્ત થયા. અનંગ ભીમદેવની એ સર્વથી મહતી પુણ્યકૃતિ હતી, એમ આજે પણ ઓરીસામાં સર્વત્ર બોલાય છે.

એ મંદિરનો વાડો ચતુષ્કોણ આકારનો ૬૫૨ ફીટ લાંબો અને ૬૪૪ ફીટ પહોળો છે. અંતર્ભાગના સંરક્ષણમાટે ૨૨ ફીટ ઉંચાઇની મજબૂત પત્થરોની એક દીવાલ બાંધેલી છે. તે દીવાલના અંદરના ભાગમાં અનેક દેવાલયો બાંધેલાં છે અને તે ભિન્ન ભિન્ન દેવોને અર્પણ કરેલાં છે. મોટામાં મોટું અને સર્વથી ઉન્નત મંદિર શ્રી જગન્નાથને અર્પણ કરવામાં આવેલું છે. એના શંકુ આકૃતિ અને બારીક કોતરકામવાળા શિખરની ઉચાઈ ૧૯૨ ફીટની છે. કાળના અનંત આઘાતથી એનો રગ કાંઇક કાળો થઈ ગએલો છે. એ શિખર વિષ્ણુના સુદર્શન ચક્ર તથા ધ્વજાથી શૃંગારિત છે. મંદિરમાં પ્રવેશ કરવાનું જે મુખ્ય દ્વાર છે, તે સિહદ્વારના નામથી ઓળખાય છે. બહુધા એ દ્વાર પાસેના ચોખૂણા મેદાનમાં જ યાત્રાળુઓ આવીને ભેગા થાય છે. એ સ્થાને માત્ર એક જ પાષાણ-માંથી કોરી કાઢેલો એક ઉચ્ચ અને સુશોભિત સ્તંભ ઉભેલો છે; કે જે જગન્નાથના મદિરથી વીસ માઇલના અંતરે આવેલા કોણાર્ક નામક સ્થાનના સૂર્યમંદિર સમક્ષ શતકોના શતકો પર્યન્ત ઊભેલો હતો. જગ-ન્નાથના મંદિરમાં એકબીજા સાથે આવજાવના માર્ગનો સંબંધ ધરાવતા ચાર

ઓરડાઓ છે. એ ચાર ઓરડાઓનાં ભિન્ન ભિન્ન નામો આ પ્રમાણે છે. ૧ ઉપહારભવન, ૨ સ્તંભવાળું નૃત્યવાદનભવન ૩ સભાસદન અને ૪ થું દેવભવન. એ દેવસદનમાં **શ્રી** જગન્નાથ, તેના બંધુ **બલભદ્ર** અને ભગિની **સુભદ્રા**ની મળીને ત્રણ મૂર્ત્તિઓ બેસાડેલી છે.

મૂર્ત્તિની આકૃતિ સુંદર નથી. તેને માટે માળવાના રાજાની રાણીની આતુરતા જેવી જ એક બીજી દંતકથા પણ સાંભળવામાં આવે છે, તે આ પ્રમાણે.—જ્યારે શ્રી કૃષ્ણનો વ્યાધના બાણથી દેહાંત થયો ત્યારે તેમનું ચૈતન્યહીન શબ એક વૃક્ષ તળે પડ્યું હતું. કેટલાક ભાવિક જનોએ તેમનાં અસ્થિ એક મંજૂષા (પેટી) મા મૂકયાં, એટલામા રાજા ઇન્દ્રદ્યુમ્નને સ્વપ્નમાં એક મૂર્ત્તિ બનાવીને તેમાં એ અસ્થિ રાખવાની ઈશ્વરની આજ્ઞા થઈ. રાજાએ **વિશ્વકર્મા**ને મૂર્ત્તિ બનાવી આપવામાટે પ્રાર્થના કરી. તેણે મૂત્તિ કરવાની તો હા પાડી, પણ "જ્યા સુધી મૂર્ત્તિ તૈયાર ન થાય, ત્યાં સુધી કોઇએ આવીને મારું કાર્ય જોવું નહિ—એકવીસ દિવસ સુધી મારા કાર્યમાં પ્રત્યવાય કરવો નહિ." એવી રાજા પાસે પ્રતિજ્ઞા કરાવી. રાજાએ પ્રતિજ્ઞા કરી, પણ પદર દિવસ પછી આતુરતાને દબાવી ન શકવાથી તેણે **વિશ્વકર્મા**ને મૂર્ત્તિ બનાવતી વેળાએ જોવાનો પ્રયત્ન કર્યો. પ્રતિજ્ઞાનો ભગ કરવાથી મૂર્ત્તિનું કામ અધૂરુ રહી ગયું ને તેથી તેને તેવા જ રૂપમાં શ્રી કૃષ્ણનાં અસ્થિસહિત મદિરમા પધરાવવામા આવી.

---

## ષષ્ઠ પરિચ્છેદ
## મૂર્ત્તિ અને મહોત્સવો

જગન્નાથની મૂર્ત્તિનો રંગ કાળો છે. એનાં નેત્રો ગોલાકૃતિ; મસ્તક ચપટું; શિરના શિખરે એક ચતુષ્કોણ કકડો, નાક મોટુ અને અણીવાળુ અને મુખ અર્ધચંદ્રના આકારનું છે. એ મૂર્ત્તિની ઉંચાઈ ૮૪ યવ અથવા અંગુલ એટલે લગભગ ૭ ફીટની છે. **બલભદ્ર**ની મૂર્ત્તિ પણ જો કે બહુધા જગન્નાથની મૂર્ત્તિ જેવી જ છે, તો પણ તેમાં કેટલીક ભિન્નતા રહેલી છે. એ મૂર્ત્તિનાં નેત્રો ઈંડાની આકૃતિનાં અને કાઇક ઢળતાં છે. મુખનો ભાગ જો કે અર્ધચન્દ્રના આકારનો છે, પણ તે રંગીને કરેલો છે. નાક ઘણુ જ મોટું અને વાંકું વળી ગએલુ છે તથા નસકોરાંને સ્થાને બે લાલ રંગના ડાઘ પાડેલા છે. કાનોનું અસ્તિત્વ બતાવવા માટે એ મૂર્ત્તિના તે સ્થળે કોઈ પણ જાતિનું ચિત્રકાર્ય અથવા તો કોતરકામ કરેલું જોવામાં આવતું નથી. અર્થાત્ મૂર્ત્તિ કર્ણ વિનાની છે. આગળ પડતી બે વક્રાકાર રેષાઓથી મસ્તકના બે વિભાગો થઈ ગએલા છે.

મસ્તકના શિખરે લાકડાનો એક ગોળ બેઠો કકડો રહેલો છે. એક બાજૂએથી જોતાં વચમાં બે અણીઓવાળી એક સરળ રેષા હોયની! એવો જ બલભદ્રની મૂર્ત્તિના મુખનો આકાર દેખાય છે. હસ્તો પણ મુખની રેષા સાથે મળી ગએલા છે અને તે અંગુલિ આદિથી રહિત છે. એ આખી મૂર્ત્તિ કાષ્ઠના એક જ કકડામાંથી કોરી કાઢવામા આવેલી છે અને ખભાથી કોણી અને કોણીથી પંજા સૂધીના ભાગો ખીલાથી જડી લેવામાં આવ્યા છે. એ મૂર્ત્તિનો રંગ ધોળો છે અને તેની ઉચાઈ ૮૫ યવ અથવા અગુલની—૬ ફીટની જ છે. ભગિની સુભદ્રાની મૂર્ત્તિનો રગ પીળો છે અને તેનું માથું એકદમ ગોળ છે. નેત્રો ઈંડાની આકૃતિનાં અને પ્રથમ બે મૂર્ત્તિઓ કરતાં નાક કાંઇક થોડું વાકુ છે. એ શ્રીમૂર્ત્તિની ઉંચાઈ ૫૪ યવની છે. એ ત્રણે મૂર્ત્તિઓ પાષાણના એક ઓટલાપર ગોઠવીને રાખવામાં આવી છે અને એ ઓટલાની ઉચાઈ ૪ ફીટ અને પહોળાઈ ૧૬ ફીટની છે. જગન્નાથની મૂર્ત્તિ ડાબી બાજૂએ વિરાજમાન છે, મધ્યમાં સુભદ્રાની સ્થાપના કરેલી છે અને જમણી બાજૂએ બલભદ્રની યોજના કરવામાં આવી છે.

મૂર્ત્તિઓને આખા દિવસમા અનેકવાર ભિન્નભિન્ન વસ્ત્રાલકારોથી શૃંગારવામાં આવે છે. પ્રભાતમાંનાં વસ્ત્રો સાદાં હોય છે. ત્યાર પછી અવકાશનાં વસ્ત્રો પહેરાવવામાં આવે છે અને તે. લગભગ દ્વિપ્રહર સૂધી પહેરેલાં રહે છે. ત્યાર પછી દ્વિપ્રહરનાં વસ્ત્રો અને ચંદનલેપન વેળાના વસ્ત્રો અનુક્રમે પહેરાવવામાં આવે છે તથા સર્વથી વિશેષ સુશોભિત સભાવસ્ત્રો સધ્યાકાળે નૈવેદ્ય આદિનો વિધિ સંપૂર્ણ થઈ રહ્યા પછી ત્વરિત જ પહેરાવવામાં આવે છે. એ અંતિમ વસ્ત્રો છે. ત્યાર પછી શયનવસ્ત્રો.

યાત્રાળુઓ સભાગૃહમાંના ચંદનકાષ્ઠના કઠેરાની આ બાજૂએ ઉભા રહી, દેવભવનમા વિરાજેલી જગન્નાથની મૂર્ત્તિનાં પુણ્યકારક દર્શન કરે છે. જે યાત્રાળુઓ મૂલ્યવાન્ ભેટો ધરાવવાના હોય છે, તેમને કઠેરાના અંદરના ભાગમાં જવા દેવામાં આવે છે. દેવભવનમાં અધકારની એટલી બધી પ્રબળતા વ્યાપેલી હોય છે કે, ખરે બપોરે પણ દીપકની સહાયતા વિના અંતર્ભાગમાંની કોઈ પણ વસ્તુ દષ્ટિગોચર થઈ શકતી નથી.

જગન્નાથની પવિત્ર પુરીમાં પંડ્યાઓ યાત્રાળુઓને સ્વયંપાક કરવા દેતા નથી અને તેથી સર્વ યાત્રાળુઓમાટેનું ભોજન મંદિરના સ્વયપાકગૃહમાં જ બનાવવામાં આવે છે. એકવાર એ ભોજન દેવમૂર્ત્તિ સમક્ષ ધરાવવામાં આવ્યું, એટલે તે મહાપ્રસાદના નામથી ઓળખાય છે. એ મહાપ્રસાદ સર્વ પ્રસાદો કરતાં વધારે પવિત્ર મનાય છે. એ મહાપ્રસાદથી

પાપોનું પણ નિવારણ થઈ જાય છે. જો એ મહાપ્રસાદનું અપમાન થાય, તો તે એક અનિવાર્ય પાપ થઈ પડે છે.

પ્રસાદ જેવો હસ્તમાં આવ્યો કે, સમય, સ્થાન કે બીજા કોઈ પણ વિષયના વિચાર વિના તત્કાળ તે ખાવો જ જોઇએ. એ મહાપ્રસાદ જે સમયે રંધાય છે, તે સમયે લક્ષ્મી પોતે એનાપર દેખરેખ રાખે છે અને ભગવાનને ધરાવવા પહેલાં તે પોતે તેને ચાખી જુએ છે. મહાપ્રસાદ એકવાર ભગવાનને ધરાવવામાં આવ્યો, એટલે તે કોઈ પણ રીતે અને કોઈ પણ કાળે અપવિત્ર થઈ શકતો નથી. હિન્દુઓમાં બીજી જાતિના મનુષ્યનું રાંધેલું નહી ખાવાનો અને પંક્તિભેદ રાખવાનો જે પ્રઘાત પડી ગએલો દેખાય છે, તે પ્રઘાતનો જગન્નાથપુરીમાં સર્વથા લોપ થઈ જાય છે. લોકોને ફરજિયાત તેમ કરવું પડે છે. જગન્નાથના મહાપ્રસાદનો એકે અનાદર કર્યો હતો અને તેને મહા કષ્ટ વેઠવું પડ્યુ હતું, એ વિશે નીચે આપેલી એક કથા વાંચવા જેવી ધારીને અત્ર તેનો ઉલ્લેખ કરેલો છે.

“પોતાની જાતિ વિશે બહુ જ અભિમાન રાખનારા એક ઉચ્ચ જાતિના કુલીન તરુણ ગૃહસ્થે એવો નિશ્ચય કર્યો કે, “હું જગન્નાથપુરીમાં જઇશ અને દેવનાં દર્શન પણ કરીશ, પણ બીજા કોઇનું અન્ન ખાઇશ નહિ.” એવો વિચાર કરીને અભિમાની તરુણ ગૃહસ્થ, પુરીના નિકટમાં આવી પહોંચ્યો, પણ જેવો તે મદિરના દ્વારમાં પ્રવેશ કરવા જતો હતો, તેવામાં જગન્નાથની દૈવી સત્તાથી તે ત્યાં જ અટકી ગયો અને તેના શરીરમાં કોડનો રોગ વ્યાપી ગયો. એથી તેના હાથ અને પગ ગળીને ખરી પડ્યા અને માત્ર વચલુ ધડ દુ ખી સ્થિતિમાં એમનું એમ રહી ગયું. લગભગ બે માસ જેટલા લાંબા સમય સૂધી એ દુ ખી મનુષ્યને આવતા જતા યાત્રાળુઓના દાનથી પોતાનું જીવન વીતાડવું પડ્યું. અતે એક દિવસે પોતાના મુખમાં મહાપ્રસાદનો કોળિયો લઇને એક કૂતરો ત્યાંથી પસાર થયો અને તેના મુખમાંથી મહાપ્રસાદના થોડા દાણા જમીનપર પડી ગયા. એ પડેલા દાણા તે દીન મનુષ્યના જોવામાં આવ્યા અને અત્યંત ક્ષુધાતુર થએલો હોવાથી ધીમે ધીમે ખચકીને પોતાના ઓષ્ઠવડે તે દાણા તેણે ખાધા. તત્કાળ જગન્નાથની તેનાપર કૃપા થઈ અને તે પૂર્વ પ્રમાણે સર્વથા આરોગ્ય અને હસ્ત પાદાદિથી યુક્ત બની ગયો. ઘણી જ શ્રદ્ધાથી તેણે જગન્નાથનાં દર્શન કર્યાં અને ભવિષ્યમાં કોઈ દિવસે પણ જાતિનું અભિમાન કર્યું નહિ.”

મંદિરના સભાગૃહમાં અને જગન્નાથના રથના કેટલાક ભાગોમાં મનુષ્યોની કેટલીક વેષરહિત આકૃતિઓ કાઢવામાં આવેલી છે. ડૉકટર

રાજેન્દ્રલાલ મિત્ર એ આકૃતિઓનું પોતાના "એન્ટિકિવટીસ્ ઑફ ઓરીસા" નામક ગ્રંથમાં અવલોકન કરતાં જણાવેલું છે કે, મંદિર બુદ્ધનું હોવું જોઇએ. ડૉ. મિત્રના આ મત સામે પણ દલીલો કરાયલી જોવામાં આવે છે.

મંદિરમાં જ ખાસ નૃત્ય અને ગાયનનું કાર્ય કરવામાટે ૧૨૦ નર્ત્તકીઓ રાખવામાં આવેલી છે અને દેવભોજન થઈ રહ્યા પછી દેવના મનોરજનમાટે તેઓ પોતાનું નૃત્ય અને ગાયનનું કાર્ય નિત્ય દક્ષતાથી કર્યા કરે છે. મોટા મોટા ખેલો અને મહાપૂજાઓ થાય છે, તે વેળાએ એ નર્તકીઓ નાચ કરે છે.

જગન્નાથના મહોત્સવોની સખ્યા બહુ જ લાંબી છે. શરત્સમયમાં ઉષ્ણ વસ્ત્રો પહેરાવવાનો મહોત્સવ, હુતાશની મહોત્સવ અને જન્મોત્સવ. જન્મોત્સવના સમયમાં મંદિરની એક નર્તકી રાસમાં દેવની માતાનો અને એક પછ્યો તેના પિતાનો ભાગ ભજવી બતાવે છે. એ આદિ અનેક મહોત્સવો છે, પણ તેમાંના સ્નાનયાત્રા અને રથયાત્રા એ બે મહોત્સવો ઘણા જ અગત્યના અને મુખ્ય ગણવામાં આવે છે, તેથી આપણે તેમનું કાંઇક વિસ્તારથી વિવેચન કરીશું

મૂર્ત્તિઓને સ્નાન કરાવીને તેમને પાસેના એક ઓરડામાં લઈ જવામાં આવે છે અને અર્ધ માસ—એક પક્ષ પર્યન્ત તેમને ત્યાં રાખવામાં આવે છે. એ ઓરડો રુગ્ણસદનના નામથી ઓળખાય છે અને વાર્ષિક સ્નાન પછી દેવ જરાક માંદા થયા છે, એવી કલ્પના કરીને તેમને ત્યાં રાખવામાં આવે છે. એ ઓરડાના દરવાજા બંધ કરી દેવામાં આવે છે અને કોઇને પણ તેમાં પ્રવેશ કરવાની આજ્ઞા મળતી નથી.

સર્વથી મહાન્ અને અદ્વિતીય મહોત્સવ તે રથયાત્રાનો છે. એ મહોત્સવ વર્ષાઋતુમાં અને આષાઢ માસમાં થાય છે ને એ મહોત્સવને હજી તો એક માસનો સમય પછ્યો હોય છે, તે પહેલાં તો હજારો સ્ત્રી પુરુષો સંઘના રૂપમાં ત્યાં પ્રતિદિવસ આવવા માંડે છે. એમ કહેવામાં આવે છે કે, ઓરીસાના ત્રણસો માઇલની લંબાઇના મહાન્ રાજમાર્ગમાંનાં પ્રત્યેક ગ્રામોમાં યાત્રાળુઓમાટે છાવણીઓ નાંખવામાં આવે છે અને તેમાં વિશ્રાંતિ લેતાં લેતાં યાત્રાળુઓ ધીમે ધીમે માર્ગક્રમણ કરતાં પુરીમાં જઇ પહોંચે છે. પ્રત્યેક છાવણીમાં ત્રણસો ચારસો યાત્રાળુઓ રહી શકે છે. માર્ગમાં તેઓ એક બીજાની પાછળ એવા અનુક્રમથી ચાલે છે કે, માઇલોના માઇલો સૂધી તેમની એક સીધી હાર બંધાઈ જાય છે. પ્રત્યેક સંઘનો નાયક પણ નિયત કરેલો હોય છે. યાત્રાળુઓમાં સ્ત્રી અને બાળકોની સંખ્યા વધારે હોય છે. અનેક યાત્રાળુઓ તો પોતાના ઘરથી તે ઠેઠ પુરી સૂધી અત્યારે પણ પૂર્વ પ્રમાણે પગે ચાલીને જ આવે

છે. પણ હવે તો ઘણે ભાગે લોકો રેલ્વેનો લાભ જ લે છે. પગે ચાલનારાં થોડાં જ નીકળે છે.

જગન્નાથના રથની ઉંચાઈ ૪૫ ફીટની છે અને તેને ૧૬ ચક્ર (પૈડાં) છે. સુભદ્રા અને બલભદ્રના રથો જૂદા છે અને તેઓ એના કરતાં કાંઈક નાના છે. જે સમયે મૂર્ત્તિઓને મંદિરમાંથી બહાર લાવીને રથમાં પધરાવવામાં આવે છે, તે સમયે સહસ્ત્રાવધિ મનુષ્યો ભૂમિએ પડીને તેમને દડવત્ પ્રણામ કરવા મંડી પડે છે. લોકોનો સાગર સમાન વિશાળ સમૂહ એકાએક જગન્નાથના જયધ્વનિનો ઉચ્ચાર કરે છે, ધક્કા ધક્કી થવા માંડે છે અને મહાન્ ભવન જેવા રથને લોકો રાજમાર્ગમાં ચલાવીને જગન્નાથના વિહારસ્થાન પ્રતિ ઘસડી જાય છે. રથના આગળના અને પાછળના ભાગમાં રણશૃંગ, મૃદગ અને નગારાં આદિનો ગગનભેદક ધ્વનિ એકસમયાવચ્છેદે સર્વત્ર વ્યાપી જાય છે. રથ હાંકનારાઓ શરીર અને મુખમંડળના વિચિત્ર હાવભાવપૂર્વક લોકોના મનોરંજન માટે અનેક પ્રકારના અસભ્ય ગાયનો ગાવા માંડે છે. લોકો નૃત્ય કરતા, ગાતા, તાળીઓ વગાડતા, બૂમો પાડતા ને એવા બીજા પણ અનેક જાતિના ચેનચાળા કરતા આગળ આગળ માર્ગ કાપતા જાય છે. મંદિરથી એક માઇલ કરતાં કાંઇક ન્યૂન અંતરે જગન્નાથનું વિહારસ્થાન આવેલું છે; પરંતુ મહાન્ રથનાં ચક્રો વાલુકામાં પેસી જતાં હોવાથી એટલા પ્રવાસને પણ કેટલાક દિવસો વીતી જાય છે. વિહારસદનમાં રથ પહોંચે, તેટલામાં યાત્રાળુઓની સાહસશક્તિ પ્રયાણ કરી જાય છે અને જનસમૂહ ઓછો થતો જાય છે. ખાસ રથ ખેંચવામાટે રાખેલા ૪૨૦૦ મનુષ્યો અંતે રથને ધારેલે સ્થાને પહોંચાડે છે.

જગન્નાથની સેવા કરનારા નાની મોટી પદવીના બધા મળીને ૭૦૦ પંડ્યા છે, એવી ગણના કરવામાં આવી છે. એ પંડ્યાંમાંના કેટલાક પુરીમાં રહે છે અને કેટલાકો વારા ફરતી અન્ય દેશોમાં યાત્રાળુઓને લઈ આવવા માટે પ્રવાસક કરે છે. તેઓ યાત્રાળુઓને એવો ઉપદેશ આપે છે કે, "પુરી તે સ્વર્ગદ્વાર છે અને તેની એકવાર યાત્રા કરવાથી સર્વ પ્રકારના મનોરથો સફળ થઈ શકે છે. આ મૂર્તિનાં દર્શન કરવાથી વંધ્યાને પુત્ર થાય છે અને નિર્ધન ધનવાન્ બની જાય છે." ત્યાંના પંડ્યાનું એમ પણ કહેવું છે કે, "પુરીની આસપાસની સઘળી ભૂમિ સુવર્ણથી ભરેલી છે, પણ કલિયુગના પ્રભાવથી તે વાલુકા જ દેખાય છે." કેટલીક વાર સ્ત્રીઓ એકલી પણ યાત્રાએ નીકળી પડે છે, પણ તેમને ઘણી જ વિડંબના વેઠવી પડે છે.

પ્રવાસના શ્રમથી અને આહારવિહારની યોગ્ય વ્યવસ્થા ન રહેવાથી અનેક યાત્રાળુઓ રોગના ભોગ થઈ પડે છે. પુરીમાં પણ યાત્રાળુઓના નિવાસ અને આહારની જોઈએ તેવી સારી વ્યવસ્થા હોતી નથી. પૂર્વે જણાવ્યા પ્રમાણે યાત્રાળુઓ પોતે તો રાંધી શકતા જ નથી, એટલે મદિરના મહાપ્રસાદપર જ તેમને ગુજારો કરવો પડે છે. જ્યારે એ ભાતનો મહાપ્રસાદ ગરમાગરમ તાજો હોય છે, ત્યારે તો કાંઈ રોગોત્પાંદક કે પથ્યવિરુદ્ધ હોતો નથી; પરંતુ તેવો ઉષ્ણ પ્રસાદ ભાગ્યે જ યાત્રાળુઓના હાથમાં આવે છે, તેમ જ કેટલીકવાર ભાત બરાબર ન રંધાયાની બૂમો પણ સાંભળવામાં આવે છે. તોપણ એ મહાપ્રસાદ અતિ પવિત્ર મનાતો હોવાથી થોડો ઘણો પણ ખાવાવિના યાત્રાળુઓનો છૂટકો થઈ શકતો નથી.

કેટલાક એવા અંધશ્રદ્ધાળુ હોય છે કે, પ્રસાદ ગમે તેટલો બગડેલો હોય, તોપણ અકરાંતિયા થઈને તેને સ્વાહા કરી જાય છે. વળી ખરાબ પાણીની અસરથી પણ કેટલાક યાત્રિકો રોગના મુખમાં જઈ પડે છે. કારણ કે, પુરીમાંનાં બધાં તળાવો પવિત્ર ગણાય છે, પણ તે તળાવોમાંનું પાણી મલિન હોય છે. પ્રત્યેક સરોવરમાંથી થોડું થોડું જલપાન કરવું, એ યાત્રા કરનારનું એક ખાસ કર્ત્તવ્ય ગણાય છે. અર્થાત્ સારું કાર્ય હોય, તો પણ તે યોગ્ય પ્રમાણમાં કરવાથી જ લાભકારક થઈ શકે છે અને અતિશય કરવાથી હાનિકારક જ થાય છે, એ સર્વમાન્ય સિદ્ધાન્તની સત્યતાનો અનુભવ પુરીમાં સારી રીતે મળી શકે છે.

જગત્સુખકારિણી વર્ષાના આરંભકાળમાં જ જગન્નાથની રથયાત્રાનો મહોત્સવ આવે છે અને મહિનો માસ યાત્રાળુઓ પુરીમાં પડ્યા પાથર્યા રહે છે; એટલે જે વેળાએ તેઓ પોતાના સ્વદેશમાં જવાને પાછા ફરે છે, તે વેળાએ માર્ગમાં નદી, નાળાં અને તળાવો પાણીથી ભરપૂર ભરેલાં હોય છે અને તેમને ઉલ્લંઘવા માટે નૌકાઓ સ્થાને સ્થાને રાખવામાં આવે છે. તોપણ નૌકાની સંખ્યા જોઈએ તેટલા પ્રમાણમાં ન હોવાથી પૈસા આપવાને તૈયાર અને શક્તિમાન્ હોવા છતાં પણ દિવસોના દિવસો સૂધી વર્ષામાં નદી કે નાળાંના તીરપર અનેક યાત્રાળુઓને બેસી રહેવુ પડે છે. અનેકવાર નૌકાઓ તૈયાર હોવા છતાં જો પાણીનું જોર વધારે હોય, તો પૂર ઘટે ત્યાં સૂધી અમથું પણ બેસવું પડે છે. સેંકડો મનુષ્યો માર્ગમાં જ રામશરણ થઈ જાય છે. આ જગન્નાથ અને પુરીનો જાણવા યોગ્ય વૃત્તાન્ત છે.

હવે આપણે પ્રભાતને માર્ગમાં મૂકયો હતો, તેની સ્મૃતિ કરવાની છે. પરંતુ તે આવી પહોંચે તે પહેલાં ઉષાના મનની શી સ્થિતિ છે,

એ જાણવું વધારે અગત્યનું છે. ત્યારે ચાલો, વાચકો! આપણે પણ જગન્નાથપુરીમાં જઇએ અને ઉષાના હૃદયની સત્ય સ્થિતિની સમીક્ષા કરીએ, ચાલો–ત્વરાથી ચાલો.

---

## સપ્તમ પરિચ્છેદ

### સરોવરતીરે

આજ કાલ ઉષા બહુધા ખાનપાનને પણ ત્યજી બેઠી છે. બેસે છે, ત્યાં બેસી જ રહે છે અને સૂએ છે, તો શય્યામાંથી ઉઠતી જ નથી. સર્વથા અને સર્વદા અન્યમનસ્કા જ દેખાય છે. તેનું નૂતન પ્રસ્ફુટિત થતું યૌવન આવેગશૂન્ય દૃષ્ટિગોચર થાય છે અને મુખમા હાસ્યનો કોઈ દિવસે પણ ઉદય થતો નથી. ગૃહનાં કાર્યોમા પણ તેનું મન લાગતુ હોય, એમ જણાતું નથી. તેનું ચપક પુષ્પ જેવું સુકોમલ શરીર દિવસે દિવસે વધારે અને વધારે શુષ્ક અને નિર્બળ જ થતુ જાય છે.

ઉષાએ પોતાની સાડીના પલ્લવમા કોણ જાણે શી વસ્તુ બાંધી રાખી છે. ઉપા તેને દિવસમાં સેંકડોવાર ખોલીને પોતે જુએ છે, પણ તે વસ્તુ બીજા કોઇને દેખાડતી નથી. કોઈ નિર્જન સ્થાનમા જઈ ચકિત નેત્રોથી ચતુર્દિશામાં દૃષ્ટિપાત કરીને અનેક વેળા તે વસ્તુને ઉષા પોતાના શિરોભાગને સ્પર્શાવે છે, હૃદય સાથે ચાંપે છે અને પર્ણોનો જરા જેટલો પણ ધ્વનિ થયો કે, તેને પોતાની છાતીમાં છૂપાવી દે છે. ઉષાને એવું તે શું અમૂલ્ય રત્ન મળી ગયું છે, કે જેને તે આટલા બધા યત્નથી જાળવી રાખે છે અને તેનુ કોઇને દર્શન પણ કરવા દેતી નથી?

ઉષાએ પાંચ છ વર્ષ રોદનમાં જ વીતાવ્યાં છે. પ્રથમ તો તે પોતાનાં માતાપિતાનું સ્મરણ કરીને સર્વ સમક્ષ રોયા કરતી હતી, પરતુ હવે તો રોવામાટે પણ તે કોઈ એકાંત સ્થળને વધારે પસંદ કરે છે; જ્યાં કોઈ પણ મનુષ્ય નથી હોતુ, ત્યાં બેસીને તે પોતાનાં નેત્રોમાંથી અગાધ અશ્રુપ્રવાહ વહેવડાવે છે. પ્રથમ તો અનેક મનુષ્યો એનાં અશ્રુઓને સૂકાવવાનો અને એને આશ્વાસન આપવાનો પ્રયત્ન કરતા હતા, પરંતુ હવે તે પોતાનાં અશ્રુ કોઇને દેખાડતી ન હોવાથી લૂછનાર પણ કોઈ મળતું નથી. અચાનક જો રોદનસમયે કોઈ આવી લાગતું હતું, તો તત્કાળ સાડીના છેડાથી તે અશ્રુઓ લૂછી નાંખતી હતી. જ્યારે શોકનાં સ્વાભાવિક ચિહ્નો તેના મુખમંડળમાંથી નીકળી નહોતાં શકતાં, ત્યારે તે કૃત્રિમ હાસ્યની છટાથી તેમને છૂપાવવાનો વ્યર્થ પ્રયત્ન કરતી હતી. શું તેણે કોઇની કાંઈ વસ્તુ ચોરી

હતી કે, જેથી તેને આટલો બધો ગભરાટ થતો હતો? કે તેને કોઇએ કાંઈ અપશબ્દો કહેવાથી તેના મનમાં આટલો બધો ખેદ થતો હતો? એનું ઉત્તર આપવાની અમારામાં શક્તિ નથી. પુરુષના ભાગ્યને અને સ્ત્રિયોના મનોભાવને પરમેશ્વર પણ ભાગ્યે જ જાણી શકે છે, ત્યારે એક કોઇપણ પામર મનુષ્યપ્રાણી તો તેને ક્યાંથી જ જાણી શકે? જે રહસ્ય હશે, તે તેના પોતાના મુખથી જ પ્રકટ થઈ જશે, માટે ધૈર્ય ધારણ કરવુ.

પ્રભાવતી ઉષાની પ્રાણપ્રિય સખી છે. પ્રથમ તો ઉષા પ્રભાવતીને પોતાના મનની અનેક વાર્ત્તાઓ કહી દેતી હતી, પરંતુ હવે તો તે તેનાથી બોલતી સુદ્ધાં પણ નથી. કોઇવાર નથી ચાલી શકતું, ત્યારે જ બે શબ્દો બોલે છે. તેના સમક્ષ જો કોઈ પ્રભાત વિશે કાંઈ પણ બોલે છે, તો તે એકાએક કોપાઈ જાય છે. પ્રતિદિન પ્રતિગૃહમાં પ્રભાતની ચર્ચા ચાલ્યા કરતી હતી, પરંતુ ઉષા સમક્ષ જો તેની વાર્ત્તા કરવામાં આવતી, તો તે એકદમ ત્યાંથી દૂર ચાલી જતી હતી. પ્રભાત મહા ધીર અને ગભીર સ્વભાવનો પુરુષ છે અને પંડિત પણ છે. રાજાનો તે મહાપ્રિયપાત્ર છે અને તે પૃથ્વીમાં મનુષ્યરૂપે દેવ અવતર્યો છે, ઇત્યાદિ જનવાર્ત્તા જ્યારે ઉષાના સાંભળવામાં આવતી હતી, ત્યારે તેને અત્યન્ત હર્ષ થતો હતો. પરંતુ જ્યારે એ જ વાતો પ્રભાવતી આવીને ઉષાને સંભળાવતી હતી, તો ઉષા તેને મારવા દોડતી હતી. એનું કારણ શું હોવું જોઇએ, એ કોઈ કહી શકે એમ છે?

સરલા બાળા ઉષા પોતે સર્વદા કોઈ ગુપ્ત સ્થાનમાં છૂપાયલી જ રહેતી હતી અને તેના મનનો એવો નિશ્ચય હતો કે, તેની જીવનવ્યાપિની ચિંતાને કોઈ જાણી જ નથી શકતું. પરતુ પ્રભાવતીની માતા જાણી ગઈ હતી કે, ઉષા પ્રેમના જાળમાં ફસાયલી છે. પાડ પાડોસીઓનો એવો અભિપ્રાય હતો કે, “ઉષાના શરીરમાં કોઈ ભયંકર રોગનો ઉદ્ભવ થએલો છે અને તેથી જ એ નિત્ય પ્રતિ આટલી બધી દુર્બળ થતી જાય છે.” ને તેથી તેઓ એમ કહેતાં હતાં કે, એની પ્રકૃતિની કોઈ વૈદ્યદ્વારા પરીક્ષા કરાવો.” પ્રભાની માતા પ્રસિદ્ધ રીતે તો કોઇને કાંઈ પણ ઉત્તર આપતી નહોતી, પણ મનમાં એમ જ કહ્યા કરતી હતી કે, “વૈદ્યની ઔષધિથી ચાલ્યો જાય, એવો આ રોગ નથી. એ રોગની ચિકિત્સા બીજા પ્રકારે થાય છે, અને તે ચિકિત્સા કરવાવાળા વૈદ્યો પણ બીજી જાતિના હોય છે.” તેણે એ બધી વાત પોતાના પતિને કહી અને તે સાંભળીને તે પ્રસન્ન થયો.

પ્રભાત જતી વેળાએ પુનઃ આવવાનું કહી ગયો હતો, છતાં તે પાછો કેમ નહિ આવ્યો હોય? પ્રભાત, રાજાનો પ્રિયપાત્ર થયેલો હતો,

તેને ઉચ્ચ પદની પ્રાપ્તિ થઈ હતી, પોતાના બાહુબળથી તેણે પઠાણસેનાને પરાજિત કરવાનો નિશ્ચય કર્યો હતો અને એથી દેશદેશાન્તરોમાં પોતાનો જયધ્વનિ થશે, એવી તેના મનમાં સોળેસોળ આના આશા હતી. જે હૃદયમાં એવી મહત્ત્વાકાંક્ષાનો ભાવ વસેલો હોય, ત્યાં ઉષા જેવી સ્ત્રીના સ્મરણની ભાવના કેવી રીતે હોઈ શકે ? ઉષા આશ્રયહીન હતી, માતા, પિતા કે સ્વજન આદિ તેનું કોઈ પણ નહોતુ. હલાયુધ મિશ્ર જો ઉષાને આજે પોતાને ત્યાંથી કાઢી મૂકે, તો તે બાળાને ઊભાં રહેવાનું પણ ક્યાય સ્થાન હતુ નહિ. શું પ્રભાત ઉષા સંગે વિવાહસંબધ કરી શકે ખરો કે ? પરમાત્મા જાણે. હાલ તો ઉષાને એકાન્તમાં બેસીને રોવા દ્યો. નહિ તો તે વિષપાન કરીને મરી જશે અથવા તો સમુદ્રમાં ડૂબીને આત્મહત્યા કરવાને તત્પર થશે.

પ્રભાવતી ઉષાને ઘણી જ ચહાતી હતી અને તેથી ઉષાની આવી અવસ્થા જોઇને તે પોતાના પિતાને પ્રતિદિન કહેતી હતી કે, "પિતાજી ! ઉષાની પ્રકૃતિ બહુ જ બગડી ગએલી છે, માટે કોઈ વૈદ્યને બોલાવી લાવો." પરંતુ તે આજકાલ આજકાલ કરીને તેની વાતોને ટાળી દેતો હતો. એથી પ્રભાવતીના મનમા ઘણું જ ઓછુ આવતું હતું. પિતા પાસેથી નિરાશ થઈ તે ઉષા પાસે આવતી હતી અને પૂછતી હતી કે, "ઉષે ! હું તારા પગે પડી પૂછું છુ કે, તારા હૃદયમાં કે શરીરમાં શું દુ:ખ છે, તે મને કહે !" ઉષા એના ઊત્તરમાં કહેતી હતી કે, "કાંઈ પણ દુ ખ નથી. તુ તો સશયમાં જ મરી ગઈ છું !" એ ઉત્તરથી પ્રભાવતી ઘણી જ કોપાઈ જતી હતી, તો પણ ઉષાને છોડીને જરા વાર પણ તે દૂર થતી નહોતી—છાયા પ્રમાણે સર્વદા સાથે જ રહેતી હતી.

જ્યેષ્ઠ માસના અંતમાં પ્રભાવતી પોતાના શ્વસુરગૃહે ગઈ. એથી ઉષાને એકાન્તમા રોવાનો વળી વધારે સારો પ્રસંગ મળ્યો. ઉષાના શરીરની સેવા પણ હવે એટલી બધી થતી નહોતી, કારણ કે, પ્રભા, એ વાતોમાં વધારે ધ્યાન આપતી હતી. હવે તો ઉષા સ્નાન કરીને લીલા વાળોનો જ અંબોડો બાંધી દેતી હતી. કોઈ દિવસ પણ તે પોતાના વાળોને સૂકવતી નહોતી, અને વાળોમાં તેલ નાખીને ઓળતી પણ નહોતી. તે આખો દિવસ ભીની સાડી જ પહેરી રાખતી હતી અને રાત્રે તે જ ભીની સાડીનો અર્ધ ભાગ જમીનપર પાથરીને તેનાપર સૂઈ રહેતી હતી. પ્રભાની માતા તેને ઘણીવાર એમ કરવાની ના પાડતી હતી, પણ ઉષા બહુધા તેના ઉપદેશને માન આપતી નહોતી. આષાઢ માસથી પ્રથમ જ તેને પ્રતિદિન સાયંકાળના સમયે મંદ મંદ જ્વર પણ આવવા માંડ્યો હતો.

જ્વરની પીડાથી ઉષાનું શરીર વધારે દુર્બળ થતું ગયું. તેની પ્રકૃતિને વિશેષ બગડતી જોઇને હુલાયુધ મિશ્રે વૈદ્યને બોલાવ્યો, પરંતુ ઉષાએ ઔષધ ખાધું નહિ. તેની આવી દશા દેખીને લોકોએ ઉષાના જીવનની આશા છોડી દીધી. આષાઢ માસના કેટલાક દિવસો વીત્યા પછી તો ઉષા શય્યાપરથી પણ ઉઠી ન શકી—શય્યામાં પડીને દિનરાત તે રોયા જ કરતી હતી. હુલાયુધની સ્ત્રી લઢી વઢીને તેને પરાણે થોડું ઘણું ખવરાવતી હતી, ઔષધિ ખવડાવવામાટે પણ બળ કરતી હતી અને તેને શી પીડા છે, એ સર્વ પૂછવાનો ઘણોય પ્રયત્ન કરતી હતી, પરંતુ ઉષા એ સર્વ વાતોનું કાંઈ પણ ઉત્તર આપતી નહોતી, માત્ર એટલું જ કહેતી હતી કે, "માતા! હવે મારી પ્રકૃતિ સુધરશે એવી આશા રાખશો નહિ. મારું મરણ નિશ્ચિત થઈ ચૂક્યું છે—હું મરીશ!"

રથયાત્રાનો દિવસ પણ આવી પહોંચ્યો. જગન્નાથપુરીમાં યાત્રાળુઓના સમૂહોના સમૂહો આવવા માંડ્યા. પડ્યાઓનાં ઘરો યાત્રાળુઓથી ભરાઈ ગયાં. પુરીના નિવાસીઓનાં સગાં સંબંધીઓ પણ નાના દેશોમાંથી રથયાત્રાનો મહોત્સવ જોવા માટે આવીને એકત્ર થવા લાગ્યાં. પ્રભા પણ એ મહોત્સવ પ્રસંગે પિતાને ત્યાં આવી લાગી. આવતાં જ તે ઉષાને મળવા આવી. ઉષાને મરણશય્યામાં પડેલી જોઇને થોડીવાર સૂધી તેને ગળે વળગીને તે ખૂબ રોઈ અને પછી કહેવા લાગી કે, "બહેન ઉષે! આ તને શું થઈ ગયું? હુ તને વિનતિ કરું છું કે, મને તારા મનની વાત કહી દે"

ઉષાએ કાતરભાવથી પ્રભાના મુખનુ અવલોકન કર્યું—તેનાં ઉભય નેત્રોમાથી અશ્રુની ધારા વહેવા લાગી. થોડીવાર પછી તે બોલી, "મારા શરીરમાં કોઇ પણ પ્રકારનો રોગ નથી. તું આવી, એટલે મારા બધા રોગોનો નાશ થઈ જશે. હું એ જ વિચારમાં હતી કે, કાલે રથયાત્રા છે, માટે દર્શન કરવા કોની સાથે જઇશ? એટલામાં સારું થયું કે, તું આવી."

"તારા શરીરમાં શક્તિ તો જરાય નથી. એટલે તારાથી દર્શન કરવા કેમ અવાશે વારુ? એટલી બધી ભીડ થશે કે, અમારાથી પણ ભાગ્યે દેવભવન સૂધી પહોંચી શકાશે. એક તો તું દુર્બળ છે અને બીજું..."

"નહિ, પ્રભે! હું પહેલાં કરતાં ઘણી જ સારી છું. હું દર્શન કરવા આવી શકીશ. જો કાલે નહિ આવું, તો પછી દર્શન થશે જ નહિ." ઉષાએ પ્રભાવતીની વાતને વચમાં જ કાપી નાખીને કહ્યું.

"તારી પ્રકૃતિ સુધરે, તો રથ પાછો વળે ત્યારે જોજે." પ્રભાએ કહ્યું.

"એટલા દિવસ હું જીવીશ કે નહિ, એનો નિશ્ચય નથી. અત્યારે અનેક દેશના અનેક મનુષ્યો આવ્યા હશે, તેમને જોવાનો પ્રસંગ પણ

મળશે. પણ પ્રભે! હું તને એક બીજી વાત પૂછું છું. પ્રતિવર્ષે રાજા પણ રથયાત્રા જોવાને પધારે છે કે નહિ?" ઉષાએ કોઈ ગૂઢ હેતુથી એ પ્રશ્ન કર્યો.

"હા; પ્રતિ વર્ષ તેમનો અહી આવવાનો નિયમ છે. ગયે વર્ષે તેં પણ તેમને જોયા હતા કે નહિ? ભૂલી કેમ ગઈ?" પ્રભાએ નિર્દોષ ઉત્તર આપ્યું.

"ભૂલી નથી ગઈ, એટલામાટે જ પૂછું છું કે, રાજા આવતા હશે, તે વેળાએ તેમની સાથે મનુષ્યો પણ ઘણા જ આવતા હશે. પણ તેઓ ઉતરે છે કયાં?" ઉષાએ પુનઃ રહસ્યમય ભાવથી પૂછ્યું.

"તેઓ કયાં ઉતરે છે, એની તો મને ખબર નથી, પણ એટલું જાણું છું કે, જ્યારે સવારી નીકળે છે, ત્યારે રાજા અને તેના અનુચરો સર્વ માર્ગમાં જોવામાં આવે છે." પ્રભાવતીએ કહ્યું.

"બહુ સારું. પણ જો કાલે સંધ્યાકાળે તું એકલી ગઈ, તો તને મારા ગળાના સમ છે. હું તારા હાથનો આધાર લઇને ધીમે ધીમે ચાલી આવીશ. ત્યાં જઇને પેલા વટવૃક્ષ તળે જ આપણે ઊભાં રહીશું. એ બહુ જ શીતલ અને સુખદાયક સ્થાન છે. કેમ નહિ પ્રભે?" ઉષાએ કિંચિત્ હર્ષપૂર્વક ભાવથી એ વાકયો ઉચ્ચાર્યાં અને ઉષાની ઇચ્છાનો સ્વીકાર કરીને પ્રભાવતી પોતાની માતા પાસે ચાલી ગઈ.

માતા પાસે આવીને પ્રભાવતીએ કહ્યું કે, "મા! ઉષાની રથ જોવાની ઇચ્છા છે. તું રજા આપીશ કે નહિ?" માતાએ તેમ કરવાની ના પાડી અને તેથી પ્રભાવતી વળી એક નવીન ચિન્તામાં આવી પડી.

બીજે દિવસે જગન્નાથની રથયાત્રાનો સમય આવી પહોંચ્યો. નાના પ્રકારના વાદ્યયંત્રોના ગનનભેદક ધ્વનિ થવા લાગ્યા અને સહસ્રાવધિ મનુષ્યોના "જય જગન્નાથ"ના ધ્વનિથી ચતુર્દિશાઓ કંપવા લાગી. ઉષા પોતાની શય્યામાં ઊઠીને બેઠી થઈ, અને પ્રભાવતીને બોલાવતાં સાદ દીધો કે, "પ્રભે!"

પ્રભાવતી બીજા ઓરડામાં બેઠેલી હતી, તે ઉષાનો સાદ સાંભળતાં જ તેની પાસે આવી પહોંચી અને ધીમા સ્વરથી કહેવા લાગી કે, "શું કહે છે?"

"એ જ કે દર્શને નીકળવાનો સમય થઈ ચૂકયો છે, માટે ચાલ ઊતાવળ કર." ઉષાએ પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી.

"હું તો તને લઈ જવાને તૈયાર છું, પણ મા ના પાડે છે." પ્રભાએ કહ્યું.

"મા ના નહિ પાડે. માને અહીં બોલાવ, હુ પોતે રજા લઇશ." ઉષાએ પોતાના હઠનો ત્યાગ કર્યો નહિ અને કહ્યું.

"મા ઘરમાં નથી. ઘરમાંથી બધાં દર્શન કરવાને ચાલ્યાં ગયાં છે"

પ્રભાનું એ ઉત્તર સાંભળીને ઉષાએ કહ્યું કે, "ત્યારે તારે ચિન્તા શાને કરવી જોઇએ છે? ચાલ ત્યારે આપણે પણ દર્શન કરવાને ચાલ્યાં જઇએ. મા જો કોપ કરશે, તો હાથે પગે પડીને હું તેને સમજાવી લઇશ."

"ના; બાઈ! મા મને મારી નાખે. જો ચાલવું જ હોય, તો થોડીવાર થોભી જા. માને આવવા દે, એટલે તેને કહીને આપણે ચાલીશું." પ્રભાએ બ્હીને કહ્યું.

"પણ જો મા જવા નહિ જ આપે, તો મારા મનની વાત મનમાં જ રહી જશે. હું તારાથી કાંઈ પણ છૂપાવતી નથી. બ્હેન! મારે માત્ર રથ જ નથી જોવો, પણ બીજુ પણ બહુ જ અગત્યનું કાર્ય છે." ઉષાએ મનોભાવ જણાવી દીધો.

"બીજુ શું કાર્ય છે?" પ્રભાએ અજ્ઞાત થઇને પૂછ્યું.

"જ્યારે તું સાસરે હતી, ત્યારે મેં એક વ્રત લીધુ હતું. આજે તે વ્રતની સમાપ્તિ થએલી છે, પણ તેની અંતિમ એક ક્રિયા અદ્યાપિ બાકી રહેલી છે. એ ક્રિયા જો હું આજે કરીશ નહિ, તો મારો સર્વ પરિશ્રમ નિષ્ફળ થઈ જશે." ઉષાએ પાછી વાતને ફેરવી નાખીને નવું નિમિત્ત બતાવ્યું.

"એ ક્રિયા ઘરમા થઈ શકે તેમ નથી કે શું? તને જે જે વસ્તુઓ જોઇએ તે હું લાવી આપું અથવા તો માને કહીને મંગાવી આપુ." પ્રભાવતીએ કોઈ પણ રીતે તેનો નિશ્ચય ફેરવવા માટે એ ઉપાય બતાવ્યો.

"ના—એમ થઈ શકે તેમ નથી. એ વ્રતમાં એક માળા પહેરવી પડે છે, અને જ્યારે તે માળા સૂકાઈ જાય છે, ત્યારે જે દેવના નામે વ્રત કરેલુ હોય, તે દેવને જ તે માળા સમર્પણ કરવામાં આવે છે. હું સત્ય કહું છું કે, હું હવે બહુ દિવસ જીવવાની નથી; માટે મને તારી સાથે મંદિરમા લઈ ચાલ, એટલે હું માળા દેવને સમર્પી દઉ." ઉષાએ ઘણા જ વિનીત અને નમ્ર ભાવથી એ પ્રાર્થના કરી.

એટલુ બોલીને ઉષાએ સાડીથી પોતાનું મુખ ઢાંકી દીધુ. વાત કરતાં કરતા ઉષાનાં નેત્રોમાં અશ્રુનો આવિર્ભાવ થયો હતો, તે પ્રભાવતીએ જોઈ લીધો હતો. એટલે તત્કાળ પોતાના પલ્લવથી તેનાં અશ્રુઓને લૂછીને તે સ્નેહપૂર્વક કહેવા લાગી કે, "ઉષે! હું તારે પગે પડું છું—તું આમ રોઈ રોઇને આંખો રાતી ન કર. ચિન્તા કરવાનું કશું પણ કારણ નથી. બીએ છે શા માટે? તારો આ રોગ થોડા વખતમાં જ નષ્ટ થઈ જશે. મારા સમ જો હવે રડે તો."

"ના—બ્હેન! હું રોતી નથી, પણ તારા કહેવા પ્રમાણે આ મારો

રોગ મટવાનો નથી. મારા ચિત્તમાં મરણુનો શોક નથી. પણુ જો આ માળા દેવને અર્પણુ કરવામાં નહિ આવે, તો મારો સઘળો શ્રમ વ્યર્થ જશે, એટલામાટે જ મારા મનમાં અસહ્ય શોક થયા કરે છે.” ઉષાએ ચિત્તને દઢાવીને પૂર્વવત્ ઉત્તર આપ્યું.

“એ વ્રત કરવાથી શું ફળ મળે છે ?” પ્રભાએ આતુરતાથી પૂછ્યું.

“મનુષ્ય મરી જાય છે અને મરીને પુનર્જન્મ ધારણુ નથી કરતું અને વ્રત કરનાર જે વસ્તુની ઇચ્છા રાખે છે, તે તેને તત્કાળ પ્રાપ્ત થઈ શકે છે. એટલુ જ એ વ્રતનુ ફળ છે.” ઉષાએ રહસ્યમય ઉત્તર આપ્યું.

“વારુ તે માળા કયાં છે ?” પ્રભાએ તે માળા જોવાની ઇચ્છા દર્શાવી.

“ખોવાઈ ન જાય, એટલા માટે સાડીને છેડે બાંધી મૂકી છે.” ઉષાએ સાડીનો છેડો બતાવીને કહ્યુ. પ્રભાએ ગાઠ છોડીને જોયુ, તો માળામાનાં બધાં પુષ્પો સૂકાઇને કળીઓ જૂદી પડી ગએલી તેના જોવામાં આવી. માત્ર બે ચાર પુષ્પો જ દોરી સાથે બધાયલાં રહ્યાં હતાં. તેના હૃદયમાં હવે વિશ્વાસ આવ્યો કે, ઉષાએ ખરેખર વ્રત રાખ્યુ હશે. એ વિશ્વાસથી તેણે પૂછ્યુ કે, “માળા દેવને ક્યારે અર્પવાની છે ?”

“આજે જ. કારણુકે, આજે રથયાત્રાનો મહોત્સવ છે, એટલે ઘણો જ શુભ દિવસ છે.” ઉષાએ કહ્યુ.

“બહુ સારું—ત્યારે ચાલ—હું તને મારા હાથનો આધાર આપીને ધીમે ધીમે ત્યાં લઈ જઇશ અને માના આવવા પહેલાં જ આપણુ બન્ને અહીં પાછાં આવી પહોંચીશુ.” અતે દયા આવવાથી માતાની આજ્ઞા ન છતાં પણુ ઉષાને મંદિરમાં લઈ જવાનું સાહસ કરીને પ્રભાવતીએ એ શબ્દોનો ઉચ્ચાર કર્યો.

ઉષાના શરીરમાં દુર્બલતાની એટલી બધી અતિશયતા થઈ ગઈ હતી કે, જો તેના મનના પ્રબળ આવેગનું તેને ઉત્તેજન મળ્યુ ન હોત, તો તેનાથી એક ડગલુ પણુ ચાલી શકાત નહિ. કોઈ પણુ પ્રકારના કષ્ટ વિના તે શય્યાપરથી ઊઠીને ઉભી થઈ અને પ્રભાવતીના સ્કધભાગે હસ્ત રાખીને ચાલવા લાગી. એ વેળાએ જાણે તેના શરીરમાં રોગનું નામ પણુ ન હોય, એવો જ સર્વથા ભાસ થતો હતો.

જગન્નાથપુરીના પ્રત્યેક માર્ગમાં લોકોની ઘણી જ ભીડ થએલી હતી. ભીડમાંથી મહાપરિશ્રમે માર્ગ કરતી ઉષાને સહીસલામત લાવીને પ્રભાવતી વટવૃક્ષ તળે આવી પહોંચી. મંદિરના સમીપ ભાગમાં શોભતા એ વિશાળ વૃક્ષરાજનાં પર્ણો અને શાખા તે દિવસે એટલાં બધાં સુશોભિત અને મનોહર દેખાતાં હતાં કે, ખરેખર જોનારને તેમાં કોઈ દૈવી અંશનું જ દર્શન થતું હતું. પૂર્વે એ વૃક્ષે આવી શોભા કદાપિ ધારણુ

કરેલી નહોતી. જે દિવસે પ્રભાતકુમારસાથે સંભાષણુ થયું હતું, તે દિવસની સર્વ ઘટનાઓ ઉષાને વૃક્ષના પ્રત્યેક પર્ણુમાં આલેખેલી દેખાવા લાગી. એ વૃક્ષની શીતલ છાયામાં ઉભી રહીને ઉષા કહેવા લાગી કે, “પ્રભે! આ સ્થાન બીજાં સર્વ સ્થાનો કરતાં વધારે રમણીય હોય, એમ દેખાય છે. વૈશાખની પૂર્ણિમાને દિવસે માતા સાથે હું આ વૃક્ષતળે જ આવીને ઊભી રહી હતી.”

પ્રભાવતીનું ધ્યાન બીજી દિશામાં હતું, એટલે ઉષાના એ ઉદ્‌ગારનું તેણે કાંઈ પણ ઉત્તર આપ્યું નહિ. ઉષા પાછી બોલવા લાગી કે, “તે દિવસે તો અહીં ઘણાં માણસો જોવામાં આવતાં હતાં અને આજ તો કોઇએ નજરે પડતુ નથી, એનું કારણ શું હશે, હેં બહેન?”

એકાએક માર્ગમાં વિચરતા યાત્રાળુઓમાં ધક્કાધક્કી થવા લાગી, અને સર્વ જનો માર્ગને મૂકીને બીજા મનુષ્યોને પાછળ ધકેલતા માર્ગમાંથી નીકળી એક બાજૂએ ઊભા રહી ગયા. ઉષા અને પ્રભાવતીએ જોયુ કે, સામેથી બાર અશ્વારોહી સૈનિકો તેમની તરફ ચાલ્યા આવતા હતા. તે સર્વના અગ્રભાગે એક તરુણ વીર પોતાના અશ્વને નૃત્ય કરાવતો સુંદરતાથી ચાલ્યો આવતો હતો.

પ્રભાવતી ઉષાને ધીમેથી કહેવા લાગી, “ઉષે! જો તો ખરી—કેટલા બધા ઘોડેસ્વાર સિપાહીઓ ચાલ્યા આવે છે તે! એ બધા આપણા રાજાના સિપાહીઓ છે હો!” પ્રભાનાં એ વચનો સાંભળતાં જ ઉષાની દૃષ્ટિ તે સૈનિકોમાં લાગી ગઈ. તેનું મન ઉદ્વેગપૂર્ણ થઈ ગયું હતું અને શરીરમાં કંપનો આવિર્ભાવ થવા લાગ્યો. કદાચિત્ પૂર્વે કોઈ સમયે ઉષાએ રાજસૈનિકોને જોયા નહિ હોય, તેથી જ આ વેળાએ આટલી બધી વ્યાકુલતાથી તે અહીં તહીં જોવા લાગી હશે. અશ્વારોહી સેનાનીઓ અશ્વોને ધીમેધીમે મંદગતિથી ચલાવતા—નચાવતા વાતો કરતા ચાલ્યા આવતા હતા. જે તરુણ વીર અગ્રભાગે હતો, તેણે વટવૃક્ષ પાસે આવીને પોતાના અશ્વને થોભાવ્યો અને અસંખ્ય મનુષ્યોની ભીડમાં કોઇને શોધવા લાગ્યો. એકાએક જ્યાં ઉષા અને પ્રભા ઉભી હતી, ત્યાં તેની દૃષ્ટિ પડતાં જ કોણ જાણે ચિન્તાથી કે પછી સન્દેહથી તેનો લલાટપ્રદેશ સંકુચિત થઈ ગયો. પરંતુ જ્યારે એક અત્યન્ત કાતરદૃષ્ટિ સાથે તેની દૃષ્ટિનું સંમેલન થઈ ગયું, ત્યારે તે તરુણ વીર અશ્વારોહી અર્થાત્ આપણી નવલકથાના ઉપનાયક પ્રભાતકુમારે જાણી લીધુ કે, વટવૃક્ષ તળે તેના હૃદયરાજ્યની રાજ્ઞી ક્ષીણાંગી મલિનવસના ઉષા ઊભેલી છે. ઉષા જે પદાર્થના શોધમાં હતી, તે પદાર્થ તેને પ્રાપ્ત થયો કે નહિ, એ અમે કહી નથી શકતા, તેમ જ અમે એ પણ જણાવી નથી શકતા કે, અશ્વારોહી વીર

પ્રભાતકુમારને તે ઓળખી શકી કે નહિ? પરંતુ તેના શરીરમાં સ્વેદનો ઉદ્‌ભવ થયો અને મનમાં જે યાતના થયા કરતી હતી, તેમાં ઘણો જ વધારો થઈ ગયો. ઉષા, અસ્પષ્ટ સ્વરથી પ્રભાવતીને કાંઈક કહેતી એકાએક મૂર્ચ્છિત થઇને ધરણીપર ઢળી પડી.

ભોળી બાળા પ્રભાવતી પોતાની પ્રાણપ્રિય સખી ઉષાની આવી દુર્દશા દેખીને હાહાકાર કરતી રોવા લાગી. એથી પાસે ઊભા રહેલા અને આવતા જતા યાત્રાળુઓમાં પણ કોલાહલ મચી ગયો. પ્રભાતકુમાર અશ્વપરથી ઉતરી મનુષ્યોને દૂર કરીને ઉષા પાસે આવીને ઉભો રહ્યો. એકાએક એક વીર રાજપુરુષને પોતાસમક્ષ આવીને ઊભેલો જોઇને પ્રભાવતી પોકાર કરીને કહેવા લાગી કે, "હું તમને હાથ જોડીને અને પગે પડીને કહુ છું કે, કોઈ પણ એના શરીરને સ્પર્શ કરશો નહિ." યાત્રાળુઓના "જય જગન્નાથનો જય" એ જયદર્શક ગગનભેદક ધ્વનિએ પ્રભાવતીના રોદનધ્વનિને ઢાંકી નાખ્યો. પ્રભાત પ્રભાવતીને ઓળખી ચૂકયો હતો, તેથી તેને આશ્વાસન આપતો કહેવા લાગ્યો કે, "પ્રભાવતિ! રો નહિ. બીવાનું કાંઈ પણ કારણ નથી. હું પ્રભાત છુ." પ્રભાવતીએ આશ્ચર્યપૂર્ણ દૃષ્ટિથી પ્રભાતને જોયો અને જ્યારે તેને બરાબર ઓળખ્યો, ત્યારે તેના હૃદયમાં આનન્દ અને હર્ષનો એટલો બધો ભાવ ઉદિત થયો કે, તેનુ વર્ણન કરવાને અમે સમર્થ નથી.

પ્રભાત પણ ઉદ્વિગ્ન ચિત્તે ત્યાં પૃથ્વીપર જ બેસી ગયો અને ધીમે ધીમે ઉષાનું મસ્તક ઉઠાવીને પોતાના ખોળામા રાખ્યું અને ત્યાર પછી ઘણી જ સાવધાનતાથી તે તેના મુખમાં વ્યાપેલા પ્રસ્વેદના બિંદુઓને લૂછવા લાગ્યો. ત્યાં જે બીજા મનુષ્યો અમથા આવીને ઊભા રહ્યા હતા, તેઓ સ્પષ્ટતાથી જોઈ શકયા કે, વીર પ્રભાતકુમારના નેત્રોમાંથી પ્રબળ અશ્રુની ધારા વહી નીકળી હતી. ઉષાના મુખને જોતો તે રોદનમાં પ્રવૃત્ત રહ્યો. તેના મુખમાંથી એક પણ શબ્દ બહાર નીકળી શકયો નહિ—તે દિગ્મૂઢ બની ગયો.

પ્રભાવતી રોતી રોતી પ્રભાતને ઉદ્દેશીને કહેવા લાગી કે, "પ્રભાત! બહુ જ સંકટનો સમય છે. ઉષા અતિશય દુર્બળ થઈ ગઈ છે. આટલું ચાલી આવી, તેથી એનુ મસ્તક થાકથી તપી ગયું અને મૂર્ચ્છિત થઇને પડી ગઈ. જરા એની નાસિકાને હસ્તસ્પર્શ કરીને જુઓ તો ખરા કે, શ્વાસ ચાલે છે કે નહિ?"

પ્રભાતે ઉષાની નાસિકાને હસ્તસ્પર્શ કર્યો. શ્વાસ ચાલતો હતો. પ્રભાત પ્રભાવતીને સંબોધીને બોલ્યો કે, "ભય જેવું કશું પણ નથી. પવન નાખવાથી એ હમણાં જ સચેત થઈ જશે, જરા હવા કર."

પ્રભાવતી પોતાની સાડીના પલ્લવથી ઉષાના મુખપર વાયુ ઢોળવા લાગી. અમે કહી નથી શકતા કે, પ્રણયીના સ્પર્શમાં કેવા પ્રકારનું અમૃત વસેલું છે! પ્રભાતના સ્નેહમય સ્પર્શથી ઉષાનું નિર્જીવ શરીર સજીવ થવા લાગ્યું. મંદાકિનીના અમૃતમય પ્રવાહે તેના જીવનના સમસ્ત સંતાપોનો નાશ કરી નાખ્યો—કોઈ દેવે દૂતના અલક્ષિત ભાવથી આવીને તેનાં ઉભય નેત્રોને ખોલી નાખ્યાં. મૂર્ચ્છિત ઉષાએ નેત્રો ઉઘાડીને જોયું, તો સમીપમાં પ્રભાત બેઠેલો દેખાયો. પ્રભાતની દૃષ્ટિ સ્થિર, ઉજ્જ્વલ અને પ્રેમની આકર્ષક શક્તિથી પરિપૂર્ણ હતી. એક બીજાને પ્રેમપૂર્ણ દૃષ્ટિથી નિહાળતાં ઉભય પ્રણયીજનો નીરવતાથી અશ્રુની મૂષળધાર વૃષ્ટિ વર્ષાવવા લાગ્યાં—પૃથ્વી પણ તેથી ભીંજાઈ ગઈ.

ઉષાના વ્રતની સફળતા થઈ ચૂકી—તેનો જન્મ સફળ થયો. પ્રભાતના ખોળામાં મસ્તક હતું, તે વેળાએ જ ઉષાનું મરણ કેમ ન થયું? ઈશ્વરની તેવી ઇચ્છા હતી નહિ. કદાચિત્ તેના ભાગ્યમાં સુખ કે દુ:ખ ભોગવવાનું કાંઇક અવશિષ્ટ રહેલું હશે, એવી જ કલ્પના કરી શકાય છે. ઉષાના જીવવાથી પ્રભાતના આનંદની પરિસીમા રહી નહિ—હર્ષાતિશયથી તે ઉન્મત્ત જેવો બની ગયો.

પ્રેમ અંધ છે અને તેથી જેના હૃદયમાં એનો નિવાસ થાય છે, તે પોતાના પ્રેમીવિના બીજા કોઇને પણ જોઈ શકતો નથી. સ્નેહનું સ્વપ્ન પણ જેટલું સુખદાયક અને મધુર હોય છે, તેટલી સુખદાયક આ સંસારમાં અન્ય એક પણ વસ્તુ હોય, એમ જાણવામાં આવ્યું નથી. સૂર્ય અને ચંદ્રના પ્રકાશનો કદાચિત્ સદાનેમાટે લોપ થવો સંભવિત છે; તારકો અગ્નિનું સ્વરૂપ ધારે, તો તે સંભવનીય છે અને સત્ય તે અસત્ય થઈ જવાનો સંભવ પણ છે, પરંતુ જે વસ્તુ નિર્દોષ અને પવિત્ર પ્રણય અથવા સ્નેહના નામથી ઓળખાય છે, તેનો કોઈ કાળે પણ—ગમે તેવા આઘાતો પડવા છતાં પણ લોપ થતો નથી; અને થાય પણ કેમ? કારણ કે, પ્રણયનો લોપ અસંભવિત—સર્વથા અસંભવનીય છે. એનું કારણ એ છે કે, પરમેશ્વરનું પવિત્રમાં પવિત્ર સ્વરૂપ તે અખંડ પ્રણય છે—શુદ્ધ સ્નેહ છે.

લગભગ એક પખવાડીયું વીત્યા પછી પ્રભાત અને ઉષાએ એ જ સરોવરતીરે એ અદ્ભુત સંમિલનની અદ્ભુત વાર્ત્તાથી પરસ્પર આનંદ મેળવ્યો હતો, પરંતુ તે પ્રેમસંભાષણ જલચર મત્સ્ય, સ્થલચર પશુ અને ગગનચર પક્ષીઓ વિના બીજા કોઇના પણ સાંભળવામાં આવ્યું નહોતું. આનંદમાં દિવસો વ્યતીત થવા લાગ્યા અને શોક ચાલ્યો ગયો.

પરંતુ એ આનંદ સદાને માટે અચલ રહી શકશે કે? ના—અનુભવ આપણને એવો નિશ્ચય કરાવી શકતો નથી. ચક્ર પ્રમાણે સુખો અને

દુઃખોનુ પરિવર્ત્તન થયાં જ કરે છે. જે વિશ્વ ક્ષણમાં સુખદાતા થાય છે અને ક્ષણમાં દુ.ખદાયક બની જાય છે તેમ જ ક્ષણમાં કૃષ્ણરૂપ ધારણ કરે છે અને ક્ષણમાં શુભ્રવર્ણ દેખાય છે, અર્થાત્ જે વિશ્વનું ક્ષણે ક્ષણે નવીનતાથી પરિવર્ત્તન થયા કરે છે, તે અશાશ્વત વિશ્વના નિયમનો વિશ્વાસ શો? એથી જ આપણને એમ કહેવું પડે છે કે, કદાચિત્ પ્રભાત અને ઉષાનો આનંદ ચિરસ્થાયી ન પણ થાય. એટલા માટે વિશ્વની અશાશ્વતતાનો વિચાર કરીને અનેક વિદ્વાન્ કવિઓ પણ એવા જ ઉદ્ગારો કાઢી ગયા છે કે, મનુષ્યના મનોવિકારમાં સત્યરૂપે રહેલો વિશ્વનો આભાસ અસત્ય છે—આનંદનું સ્મિત અને ભયનાં અશ્રુ તેમ જ ચળકતો પ્રકાશ અને વહેતો પ્રવાહ એ સર્વ અસત્ય, અસત્ય અને અસત્ય છે; જો કોઈ પણ સત્ય વસ્તુ અસ્તિત્વ ધરાવતી હોય, તો તે માત્ર સર્વવ્યાપક બ્રહ્મ જ છે. એ નિયમ અનુસાર પ્રભાત અને ઉષાના આનંદભંગનો અવસર પણ આવી પહોંચ્યો. દુષ્ટ દુર્દૈવથી તેમનુ સુખ જોઈ શકાયું નહિ. ઇ. સ. ૧૫૬૭ ના અંતમાં બંગાળાના સૂબેદારની સેના ઓરીસાપર ચઢાઈ કરવામાટે નીકળી ચૂકવાના ભયકર સમાચાર સર્વત્ર ફેલાઈ ગયા. દુર્બળ અને ભયભીત ઉત્કલવાસી જનો કાળાપહાડની પ્રચંડ તથા તીક્ષ્ણ ધારવાળી તલવારનું વાતાવરણમાં પણ દર્શન કરવા લાગ્યા. પર્વતમાંથી નીકળેલી નદીના પ્રબળ વેગનો અવરોધ કરવો અને કાળાપહાડની સેનાને ઓરીસામાં આવતી અટકાવવી, એ બન્ને કાર્યો એક સમાન હતાં. દૂતોએ આવીને પ્રભાતને એવા સમાચાર આપ્યા કે, “સેનાપતિ કાળાપહાડે પોતાના સૈન્યના બે વિભાગો પાડી નાંખ્યા છે—તેમાંના એક વિભાગને જહાજપુરપર હલ્લો કરવામાટે તે મોકલવાનો છે અને બીજા વિભાગને સાથે લઇને તે પોતે જગન્નાથના મંદિરના વિધ્વંસમાટે પુરીપર ચઢી આવવાનો છે. સેના ત્યાંથી કૂચ કરી ચૂકી છે અને આજકાલમાં કયાંક છાવણી નાખીને પડશે, એવી અફવા સંભળાય છે.” એ સમાચાર સાંભળતાં જ પ્રભાતનો હર્ષ હણાઈ ગયો. યુદ્ધની વ્યવસ્થા કરવાને જહાજપુર જવા વિના તેનો છૂટકો જ નહોતો. જે સ્નેહિનીના સંયોગથી સ્વર્ગીય સુખ થયું હતું, તે સુખનું વિયોગના આઘાતથી દુ ખમાં પરિવર્તન થઈ જવાનો સમય આવી લાગ્યો. પ્રભાતના શોકનો અવધિ ન રહ્યો.

પરંતુ પ્રભાત એક વીર પુરુષ હતો. ગમે તેટલો શોક થાય, તોપણ પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરે, એવો હિચકારો તે નહોતો. પાષણનું હૃદય બનાવીને અંતે એક દિવસે એ જ સરોવરના તીરે પ્રભાતે ઉષાને કહ્યું કે, “જો પરમાત્માની આપણને સુખ દેખાડવાની ઇચ્છા હશે, તો વિજયની પ્રાપ્તિ કરીને હું પાછો આવીશ. હાલ તો મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવામાટે

હું જહાજપુર જાઉં છું. શોક કરવાને બદલે હૃદયમાં ઈશ્વરની આરાધના કરજે અને આર્યોનું હિત ઇચ્છજે."

ઉષા એનું કશું પણ ઉત્તર આપી શકી નહિ. તેના હૃદયમાં શોકનો અગ્નિ એટલી બધી પ્રબળતાથી પ્રજળી ગયો કે, નેત્રમાંના અશ્રુપ્રવાહને પણ તેણે શુષ્ક કરી નાખ્યો. અર્થાત્ શોકથી ઉષાનું વદન સર્વથા તેજોહીન અને શરીર ગતિહીન બની ગયું, તોપણ તેનાં નેત્રોમાંથી નીરના બિન્દુઓનું પતન થવા પામ્યું નહિ. તે એકીટસે પ્રભાતના મુખકમળના અવલોકનમાં લીન થઈ ગઈ. પ્રભાત હવે શોકની છાયામાં વધારેવાર ઊભો રહી ન શકયો—તેણે ચાલવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તેમ પણ કરી શકાયું નહિ. અંતે નેત્રો બંધ કરી ઉષાના જીવનરક્ષણનો ભાર પરમેશ્વરને શિરે નાખીને તે ત્યાંથી ચાલતો થયો. ઉષા મૂર્ચ્છા આવવાથી પૃથ્વીપર પટકાઈ પડી.

* * * * * *

ઉષાનાં નેત્રો ઊઘડ્યાં, તે વેળાએ તે પોતાના ગૃહમાં શય્યામાં પડેલી હતી; ઉષાના મુખને જોતી પ્રભાવતીની માતા ઊભી હતી અને પ્રભા તેને વાયુ ઢોળતી બેઠેલી હતી. ઉષાનું શિર પ્રભાના ખોળામાં પડેલુ હતું. જાગતાં જ તેણે પ્રભાતના નામનો ઉચ્ચાર કર્યો. પ્રભાવતીએ ઉત્તર આપ્યુ કે, "સત્વર આવશે. ચિન્તા ન કર, ધૈર્ય ધર." "ત્યારે શું અંતે ચાલ્યા ગયા." ઉષાએ ઘણા જ નિર્બળ અને ધીમા સ્વરે ઉત્કંઠાથી પ્રશ્ન કર્યો એના પ્રત્યુત્તરમાં પ્રભાવતીએ જણાવ્યું કે, "હા." ઉષા "હાય!" એવો ઉચ્ચાર કરીને પાછી મૂર્ચ્છિત થઈ ગઈ. ગૃહમાં એથી બહુ જ ગભરાટ અને કોલાહલ મચી ગયો. સર્વ તન મન ધનથી સુશીલ સુદરી ઉષાની સેવા શુશ્રુષા કરવા લાગ્યાં. પ્રેમીના વિયોગનો આઘાત કેવો અસહ્ય હોય છે, એનો ઉષાને પ્રત્યક્ષ અનુભવ થયો—તેનો જીવનઆધાર જૂદો થયો, તેથી ઉષાનો અવતાર જ બદલી ગયો—જીવન છતાં પણ તેને મરણનો ભાસ થયો. ખરેખર એક વિદ્વાને સત્ય કહ્યું છે કે, "સંયોગ થવાથી શત્રુ દુઃખદાયક થાય છે, અને વિયોગ કાળમાં મિત્ર પણ તેટલો જ દુઃખદાયક બની જાય છે. અર્થાત્ દુઃખદાયકતાનો ધર્મ તો ઉભયમાં એક સમાન જ રહેલો છે. ત્યારે શત્રુ અને મિત્રમાં ભેદ શો?"

---

# ચતુર્થ ખણ્ડ

## પ્રથમ પરિચ્છેદ

### કાળાપહાડની છાવણી

ઇ. સ. ૧૫૬૭ ના વર્ષનો અંત થવા આવ્યો હતો અને શરદ્ ઋતુનો આરંભ થઈ ચૂકયો હતો. ઓરીસાની રાજધાની જહાજપુરથી ૪૨ માઇલના અંતરે આવેલા ઓરીસાની રાજધાનીના પ્રાચીન નગર કટક પાસેના મહાનદીના તીરપ્રાન્તમાં વિસ્તરેલા એક વિશાળ મેદાનમાં બંગાળાના બાદશાહ સુલયમાનના આલીજાહ સેનાપતિ કાળાપહાડની છાવણી પડેલી હતી. આખું મેદાન તંબૂઓ અને શામીઆનાથી ભરેલુ જોવામા આવતું હતું, તેથી જોનારને જાણે એ કોઈ વસ્ત્રનગરી વસેલી હોયની! એવો ભાસ થતો હતો. સમસ્ત બગાળામાં પોતાનાં ક્રૂર કૃત્યોથી હાહાકાર પ્રવર્ત્તાવનાર સેનાધ્યક્ષ કાળાપહાડની વિશાળ સેના લાંબી કૂચ પછી અહીં આરામ લેવાને રોકાયલી હતી. છાવણી મહાનદીના ઉભય તીરપ્રદેશમાં વિસ્તરેલી હતી અને અસખ્ય અશ્વ આદિ પશુઓ, સિપાહીઓ તેમ જ સૈન્યાધિકારીઓના થાકને ઉતારવામાટે એ નદીનુ પરમપવિત્ર સ્વચ્છ જલ એક બહુ જ ઉત્તમ સાધન થઈ પડતું હતુ. પ્રત્યેક તંબૂના શિખરભાગે અર્ધચંદ્ર આકારનું બનાવેલુ મહમ્મદના મજહબનું સુવર્ણચિહ્ન સૂર્યપ્રકાશના સંમિશ્રણથી ચમકતું જોવામા આવતુ હતુ તથા મુસલ્માની રાજધ્વજા વાતાવરણમા ફરફર કરતી ફરકી રહી હતી. સૈનિક અધિકારીઓના શામીઆનાના નાના પ્રકારના ચિત્રવિચિત્ર રંગોથી ત્યાં એક અત્યંત આશ્ચર્યકારક આદર્શ બની ગયો હતો અને જોનારનાં નેત્રોને તે બહુ જ વિશ્રાંતિ આપતો હતો.

સેનાપતિ કાળાપહાડનો તબૂ છાવણીના મધ્યભાગમાં ઊભો કરવામાં આવ્યો હતો અને આસપાસ અનેક યુદ્ધોમાં ઝૂંઝીને વિજયી થએલી સેનાના શૂરવીર અધિકારીઓના કેટલાક તંબૂઓ ઠોકેલા હતા. કાળાપહાડના તબૂથી થોડેક છેટે ચાર ખૂણે ચાર નાના તંબૂઓ જોવામાં આવતા હતા અને તેમના મધ્યમાં કાળાપહાડનો તબૂ હતો. એ ચાર નાના તંબૂમાંના પહેલામાં કાળાપહાડના જનાનખાનાની બીબીઓને રહેવાની વ્યવસ્થા કરી આપવામા આવી હતી, બીજામાં તેના ખાસ ખાનગી નૌકરોનો મુકામ હતો, ત્રીજામાં રાંધવા સીંધવાની ગોઠવણ કરાયલી હતી અને ચોથામાં ભિક્ષુક બ્રાહ્મણ ન્યાયરત્નજીનો નિવાસ હતો. સાધારણ સિપાહીઓની રાઉટીઓની સંખ્યા અગણિત હોવાથી તેમનું યથાર્થ અને સત્ય પ્રમાણ કાઢી શકાતું નહોતું.

સન્યે રાત્રિનો સમય વિશ્રાંતિમાં વીતાવ્યો અને બીજા દિવસનો પ્રભાતકાલ થયો. શરત્નો પ્રારંભ થઈ ચૂકયો હતો અને સૈન્ય વનવિભાગમાં નદીને તીરે પડેલું હતું, તેથી સ્વાભાવિક રીતે ત્યા શીતલતાનો પ્રભાવ વિશેષ હોય, એ સર્વથા સંભવિત છે. એથી અનેક સૈનિકો ઉષ્ણવસ્ત્રોથી પોતાનાં શરીરોને આચ્છાદિત કરીને જંગલમાંથી વીણી લાવેલાં કાષ્ઠોને સળગાવીને તાપતા બેઠા હતા અને અનેક પ્રકારના ગપાટા હાંકતા જતા હતા. કેટલાકો ખુદાની ઇબાદતમાં મશગૂલ થઈ ગયા હતા અને કેટલાકો સ્વયંપાકની તૈયારી કરવામાં પણ રોકાયલા હતા. કારણકે, કેટલાકોને સવારમાં જ કાંઇક ખાવાની આદત પડી ગએલી હોય છે. લગભગ અર્ધપ્રહર દિવસ ચઢ્યો હશે, તે વેળાએ શત્રુઓનો એક દૂત પોતાના થોડાક મનુષ્યો સહિત ત્યાં આવી પહોંચ્યો અને તેણે પોતાના સ્વામી ઓરીસાના સ્વતંત્ર મહારાજા નંદકુમાર દેવનો સંદેશો આપવામાટે સેનાપતિ કાળાપહાડની મુલાકાત કરવાની ઇચ્છા પ્રદર્શિત કરી. યવન સેનાપતિની આજ્ઞાથી તેને ખાસ તંબૂમાં દાખલ કરવામાં આવ્યો. સેનાપતિ કાળોપહાડ પોતાના તંબૂના મધ્યભાગમાં એક ઉચ્ચ આસને વિરાજેલો હતો અને આસપાસ સેનાના બીજા અધિકારી જનો પણ વાતચિત કરતા બેઠેલા હતા. આર્યદૂત પોતાના સાથીઓને બહાર ઊભા રાખીને પોતે એકલો જ તંબૂમાં દાખલ થયો અને સેનાપતિને માનથી સલામ કરીને દૂર ઉભો રહ્યો.

"તારું નામ શું?" દૂતને પગથી માથા સુધી તપાસીને તેના નવીન યૌવન, સુશોભિત શરીર, ચંદ્રસમાન વદન અને ભાગ્યે જ વીસ બાવીસ વર્ષનું વય છતાં અતુલ શૌર્યની મનમાં જ પ્રશંસા કરતાં નિ સ્તબ્ધતાનો ભગ કરીને યવન સેનાધ્યક્ષ કાળાપહાડે મંગળાચરણમા એ પ્રશ્ન પૂછ્યો.

"રણધીરસિંહ." યુવક દૂતે સંક્ષિપ્ત ઉત્તર આપ્યું.

"અત્યારે અહીં આવવાનું શું કારણ છે?" કાળાપહાડે વધારે આશ્ચર્યચકિત થઇને પુન એ પ્રમાણે પૂછ્યું.

"મહાન્ શક્તિમાન્ ઓરીસાના મહારાજાધિરાજ નંદકુમાર દેવનો હું દૂત છું." રણધીરે તેના પ્રશ્નનું ઉત્તર આપતાં નિર્ભયતા અને શૂરવીરતાથી કહેવા માંડ્યું. "મારા સ્વામીએ મને આ શ્વેત ધ્વજા આપી આપ સાથે શાંતિની વ્યવસ્થા કરવામાટે મોકલેલો છે અને કહેવડાવ્યું છે કે, પ્રબળ આર્યસેના સમક્ષ દુર્બળ યવનસેના યુદ્ધભૂમિમાં દઢતાથી ટકી શકે તેમ નથી જ; તેમ જ ક્ષત્રિયવીરો રણમાં કોઈ કાળે પણ પાછી પાની કરે તેમ નથી. અમારી શાસ્ત્રીય ધર્મયુદ્ધની રીતિ સમીપ તમારા સિપાહીઓની જંગલી લડાયક ચાલ કાંઈ પણ બિસાતમાં નથી; તો

૧૨

પણ એક વિનાકારણ ઉપસ્થિત થએલા યુદ્ધમાં પોતાના અમૂલ્ય યોધા અને પ્રજાજનોની વ્યર્થ પ્રાણહાનિ કરવાનું અને નિર્દોષોના શોણિતથી ભૂમિને રંગવાનું મહારાજાને યોગ્ય લાગતું નથી. એટલામાટે જ આ શ્વેત પતાકાસાથે મને અહીં મોકલીને મહારાજાએ શાંતિની ઇચ્છા રાખી છે અને આશા છે કે, તે શાંતિ પરસ્પર સદાને માટે કાયમ રહેશે."

"નૌજવાન!" કાળાપહાડે ગંભીર અને ભીષણ સ્વરથી કહ્યું, "આ સંદેશો તારા રાજાએ પૂરો વિચાર કરીને મોકલ્યો હોય, એમ દેખાતુ નથી. કાળાપહાડ પાસેથી જે કોઈ પણ તાબેદારી કબૂલ ન કરતાં સુલેહની માગણી કરે છે, તે ગોયા જહાંગીર મુસલ્માની ઝુંડાની ફતેહમંદીને અપમાન જ આપે છે. મારા વિચારો આવા છે. માટે એ માગણીને માંડી વાળ અને ચાલ્યો જા."

"જે સ્વલ્પ કારણથી આપ યુદ્ધ કરવાને અને સહસ્રાવધિ નિર્દોષ મનુષ્યોના જીવની હાનિ કરવાને તત્પર થયા છો, તેના કરતાં દયાવાન્ સેનાધ્યક્ષ! મારા મહારાજાનો સંદેશો વધારે વિચાર વિનાનો તો નથી જ." સાહસિક વીરયુવક રણધીરસિંહે ભયવિના સત્ય અને સરળ ઉત્તર આપ્યું.

"તારી નૌજવાનીના ખીલતા ફૂલે જો મારા મનમાં દયા ન ઉપજાવી હોત, તો એ ગુસ્તાખ઼ કાસિદ!" મગરૂર કાળાપહાડે કોપના આવેશથી કહેવા માંડ્યુ. "તારા મુખમાંથી નીકળેલા આ શબ્દોએ તારા શોણિતના સિંચનથી જ મારા કોપરૂપી અગ્નિને શાંત કર્યો હોત. જા અહીંથી સત્વર ચાલતો થા, તારા સ્વામીની સભામાં પહોંચી જા અને તેને કહે કે, શત્રુઓના પ્રાણની રક્ષાનું અને કાતિલ દુશ્મનોને કાબૂમાં લાવવાનું કામ કાળાપહાડ સારી રીતે જાણે છે. તારા અપરાધની હું જો કે ક્ષમા આપુ છું, પણ તારા મહારાજાને તો થોડા સમયમાં જ લોહની શૃંખલાથી બદ્ધ કરીને બંગાળાની યવનભૂમિનાં દર્શન કરાવીશ." એટલું બોલીને કાળાપહાડ કાંઈક ગંભીર વિચારમાં પડી ગયો અને વિચાર કરીને પાછો બોલ્યો કે, "એ બહાદુર કાસિદ રણધીરસિંહ! મારી છાવણીમાંથી તું બહાર નીકળે કે, તારે આપણી વચ્ચે શત્રુતાનો આરંભ થએલો સમજી લેવો. માર્ગમાં તને મારા સૈન્યના સૈનિકો મળે, તો તત્કાળ તારે તેમનાપર આક્રમણ કરવું અને તેમને ગુપ્ત દૂતો—જાસૂસો જાણવા. આ સઘળા કાર્યભારનો આધાર તારા વિજયપર અવલંબેલો છે. પરંતુ જો તારા દુર્ભાગ્યથી મારા સૈનિકોના હાથમાં તું જ સપડાઈ જઇશ, તો તને ભયંકર શિક્ષા આપવામાં આવશે. બસ હવે ચાલતો થા. મારી એકવાર થએલી આજ્ઞા કોઈ કાળે પણ ફરવાની નથી; માટે કાંઈ પણ બોલવાનો

વ્યર્થ પ્રયત્ન કરીશ નહિ." એમ કહીને કાળોપહાડ ગહન અને ગંભીર વિચારોમાં સર્વથા નિમગ્ન થઈ ગયો.

શૂરવીર રણધીરની છાતી જુસ્સાથી ઉભરાઈ આવી અને જોશમાં ને જોશમાં તેણે કાળાપહાડના એ અહંકારદર્શક વાક્યોનું ઉત્તર પણ આપ્યું હોત, પરંતુ ત્યાં બેઠેલા એક બીજા વૃદ્ધ યવન અધિકારીએ તેને બોલતો અટકાવ્યો. કાળાપહાડના જુલ્મી અને કીનાખોર ખવાસને તે સારી રીતે જાણતો હતો, તેથી આ નિર્દોષ રણધીરપર તેને ઘણી જ દયા આવી. તે રણધીરને તંબૂમાંથી બહાર લઈ ગયો અને ઉપદેશ આપતો હોય, તેવા સ્વરથી કહેવા લાગ્યો કે;–

"ઉન્મત્ત યુવક ! શું તુ શેરને તેની પોતાની ગુફામાં જ જેર કરવાની આશા રાખે છે કે ? વિચાર કર; તારી ભાવના ભૂલ ભરેલી છે."

"મહાપુરુષ ! તમારા અભિમાનમાં ભાન ભૂલેલા સેનાપતિએ ઉચ્ચ ક્ષત્રિયકુલતિલક ભૂપાલ નંદકુમાર દેવને અને મને જે ન આપવા જેવું અપમાન આપ્યું છે, તેને માટે હું ઈશ્વરના શપથ લઈ પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, એનું વૈર હું લઈશ અને કાળાપહાડને તેના ગર્વની શિક્ષા અવશ્ય આપીશ." રણધીરે પોતાની કટિએ લટકતી તીક્ષ્ણ તલવારની મૂઠપર હાથ રાખીને કોપપૂર્વક એ શબ્દો ઉચ્ચાર્યા.

"મોઢેથી બોલવા કરતાં કરી બતાવવાને મુસલ્માનો વધારે પસંદ કરે છે." વૃદ્ધ યવન અધિકારીએ હસતાં હસતાં કહ્યું; અને વધારામાં ઉમેર્યું કે, "હું તને વધારે દુઃખમાં નાખવા નથી ઇચ્છતો. તુ જે કાંઈ બોલ્યો છે, તેને હું મારા મનના મંદિરમાં જ છૂપાવી રાખીશ. હવે ઉતાવળથી ચાલ્યો જા. અહીં તું ભયના સમુદ્રમાં છે, માટે તીરપ્રાન્તનો શોધ કર.

એટલું કહીને વૃદ્ધ યવન અધિકારીએ રણધીર અને તેના સૈનિકોને પોતાના એક ગુલામ સાથે રવાના કરી દીધા. તે ગુલામ તેમને કાળાપહાડની છાવણીની હદથી બહાર પહોંચાડી આવ્યો, અને પોતે છાવણીમાં પાછો વખતસર આવી પહોંચ્યો.

એ વૃદ્ધ યવન અધિકારી તે નિરંજનને કારાગૃહમાં ભોજન આપવાને આવનારો વૃદ્ધ સિપાહી જ હતો. એ બ્રાહ્મણમાંથી ભ્રષ્ટ થઇને યવન થએલો હતો, એ તો વાંચકો જાણે છે જ. કાળોપહાડ જ્યારે ભ્રષ્ટ થયો અને સારી પદવીનો અધિકારી થયો, ત્યારે પોતાના દુઃખના સમયમાં કામ આવેલા એ વૃદ્ધને તે ભૂલી ગયો નહિ. બાદશાહ પાસે શિફારિશ કરીને તેણે તેને સૈન્યમાં અધિકારીની એક સારી પદવી અપાવી અને પોતાથી બનતી તેની બીજી સેવા પણ કરવા લાગ્યો. મૂળ

બ્રાહ્મણ હોવાથી જ તે વૃદ્ધ અધિકારીને રણધીર માટે દયા આવી હતી, એ કહેવાની હવે વધારે આવશ્યકતા નથી.

કાળોપહાડ ગહન વિચારમાં નિમગ્ન થઈ ગયો હતો, તેનું એક પ્રબળ કારણ હતુ. રણધીરને જોતાં તેને પોતાના બંધુ પ્રભાતનું સ્મરણ થઈ આવ્યું હતું. ન્યાયરત્ન પણ એ પ્રાતઃકાલની સભામાં આવીને બેઠા હતા. તેમણે પણ એ આર્ય રાજદૂતને જોયો હતો. ન્યાયરત્ન સાથે ગુપ્ત વાર્તા કરવાના હેતુથી તેણે બીજા અધિકારીઓ અને સિપાહીઓને પોતપોતાના સ્થાને જવાની આજ્ઞા આપી દીધી. તે સર્વ ચાલ્યા ગયા પછી કાળોપહાડ ન્યાયરત્નને ઉદ્દેશી કહેવા લાગ્યો કે,–

"ગુરુરાજ! ઓરીસાના રાજાએ મોકલેલા રાજદૂતને તમે જોયો કે? એને જોતાં જ મારા મનમાં એક પ્રકારનું આકર્ષણ થવા માડ્યું હતુ અને વારંવાર પ્રભાતની સ્મૃતિ થયા કરતી હતી. પરંતુ પ્રસિદ્ધ રીતે એને કાંઈ પણ પૂછવાનું સાહસ હું કરી શક્યો નહિ. તમારા મનમાં એવો કાંઈ પણ ભાવ થયો હતો વારુ?"

"મારા મનમાં તો એને જોતાંની સાથે જ એવી શંકા ઉત્પન્ન થઈ હતી કે, એ પ્રભાન જ હોવો જોઇએ. પરંતુ બીજી જ પળે એનું નામ રણધીર છે, એમ જાણતાં અને એક બ્રાહ્મણપુત્ર ઓરીસાના રાજાનો વિશ્વાસુ દૂત હોય, એ વાર્તા અશક્ય સમાન ભાસતાં પ્રભાત જેવી આકૃતિનો એ કોઈ બીજો યુવક હશે, એવો નિશ્ચય મે કરી લીધો." ન્યાયરત્ને પોતાની આંતરિક ભાવના યથાસ્થિત કહી સંભળાવી.

"એ રાજદૂત તે પ્રભાત જ હતો, એમાં સશય જેવું કાંઈ પણ નથી. પણ હવે એ હાથમાં ક્યાથી આવી શકે? કદાચિત્ મારા સૈનિકોના હાથમાં ક્યાંક સપડાઈ જશે, તો વ્યર્થ એના પ્રાણની પણ હાનિ થઈ જશે. એને બચાવવાનો કોઈ પણ ઉપાય કરવો જોઇએ." એમ કહીને પાછો તે વિચારમાં પડી ગયો અને થોડીવાર પછી તે વૃદ્ધ સૈન્યાધિકારીને બોલાવીને આજ્ઞા આપી કે, "હિંદુરાજાનો જે દૂત અહીં સંદેશો લઇને આવ્યો હતો, તે ઘણો જ શૂરવીર અને દક્ષ દેખાય છે. માટે જો એ જીવતો આપણા હાથમાં આવે, તો એને આપણા સૈન્યમાં જ રાખી લઇએ, એવો મારો વિચાર છે. અત્યારે ને અત્યારે આખા લશ્કરમાં એવો હુકમ સંભળાવી દ્યો કે, તે આપણા મનુષ્યોની હાનિ કરે, તો પણ તેનાપર કોઇએ શસ્ત્ર કે અસ્ત્ર ચલાવવું નહિ અને યુદ્ધ થયા પછી પણ તેને જીવતો જ પકડીને મારી હુજૂરમાં લાવીને હાજર કરવો. તેને મારનારના પ્રાણ તેના કુટુંબકબીલા સાથે લેવામાં આવશે."

વૃદ્ધ અધિકારીએ આજ્ઞા અનુસાર લશ્કરમાં હુકમ સંભળાવી દીધો. પોતાના બંધુને મળવાની એક નવીન ચિન્તાએ કાળાપહાડના હૃદયમાં આવીને નિવાસ કર્યો. ન્યાયરત્ન પણ પ્રભાતને મળવાને આતુર બની ગયા. સ્વાભાવિક સ્નેહનો પ્રભાવ જ એવો હોય છે, એમાં આશ્ચર્ય જેવું કશું પણ નથી.

---

## દ્વિતીય પરિચ્છેદ

### રણધીરનું સાહસ

રણધીરસિંહ જે વેળાએ કાળાપહાડની છાવણીની સીમાનું ઉલ્લંઘન કરીને યવનોની દબદબા ભરેલી અલ્પકાલીન વસ્ત્ર નગરીને છોડી મહા નદીના તીરપ્રાન્તસ્થ ખુલ્લા મેદાનમાં આવી પહોંચ્યો, તે વેળાએ તે પોતાના મનોવિકારોને દબાવી શક્યો નહિ. ન છાજતુ અપમાન આપનાર મગરૂર કાળાપહાડને હૃદયમાં તેણે ઘણો જ ધિક્કાર્યો—તેના શિરે તિરસ્કારની વૃષ્ટિ વર્ષાવી.

"ત્યારે હવે યુદ્ધનો આરંભ થઈ ચૂક્યો છે." રણધીરે પોતાના સૈનિકોને સંબોધીને કહ્યું, "હું જે જે પદાર્થોને પવિત્ર માનું છું, તે સર્વના એકત્ર શપથ લઇને કહું છું કે, જો આપણને માર્ગમાં શત્રુ પક્ષના સૈનિકો કે બીજા કર્મચારીઓ મળશે, તો તેમની સંખ્યા આપણા કરતાં બમણી કે ચોગણી હશે, તોપણ આપણે તેમનાપર આક્રમણ તો કરીશુ જ અને યવન સેનાપતિની ઇચ્છા અનુસાર તેમને યમપુરીમાં પહોંચાડી દઇશું અથવા તો બંધીવાન્ કરીને આપણા નગરમાં લઈ ચાલીશું કે પછી આપણે પોતે જ રણસંગ્રામમાં તેમની તલવારોનાં બળિદાનો થઇને સ્વર્ગમાં સિધાવીશું. બોલો—શૂરવીરો! તમારી બધાની શી ભાવના છે?"

રણધીરના રણશૂર સૈનિકોએ પોતાના અધિકારીના એ વિચારને હર્ષની ગર્જનાથી વધાવી લીધો અને શૌર્યથી ભરપૂર થઈ તેઓ ઓરીસાના ફળદ્રૂપ ક્ષેત્રો અને તાલુકાપ્રદેશોમાંથી પોતાનો માર્ગ કાપતા આગળ વધ્યા. રાજદૂત રણધીર અને તેના સૈનિકોએ ભાગ્યે જ અર્ધ કોશ જેટલો પંથ કાપ્યો હશે, એટલામાં મહાનદીના સામે તીરે એક ઘોડેસ્વારોની ટુકડી જતી તેમના જોવામાં આવી અને તેમના અગ્રભાગે અર્ધચંદ્રના ચિહ્નવાળો સુવર્ણનો ઝુંડો દ્વિપ્રહરના તપ્ત સૂર્યનાં તેજસ્વી કિરણોથી ચમકતો તેની દૃષ્ટિએ પડ્યો.

"જુઓ છો શું? શૂરવીરો! શત્રુઓ." રણધીરે સિંહ સમાન ગર્જના કરી પોતાના યોધાઓને ઉદ્દેશીને પોકાર કર્યો.

એટલું કહીને તેણે પોતાના અશ્વને થોભાવી રાખ્યો અને એક ધ્યાનથી શત્રુઓ પ્રતિ જોઈ રહ્યો. "એક સો કરતાં વધારે શસ્ત્રધારી સૈનિકો સમીપસ્થ તીરપ્રાંતમાં હોય, એવું અનુમાન કરી શકાય છે." રણધીરે એક પળની વિશ્રાંતિ પછી કહ્યું. "આપણી સંખ્યા માત્ર પચાસની જ છે. પરમેશ્વરે પોતે જ શત્રુઓને આપણા હાથમાં સોંપીને આપણને શૌર્ય બતાવવાનો અમૂલ્ય પ્રસંગ આપેલો છે. કેવા આનન્દનો અવસર! આજે ખરેખર મારી પ્રતિજ્ઞા પૂરી થશે."

"ક્ષત્રિયોનો વિજય!" યુવક રાજપૂત વીરના સૈનિકોએ જયનાદ કર્યો.

"ત્યારે શૂરવીરો! વધો આગળ અને તૂટી પડો શત્રુઓપર." રણધીરે તેમનાં વચનને ઉત્તેજન આપીને આજ્ઞા કરી.

એટલું કહેતાં જ તેણે પોતાના અશ્વને એડી મારી દપટાવી મૂકયો અને આંખના પલકારામાં મેદાનને ઓળંગી નદીના તીરપર આવી પહોંચ્યો. થોડીકવાર વિચાર કરીને તેણે મહાનદીના વેગવાન્ વારિપ્રવાહમાં ઝોકાવ્યું અને નિર્વિઘ્ને સામે તીરે જઈ નીકળ્યો. તેના સૈનિકો પણ તેવી જ રીતે તેની પાછળ ત્યાં આવી પહોંચ્યા. મુસલ્માનોની ટુકડી હવે તેમનાથી થોડી જ દૂર હતી. તેથી રણધીર સ્પષ્ટતાથી જોઈ શકયો કે, તેમાં નવ્વાબના કે કાળાપહાડના જનાનખાનાની ઔરતોની સંખ્યા વધારે હતી, અને થોડાક શસ્ત્રધારી સૈનિકો તેમના સંરક્ષણમાટે તેમની સાથે હોય, એવી તેણે કલ્પના કરી દીધી. તે સઘળી સ્ત્રીઓનાં શરીરે સુંદર વસ્ત્રો અને મુખપ્રદેશમાં આવરણો (બુર્કાઓ) જોવામાં આવતાં હતાં. તે સર્વ સુન્દરીઓ ચંચળ અને ચપળગતિવાળા અરબી અશ્વોપર સ્વાર થએલી હતી.

એ શમશીરવાળા બહાદુર પઠાણો અને અપ્સરા જેવી જણાતી અન્ય અબળાઓના મધ્ય ભાગમાં પોતાના બહુમૂલ્ય અરબી અશ્વને નચાવતી ચાલતી નવયૌવના અને હાવભાવપૂર્ણ યુવતી, તેના દબદબા ભરેલા પોશાકથી કોઈ કુળવાન્ અધિકારીની પુત્રી હોય, એવો ત્વરિત જ જોનારને નિશ્ચય થતો હતો. તે સર્વ આનંદમાં નિમગ્ન થઈ પરસ્પર વાર્ત્તાલાપ કરતાં માર્ગને ક્રમતાં જતાં હતાં. શોકનો તેમનાં હૃદયોમાં સર્વથા અભાવ હતો.

પરંતુ ઈશ્વરની કેવી અદ્ભુત લીલા? એકની હાનિ તે અન્યના લાભનો હેતુ થઈ પડે છે. અર્થાત્ તેમના તે આનંદ અને હર્ષને ક્ષત્રિય વીર રણધીર શોક અને ખેદના રૂપમાં ફેરવી નાખવા ઇચ્છતો હતો. તેણે તે જ ક્ષણે પઠાણ સૈનિકોને લડાઇનો ઇશારો કર્યો. સૈનિકોએ યુદ્ધના એ સમાચાર સંભળાવતાં જ સ્ત્રીઓમાં ભયંકર ગભરાટ ફેલાઈ

ગયો અને તેઓ રડવા લાગી. પણ તેમના સંરક્ષક અધિકારીએ શત્રુ સૈનિકોની સંખ્યા પોતાના કરતાં ઓછી જોતાં જ પોતાના જંગીઓને દિલદારી આપી કહ્યું કે, "બહાદુર શેરો ! દુશ્મનોથી ડરવું અને શર્મિન્દા થઈ ફરવું, તેના કરતાં કુવામાં ડૂબી મરવું વધારે સારું છે ! કાફિરો ઘણા જ થોડા છે. ખુદાનું ચહાવું છે, તો હમણાં જ એ સઘળાં કાફિર કૂતરાંનાં માથાં ધડથી જૂદાં કરી આપણી મલેકાના કદમોમાં લાવી હાજર કરીશું" એ ઉત્તેજક ભાષણ સાંભળતાં જ મુસલ્માન સૈનિકોના હૃદયમાં નવીન ઉત્સાહ જાગ્યો અને તેમણે પોતાની તલવારોને મ્યાનથી બહાર કાઢી

ક્ષત્રિય વીરો અને યવન બહાદુરોના પરસ્પર રક્તવાહક યુદ્ધનો આરંભ થઈ ચૂક્યો. થોડા વખત સૂધી તો અફગાનો ક્ષત્રિયો ઉપર ગાલિબ થયા હોય, એમ દેખાયું. પણ થોડા જ વખતમાં મામલો પાછો ફરી ગયો. સંખ્યા ઓછી છતાં પણ ક્ષત્રિયોનો વિજય થતો દેખાયો. તેમણે કેટલાક મુસલ્માન સૈનિકોને જહન્નમવાસિલ કર્યાં અને જીવતા પકડાયા, તેમને સાંકળોથી જકડીને કેદ કરી લીધા. આટલો વિજય મળતાં જ રણધીરે મુસલ્માન સૈન્યના મધ્ય ભાગમાં હલ્લો કરવાની પોતાના સૈનિકોને આજ્ઞા કરી અને અગ્ર ભાગે તે પોતે રહ્યો. એ અત્યંત ભયંકર પ્રસંગ હતો. મુસલ્માનોએ ઘણી જ મજબૂતીથી માર્ગ રોકી રાખ્યો અને પ્રાણ જતાં સૂધી લડ્યા. પણ અંતે રણધીર ફાવ્યો. માત્ર એક કલાકની ઝપાઝપીમાં તેણે ઘણાખરા મુસલ્માન જંગીઓને કબ્રસ્તાનના વાસી બનાવી દીધા અને બાકી રહેલા થોડાક સિપાહીઓ સહિત તે સ્વર્ગની સુંદરી અને તેની સખીઓ તથા દાસીઓને કેદ કરી લીધી. રણધીરના હર્ષનો પાર રહ્યો નહિ.

"સ્વર્ગીય સુન્દરિ ! હવે ભયનું કશું પણ કારણ નથી." વિજય મેળવી તે પ્રમદા પાસે જઈ તેને આશ્વાસન આપતાં રણધીરે કહ્યું." તમે શત્રુઓના હાથમાં આવી પડ્યાં છો, એ જો કે સત્ય છે, પણ શત્રુ ઉદાર છે ! જો કાળાપહાડના અસત્ય અભિમાનથી કોપને વશ થઈ મેં પ્રતિજ્ઞા લીધી ન હોત, તો–"

"રાજપૂત સરદાર ! કાળાપહાડ મારો પતિ છે, માટે તેનું ભૂંડું બોલશો નહિ." શાહજાદીએ તેને વચમાં જ બોલતો અટકાવીને ગંભીર ભાવથી કહ્યું. "જે કમનસીબીથી જે નજીરુન્નિસા તમારા હાથમાં સપડાયલી છે, તેની ઇજ્જત અને દરજ્જાને લાયકીથી જાળવજો."

"નજીરુન્નિસા" એ નામ સાંભળતાં જ રણધીરના મનમાં આનંદ અને આશ્ચર્યનો ભેગો ભાવ ઉત્પન્ન થયો. કારણ કે, તેણે તેના સ્વરૂપ-

સૌન્દર્યની બહુ પ્રશંસા સાંભળેલી હતી. સમસ્ત બંગાળામાં તેના જેવી સૌન્દર્યવતી યુવતી બીજી એક પણ તે સમયમાં હતી નહિ, એ પણ તેના જાણવામાં હતું. તે ખુબસુરતીની પૂરી અને જન્નતની હૂરી હાલ દુર્દૈવથી રણધીરના હાથમાં કેદ પકડાયલી હતી. "એને સ્વામીનાં ચરણોમાં અર્પવી કે નિર્વિઘ્ને તેના પતિને પાછી સોંપવી ?" એ વિચારસાગરના ભયંકર તરગોમાં રણધીર ડોલાં ખાવા લાગ્યો—માનસિક યંત્રણામાં પડી ગયો.

ઘણો વખત સુધી હા નાના વિચારવમળમાં ગોથાં ખાતો તે ત્યાંનો ત્યાં સ્તબ્ધ થઇને ઉભો રહ્યો. પ્રથમ તેને શાહજાદી પર દયા આવી અને ત્વરિત જ પાછી પોતાની પ્રતિજ્ઞાની સ્મૃતિ થઈ આવી. અંતે પોતાની પ્રતિજ્ઞા અને સ્વામીના હિતનો તેને વધારે વિચાર થયો. એથી તેણે સુલ્તાનજાદીને સવિનય જણાવ્યુ કે;–

"હું નિરુપાય છું. તમને બંધનમુક્ત કરવાનુ સામર્થ્ય મારામા નથી. અમારા શૂરવીર મહારાજાધિરાજ સમક્ષ તમને હાજર કરવામાં આવશે અને ત્યાર પછીના તમારા સારા કે માઠા ભવિષ્યનો આધાર ઓરીસાના સ્વામી મહારાજા નન્દકુમાર દેવની ઇચ્છાપર રહેલો છે." એટલુ કહીને રણધીરે વધારામાં જણાવ્યુ કે, "પરંતુ તમારું ત્યાં કોઈ પણ રીતે અપમાન નહિ થાય, અને તમારા સતીત્વની પણ હાનિ થશે નહિ, એ વિશે તમારે નિશ્ચિત રહેવું."

"સખી સરદાર ! તમારી આવી લાયકીથી મારી પૂરી ખાત્રી થઈ છે કે, તમારા રાજાના દરબારમાં પણ મારી બેઇજ્જતી તો નહિ જ થાય. હું સારી રીતે જાણું છું કે, દિલાવર રાજપૂતો તેમના કેદીઓ તરફ હમેશા રહમદિલ હોય છે. થોડા જ વખતમાં મારો પિદર સુલતાન સુલયમાન અથવા મારો પતિ કાળોપહાડ મને ગમે તે ઇલાજ કરીને પણ છોડવશે. દંડ આપીને પણ મારો છૂટકારો કરાવશે." નજીરુન્નિસાએ હિમત અને નિખાલસ મનથી કહ્યું.

રણધીરે તેની આબરૂ અને ઇજ્જતને જાળવવાની પૂરી ખાત્રી આપી અને તેથી સંતુષ્ટ થઈ પોતે સંપૂર્ણ રીતે તેની દયાપર આધાર રાખી રહી છે, એવો ભાવ દેખાડવાને ઉપકાર માનતી નજીરુન્નિસાએ પોતાના મુખપરનો બુર્કો ઉતારીને તેને પોતાના ચંદ્રસમાન મુખમંડળનુ દર્શન કરાવ્યુ. તે વખતમાં નવ્વાબના જનાનખાનાની ઔરતો કોઈ મર્દને—પારકા મર્દને—પોતાનું મુખ દેખાડે, એ ઘણી જ માન, વફાદારી અને તાબેદારીની નિશાની મનાતી હતી.

જો કે કાળાપહાડની પત્નીના સૌન્દર્યની રણધીરે પ્રશંસા તો બહુએ સાંભળી હતી, છતાં પણ "તે પણ એક સાધારણ સ્વરૂપવતી સ્ત્રી હશે,"

એવી અત્યાર સુધી તેના મનની ભાવના હતી. પરંતુ જ્યારે બુર્કો દૂર થયો અને સાક્ષાત્ સુલ્તાનજાદીના સૂર્યસમાન મુખનો પ્રકાશ સર્વત્ર વ્યાપી ગયો, ત્યારે જ તેને ભાસ થયો કે, તેના સ્વરૂપની સર્વ પ્રશંસા સત્ય હતી અને નામ પ્રમાણે જ તેનું સૌન્દર્ય વિકસિત હતું. હજી પણ એવી અલૌકિક સૌન્દર્યવતી સ્વર્ગીય સુન્દરીઓનું આ વિશ્વમાં અસ્તિત્વ છે, એવી કલ્પનાથી તેને ઘણું જ આશ્ચર્ય થયું અને નારીના અવતારમાં એ કોઈ દેવતા જ ઊતરી આવી છે કે શું? એવો તેને ભ્રમ થયો. કાશ્મીર સૌન્દર્યનો ભંડાર મનાય છે; પરંતુ ત્યાં પણ એવી સૌન્દર્યપ્રતિમા હશે કે નહિ? એની તેને શંકા થવા લાગી. અન્ય અબળાઓનીયૌવનાવસ્થા એ યવન યુવતીના યૌવન સમક્ષ વૃદ્ધાવસ્થા જેવી ભાસવા લાગી, સૌન્દર્ય અસૌન્દર્ય જેવું દેખાવા લાગ્યું અને કોમલતા કઠિનતા જેવી જણાવા લાગી. નિરપરાધિની અને નમ્ર સ્વર્ગીય સુન્દરીના મુખદર્શનથી રણધીરના મનમાં જે પરિણામ થયું, તેનું સંપૂર્ણ વિવેચન કરી શકે, એટલી આપણી ભાષાના શબ્દોમાં શક્તિ છે કે નહિ? એની શંકા જ છે અને તેથી જ તેનું વિવેચન આપણે કરીશું નહિ.

જે વેળાએ નજીરુન્નિસા અને રણધીર મધ્યે આવો પ્રકાર ચાલી રહ્યો હતો, તે વેળાએ રણધીરના શૂરવીર સૈનિકો મૃત શત્રુઓના શરીર પરનો માલ લૂટવામાં રોકાયલા હતા. નજીરુન્નિસાએ પોતાના મુખમંડળને પુનઃ બુર્કામાં છૂપાવી દીધું. તે વખતે જાણે પૂર્ણ ચંદ્ર મેઘમાં છૂપાઈ ગયો હોયની! એવો રણધીરના હૃદયમાં ભાસ–ભ્રમ થયો. લૂટ બંધ થઈ અને સૈનિકોએ પોતાના સ્થાન પ્રતિ ચાલવા માંડ્યું. માર્ગમાં સુલ્તાનજાદીને આરામ મળે અને તેના થાકનું દુઃખ ટળે, એટલા માટે રણધીર વારંવાર પડાવ નખાવતો હતો અને પ્રવાસના શ્રમને ન્યૂન કરવા માટે તેણે નજીરુન્નિસામાટે એક પાલખી બનાવરાવી અને તેમાં તેને બેસાડી. આવાં કારણોને લીધે એક દિવસના પ્રવાસે બે દિવસ લીધા. રાતના જ્યારે છાવણી નાખવામાં આવી, તે વેળાએ શાહજાદીના તબૂ પાસે પહેરેગીરને રાખવામાં આવ્યો નહોતો. કારણ કે, શાહજાદીએ ન્હાસી ન જવાનું વચન આપેલું હતું અને રણધીરનો તે વચનમાં પૂર્ણ વિશ્વાસ હતો. એવી રીતે પ્રવાસ કરતા કરતા તે સર્વ જહાજપુરમાં આવી પહોંચ્યા અને રણધીર પોતાના મહારાજાને મળવામાટે આતુર થઈ ગયો. નજીરુન્નિસાને નિવાસ અને ખાનપાન ઇત્યાદિની સર્વ પ્રકારની યથાયોગ્ય વ્યવસ્થા કરી આપીને, તે મહારાજા નન્દકુમાર દેવ સમક્ષ જવાને તૈયાર થયો.

રણધીરનું અત્યાર સુધીનું વર્ત્તન પરમ પવિત્ર અને કોઈ પણ પ્રકા-

રના વિકારથી રહિત હતું. તોપણ યવન સુન્દરી નજીરનના મનમાં અનેક જાતિના તર્ક વિતર્કો થવા લાગ્યા. એક ક્ષણે રણધીર વિશે તેના હૃદયમાં સારા ભાવો અને સારા વિચારો આવતા હતા, તો દ્વિતીય ક્ષણે તે તેને શંકાની દૃષ્ટિથી જોતી હતી. નજીરુન્નિસા જો કે એક યવન યુવતી હતી, છતાં પણ પાતિવ્રત્યપાલનના તેના વિચારો આર્ય અબળા કરતાં પણ અધિક ઉચ્ચ અને ગૌરવયુક્ત હતા. પૂર્ણ પતિવ્રતા છતાં પણ કોઈ કોઈ ક્ષણે રણધીર માટે તેના હૃદયમાં સ્નેહનો અદ્વિતીય ભાવ ઉદ્‌ભવી આવતો હતો. ત્યારે શું તેનું મન રણધીરના સૌન્દર્યથી ચંચલ અને ચલિત થઈ ગયું હતુ? એનું ઉત્તર અમે એટલું જ આપીશું કે, રણધીર માટે તેના મનમાં સ્નેહનો અંકુર તો ફૂટયો હતો, પરંતુ તે સ્નેહ પવિત્ર હતો કે અપવિત્ર, તે તો ઘટઘટવ્યાપક અંતર્યામી પરમાત્મા જાણે. મનુષ્યમાં એ રહસ્યને જાણી લેવાનું સામર્થ્ય નથી. અસ્તુ, જે હશે તે પોતાની મેળે જ જણાઈ આવશે. અત્યારે એનો ઊહાપોહ શામાટે કરવો જોઇએ? ચાલો રણધીર સાથે મહારાજા નન્દકુમાર પાસે અને તેને ઓળખો.

---

## તૃતીય પરિચ્છેદ

### યુદ્ધનો નિશ્ચય અને નજીરનને આશ્વાસન

રણધીરે મહારાજા સમક્ષ આવી પોતાના શાંતિના સંદેશાની કાળાપહાડની છાવણીમાં નીવડેલી નિષ્ફળતા નિવેદન કરી અને દૈવની પ્રબળતાથી શાહ સુલયમાનની ભત્રીજી અને કાળાપહાડની પત્ની નજીરુન્નિસા તથા તેની દાસીઓ કેવી રીતે તેના કબ્જામાં આવી, તે પણ વિસ્તારથી કહી સંભળાવ્યું. એ સાથે તે યવન રમણી પ્રતિ દયા દેખાડવાની પણ તેણે પ્રાર્થના કરી. મહારાજાએ તે પ્રાર્થના માન્ય કરીને કહ્યું કે, "ત્યારે એ બહાદુર યવને છેવટે યુદ્ધમાં ઉતરવાનો જ નિશ્ચય કર્યો છે, કેમ? મેં તો શાંતિની ઇચ્છા રાખી હતી, પણ તે પૂરી ન થઈ શકી. હશે! પ્રભુની એવી જ ઇચ્છા છે, તો તેને જ પૂર્ણ કરવી જોઇએ? શૂરવીર પ્રભાતકુમાર! સેનાપતિ કાળાપહાડમાં ખરેખરું શૌર્ય છે કે, માત્ર બાહ્ય દંભ અને સાહસની જ વિપુલતા છે?"

હેં, મહારાજાએ રણધીર નામનો ઉચ્ચાર ન કરતાં પ્રભાતના નામથી એ યોધાને કેમ ઓળખ્યો? શું રણધીર તે પ્રભાતકુમાર હતો? તેમ જ હોવું જોઇએ, અને હતુ. ક્ષત્રિયોનો સેનાપતિ પ્રભાત પોતે જ એક દૂતના વેશમાં નામનું પરિવર્તન કરીને કાળાપહાડની છાવણીમાં ગયો હતો અને મહારાજાની ઇચ્છા પ્રમાણે સંદેશો પહોંચાઓ હતો;

પણ દુર્દૈવથી સંદેશાની સફળતા થઈ નહોતી એ તો વાંચકો જાણે છે જ, માટે વિશેષ વિવેચનની આવશ્યકતા નથી.

"જો કે તે ક્રૂર અને કપટી હશે, પણ કાળોપહાડ એક સિંહ સમાન શૂરવીર યોધો છે." પ્રભાતકુમારે નિષ્પક્ષપાત ઉત્તર આપતાં કહ્યું. "અને ખરેખર આજે જો હું એક આર્યપુત્ર ન હોત, તો કાળાપહાડની એક સેનાના સૈનિક તરીકે હસ્તમાં અસિધારણ કરવાથી મહાન અભિમાન માનત."

"શું, એ સત્ય છે?" ઓરીસાના મહારાજા નંદકુમારે આશ્ચર્યથી ઉદ્દગાર કાઢતાં કહ્યું અને પાસે બેઠેલા એક વૃદ્ધ સભાસદ સાથે કાંઇક ગુપ્ત વાર્ત્તા કરીને તે પુન. પ્રભાતને કહેવા લાગ્યો કે, "બહુ સારું, ત્યારે પ્રભાતકુમાર! કેટલીક તૈયારીઓ આપણે કરી રાખી છે અને યુદ્ધની બીજી તૈયારીઓ પણ ઝટ કરી નાખો. કાળાપહાડની સ્ત્રીનું તમે હરણ કર્યું છે, એ સમાચાર જાણવાથી તો તે વળી વધારે છેડાયો હશે. માટે ક્ષણે ક્ષણે આપણે હવે સાવધ રહેવાનું છે. હવે એક પળના પણ વિલંબ વિના લડવાને તૈયાર થવું જોઇએ. યશ કે અપયશ વિધિના હસ્તમાં છે. જગન્નાથ જય કરશે—કષ્ટ હરશે."

"આજ્ઞા પ્રમાણે આવતી કાલની સંધ્યા સુધીમાં હું યુદ્ધની બાકી રહેલી સઘળી તૈયારીઓ કરી લઇશ. મહારાજે હવે એ વિશે નિશ્ચિન્ત રહેવું. હવે મને રજા છે?" વીર પ્રભાતે આજ્ઞાને શિરસાવંદ્ય કરીને જવાની આજ્ઞા માગી. રાજાએ આજ્ઞા આપી અને તે તત્કાળ શાહજાદી નજીરુન્નિસા પાસે આવી પહોંચ્યો.

આવતાં જ તેણે કિંચિત્ શોકાતુર હૃદયથી કહ્યું કે, "શાહજાદી! લડાઇનો નિશ્ચય થઈ ગયો છે. મુસલ્માનોની હવે અમે વાટ જોતા જ બેઠા છીએ—તેઓ આવશે, કે યુદ્ધનો આરંભ થશે. પરંતુ તમારે મનમાં કશી પણ ચિન્તા રાખવાની નથી. જો યવનોનો વિજય થશે, તો તો તમારામાટે ચિન્તા છેજ નહિ, પણ યદા કદાચિત્ અમારો જ વિજય થયો, તોપણ તમને હું મારી ભગિની પ્રમાણે મારે ત્યાં રાખીશ અથવા તો તમારો પતિ જીવતો હશે, અને તમારી ઇચ્છા હશે, તો તેની પાસે મોકલી આપીશ."

"આપ મારા જેવી એક દુશ્મનની બીબીપર આટલા બધા અહેસાનપર અહેસાન કરતા જાઓ છો, એનો બદલો મારાથી કોઈ દિવસે પણ વાળી શકાય તેમ નથી. ભાગ્યયોગે જો મારા પતિનો વિજય થશે, તોપણ તમારા પ્રાણનો તો હું નાશ નહિ જ થવા દઉં. કોણ જાણે શાથી મારા હૃદયમાં તમારામાટે સ્વાભાવિક સ્નેહ ઉત્પન્ન થયા કરે છે—મારાં

નેત્રો તમારામાં બંધુભાવના ધરે છે." શાહજાદી નજીરને પ્રભાતનો ઉપકાર માનીને પોતાના મનનો ભાવ દર્શાવ્યો.

નજીરનના હૃદયમાંથી ભયનો લોપ થયો અને સ્વાભાવિક રીતે તે જાણે પોતાના જ કોઇ સંબંધીને ત્યાં આવી હોયની! એવી તેની ભાવના થઈ ગઈ. યુદ્ધના સમાચાર અને આશ્વાસનનાં વાક્યો સંભળાવીને પ્રભાત જ્યારે ત્યાંથી જવાને નીકળ્યો, તે વેળાએ તેને "ખુદા હાફિજ." કરતાં નજીરુન્નિસાએ પાછો પોતાના મુખપરનો બુર્કો દૂર કર્યો અને તેના સંરક્ષક વીર પ્રભાતને આ બીજીવાર તે સુદરીના મુખચદ્રના દર્શનનો અમૂલ્ય પ્રસંગ મળ્યો. આહા! કેવી સ્વરૂપવતી તે સુદરી અને કેવી તેના વદનદર્શનથી ઉદ્ભવતી પ્રભાતના હૃદયમાંની આનંદલહરી!! કવિની લેખિનીમાં પણ તેના વર્ણનને આલેખવાની શક્તિ નથી, ત્યારે નવલકથાકારની લેખિનીમાં તો તેવી શક્તિ ક્યાંથી જ હોય? અર્થાત્ ન જ હોય, એ સ્વાભાવિક છે. અસ્તુ.

તે સુન્દરીની પવિત્ર, શુદ્ધ અને સૌન્દર્યયુક્ત સ્નેહસરિતામા વીર યુવક પ્રભાત સ્નેહસલિલનું પાન કરવા લાગ્યો. મુખાવરણરૂપ નભોમંડળમા તે ચપલાના મુખરૂપ ચંદ્રનો લોપ થતા, જાણે કોઈ અલભ્ય સ્વર્ગીય વસ્તુને ખોઈ નાખી હોયની! એવો પ્રભાતને ભ્રમ થયો. નજીરુન્નિસાના વદનમાં તેને અપ્સરાવત્ હાવભાવો, બાળક સમાન નિર્દોષતા અને કુમારિકા સમાન ઉત્કંઠાનું વારવાર દર્શન થતુ હતુ અને તે જ તેના પ્રેમનુ મુખ્ય કારણ થઈ પડ્યુ હતું. પ્રેમની ઉત્પત્તિ અનેક કારણોથી થાય છે, તેમાંનું આ પણ એક કારણ હતુ.

સ્ત્રીના પ્રેમના જેવી રીતે માતૃપિતૃપ્રેમ, બધુપ્રેમ અને પતિપ્રેમ આદિ અનેક પ્રકારો છે, તેવી જ રીતે પુરુષના હૃદયમાં પણ માતૃપિતૃપ્રેમ, ભગિનીપ્રેમ, અને પત્નીપ્રેમ ઈત્યાદિ ભિન્ન ભિન્ન પ્રેમોનો નિવાસ હોય છે. આપણામાં કોઈ પુરુષ સ્ત્રીને સ્નેહની દૃષ્ટિથી જોતો હોય કે સ્ત્રી કોઈ પુરુષને પ્રેમભાવથી નિહાળતી હોય, તો તેને કામવાસના જ માનવામાં આવે છે, પરતુ ઉચ્ચ પ્રકારની મનોવૃત્તિવાળાં સ્ત્રી પુરુષના મનમાં સર્વથા અને સર્વદા કામવાસના હોતી નથી, એ ખાસ કરીને ધ્યાનમા રાખવુ જોઇએ. પ્રભાતનો નજીરન્ પ્રતિનો પ્રેમ અને નજીરનનો પ્રભાતમાંનો સ્નેહ તે અનુક્રમે ભગિનીપ્રેમ અને બધુપ્રેમ હતો. માત્ર પરસ્પરના સદ્ગુણોથી જ તેમના મનમાં પરસ્પર માટે સ્નેહ ભાવના ઉત્પન્ન થએલી હતી. એવા પ્રેમમાં જ ઈશ્વરનું ઈશ્વરત્વ અને માયાનો પ્રભાવ દૃષ્ટિગોચર થાય છે. નજીરનની પતિભાવના તો માત્ર કાળાપહાડમાં જ હતી અને પ્રભાતના હૃદય મદિરની પૂજ્ય દેવી માત્ર ઉષા જ હતી, એ

વાચકોને નવેસરથી જણાવવાની કશી પણ આવશ્યકતા નથી. આમાંથી બીજો એ એક સાર ગ્રહણ કરવાનો છે કે, ઉચ્ચ અને ઉદાર શત્રુઓ પણ પરસ્પરને કેવી અને કેટલી બધી માનની દૃષ્ટિથી જુએ છે અને તેમના હૃદયના ભાવો કેવા અતિ ઉચ્ચ અને સ્વર્ગીય હોય છે. એટલા માટે જ આપણામાં એક કહેવત ચાલૂ છે કે, "દાના દુસ્મન ભલો, પણ નાદાન દોસ્ત ભૂંડો." ખરેખર કોઇને શત્રુ મળે, તો તે પ્રભાત જેવા જ મળજો, એવી અમારી અનન્ય ભાવે મનોવાંચ્છના છે. અસ્તુ.

કાળાપહાડે જે વેળાએ પોતાની પ્રાણપ્રિયાના હરણના સમાચાર સાંભળ્યા, તે વેળાએ તેના કોપનો પાર રહ્યો નહિ—બળતી જ્વાળામાં ધૃત હોમાયું. એક તો તે આર્યોના નાશમાટે ઉદ્યુતક્ત થએલો જ હતો, એટલામાં તેની આ બીજી છેડ થવાથી તેણે બની શકે તેટલી શીઘ્રતાથી હિન્દુઓના સંહારનો નિર્ધાર કર્યો. એકદમ તેણે પોતાના સૈનિકોને છાવણી ઉઠાવીને જહાજપુર તરફ કૂચ કરવાની આજ્ઞા આપી દીધી.

"દીન દીન"ના પોકારોથી ચતુર્દિશા વ્યાપ્ત થઈ ગઈ અને પવનવેગે પ્રયાણ કરીને બીજે દિવસે રાત્રે યવનસેના જહાજપુર પાસે આવી પહોંચી. ક્ષત્રિયસૈન્ય પણ લડવાની તૈયારી કરીને જ ઊભું હતું, પરંતુ પ્રથમ તો તેમણે દુર્ગના સંરક્ષણનો પ્રયત્ન કરવાનું જ યોગ્ય વિચાર્યું હતું. પ્રાતઃકાળમાં યવન અને આર્યોના યુદ્ધનો આરંભ થવાનો હતો. હવે જોઇએ કે, વિજયશ્રી કોના ગળામા વરમાળા આરોપે છે તે. ચાલો ત્યારે સમરક્ષેત્રમાં.

---

## ચતુર્થ પરિચ્છેદ

### જહાજપુરનું યુદ્ધ

વર્ષાઋતુની સમાપ્તિ થઈ ચૂકી હતી. શ્વેત મેઘસમૂહના પાછલા ભાગમાં છૂપાયલા નીલવર્ણ આકાશનું મંદ મંદ દર્શન થવા લાગ્યું હતું. રાત્રિના સમયે એક વીર યુવક કિલ્લાની દીવાલપર ઉભો હતો. ચતુર્દિશાએ શાંતિનું સામ્રાજ્ય વ્યાપેલું હતું, છતાં પણ વચવચમાં સૈનિકોના ગીત—ધ્વનિથી તે શાંતિનો ભંગ થતો જોવામાં આવતો હતો. શસ્ત્રઅસ્ત્રથી સુસજ્જિત થએલા કેટલાક સેનાનીઓ દુર્ગના દ્વારપર મહાસાવધાનીથી પહેરો ભરતા હતા. એકાએક વજ્રપાત પ્રમાણે ગુડુમ્ કરીને તોપનો ધ્વનિ સંભળાયો. સર્વત્ર આકાશ અને પૃથ્વી કંપાયમાન થવા લાગ્યાં. પ્રભાતકુમાર એ તોપના ધ્વનિને સાંભળતાં જ કિલ્લાની દીવાલપરથી નીચે ઉતર્યો અને પવનવેગે દુર્ગના એક ભાગમાં ચાલ્યો ગયો. તે ક્યાં ગયો, તે કોઈ જાણી શક્યું નહિ.

પુનઃ તોપના અવાજો સંભળાવા લાગ્યા. તોપની ભયાનક ગર્જનાથી ચારે દિશાઓ કંપાયમાન થવા લાગી. ઘોડેસ્વાર જાસૂસે સિંહદ્વારપરથી દોડી આવીને ખબર આપી કે, "શત્રુઓની છૂપાઈ રહેલી અસંખ્ય સેનાએ સિંહદ્વારપર આક્રમણ કરેલું છે. દ્વારપરના સૈનિકો નષ્ટ થવાની અણીપર છે." એ સમાચાર સાંભળતાં જ પ્રભાતનાં નેત્રોમાંથી અગ્નિકણો વર્ષવા લાગ્યા તે સિંહસમાન ગર્જવા લાગ્યો. પળવાર પછી દુર્ગના અંતર્ભાગમાં દુંદુભિનો નાદ શ્રવણગોચર થવા લાગ્યો. ક્ષણમાત્રમાં પાંચ હજાર સિપાહીઓ યુદ્ધ માટે તૈયાર થઈ ગયા. વીર પ્રભાતકુમાર એક શિક્ષિત અશ્વના પૃષ્ઠ ભાગે આરૂઢ થઇને પાંચ હજાર સૈનિકોની સેના સાથે લઈ પઠાણોની પ્રાણહાનિ કરવા માટે બહાર નીકળ્યો. એ વેળાએ ચાલતાં ચાલતાં તેણે એક શીતલ નિ-શ્વાસ મૂકયો અને પ્રબળ વાયુ તે નિ-શ્વાસને વહાવીને ગંગાપર લઈ ગયો.

પ્રભાતે સેનાસહિત યુદ્ધ માટે પ્રસ્થાન કર્યું, પરંતુ તે સિંહદ્વાર પર્યન્ત પહોંચી શકયો નહિ. કારણ કે, પઠાણોની સેના સિંહદ્વારનું અતિક્રમણ કરીને દુર્ગદ્વાર પર્યન્ત આવી પહોંચી હતી. ક્ષણ માત્ર પછી દુર્ગદ્વાર પાસે લોમહર્ષણ યુદ્ધ થવા લાગ્યું. પઠાણ સૈનિકોના અનેક સમૂહો દ્વારપર આક્રમણ કરવા લાગ્યા અને દુર્ગમાં પ્રવેશ કરવાની ચેષ્ટા કરવા લાગ્યા. તેમની અનેક તોપો અગ્નિની વૃષ્ટિ વર્ષાવવા લાગી. ઉત્કલી સેના પણ તેમનાથી મહાપરાક્રમસહિત લડવા લાગી. ઉભય પક્ષની સેનાના ભયકર શબ્દોથી આકાશ કંપાયમાન થવા લાગ્યુ શસ્ત્રોનો ખણખણાટ, તોપોની ગર્જના અને સેનાપતિના હુંકાર શબ્દથી શાંત રજની પણ કપવા લાગી થોડી જ વારમાં એવુ ભીષણ યુદ્ધ થયુ કે, દુર્ગના દ્વારનો સમસ્ત ભાગ સૈનિકોનાં મૃત શરીરોથી ઢકાઈ ગયો.

અશ્વારોહી વીર પ્રભાતકુમાર વિદ્યુત્પ્રમાણે પોતાની કરવાલ (તલવાર)ને ચલાવી રહ્યો હતો. તેની તલવારના વારથી સેંકડો પઠાણ સિપાહીઓ જમીનદોસ્ત થતા જતા હતા એ વીરની છાતી સાહસથી ઉન્નત થએલી હતી, નેત્રો ઉજ્જવલ થએલાં હતાં અને તેના વિશાળ લલાટમાં અટલ પ્રતિજ્ઞાનું લક્ષણ દષ્ટિગોચર થતું હતુ. સર્વત્ર અંધકારની ભયંકાર છાયા છવાઈ ગઈ હતી શત્રુ અને મિત્રના ભેદનું કોઇને પણ જ્ઞાન થતુ નહોતુ જે સામે આવ્યો, તેને માર, એવો જ હિસાબ ચાલી રહ્યો હતો. થોડી થોડી વારને અન્તરે તોપોના ધગધગતા ગોળાઓ આવીને રણોન્મત્ત સૈનિકોનો વિધ્વંસ કરી નાખતા હતા. રક્તના પ્રબળ પ્રવાહથી પૃથ્વી ભીંજાવા લાગી હતી. યુદ્ધનો અંત કયારે થશે, એની કલ્પના થઈ નહોતી શકતી. જયપરાજયનો નિશ્ચય પણ કરી શકાતો નહોતો. હઠાત્ સહસ્રા-

વધિ કંઠોમાંથી "જય, જગન્નાથનો જય" એ આર્યધ્વનિ સાંભળવામાં આવતો હતો. મુસલ્માનોનું જોર ઘટવા લાગ્યું. વીર પ્રભાતકુમાર પઠાણ સૈનાના હવાલદાર દોસ્તમહમ્મદની છાતીમાં છુરો ભોકીને ગર્જના કરવા લાગ્યો.

અલ્પ સમય પછી સંગ્રામની ભીષણ જ્વાળા પુનઃ ભભકવા લાગી. સહસ્રાવધિ સૈનિકો એ સમરજ્વાળામાં ભસ્મીભૂત થઈ ગયા. કિંતુ ઉત્કલી સૈના પોતાની સ્વતંત્રતામાટે પ્રાણવિસર્જન કરવાનો નિશ્ચય કરી બેઠેલી હોય, એવું તેમના ઉત્સાહને જોઈને અનુમાન કરી શકાતું હતું.

કોઈ પણ ક્ષત્રિય અથવા બ્રાહ્મણ યુદ્ધથી વિમુખ થયો નહિ. વીર પ્રભાતકુમારનાં ઉત્સાહપૂર્ણ વાકયોએ ઉત્કલી સૈનાને દ્વિગુણિત ઉત્સાહિત બનાવી દીધી. મુસલ્માનોના શાર્દૂલસમાન વિક્રમ સમક્ષ આર્યો અચલિત ભાવથી સ્વધર્મમાટે પોતાના પ્રાણોનું બલિદાન આપવાને તૈયાર થઈ ગયા હતા.

એક પણ મનુષ્ય રણભૂમિમાંથી પાછો ફર્યો નહિ. દ્વિગુણિત ઉત્સાહથી પર્વતપરથી પડેલા પાષાણની વૃષ્ટિ પ્રમાણે આર્યો મુસલ્માનોપર તૂટી પડવા લાગ્યા. મુહૂર્ત્ત માત્રમાં પુન. ભયાનક સમરાગ્નિ પ્રજળવા લાગ્યો. પુન. સહસ્રાવધિ કંઠોમાંથી "જય જગન્નાથનો જય" એ ધ્વનિ વિસ્તારને પામ્યો. પઠાણો પાછા પડ્યા અને દુર્ગદ્વારને લાગીને વીસ બાવીસ હાથ દૂર ખસી પાછા યુદ્ધમાટેની પોતાથી બનતી તૈયારીઓ કરીને ઉભા રહ્યા. પુન તેમના હૃદયમાં શૌર્યના અંકુરનો ઉદય થયો

પાછી તોપો ચાલવા લાગી અને શસ્ત્રોનો ટંકારવ પણ શ્રવણગોચર થવા લાગ્યો. રણચંડી ભયાનકરૂપ ધારણ કરીને રાત્રિના ભયાનક અંધકાર સાથે વિકટ નૃત્ય કરવા લાગી. પ્રભાતે ભીષણ ગર્જના કરીને કહ્યું કે, "હે વીરગણ! દેવના ઋણને ફેડવામાટે પુન એકવાર સિંહસમાન વિક્રમસહિત શત્રુઓ ઉપર હલ્લો કરો! શ્રીગંગાના પવિત્ર જળને મુસલ્માનોના રક્તથી રક્તવર્ણ બનાવો!!" વિજયોન્મત્ત સૈનિકો પણ એ વાકયો સાંભળીને ઉછળવા લાગ્યા બીજીવાર પણ મુસલ્માનો પાછા પડ્યા અને પાછો તેમણે તોપનો મારો શરુ કર્યો. તોપોના ભયાનક શબ્દથી કાનોના પડદા ફાટી જવા લાગ્યા. જેવી રીતે વાયુના પ્રબળ વેગથી નદીતટની વાલુકા ચારે તરફ ઉડવા માંડે છે, તેવી રીતે ક્ષણમાત્રમાં ઉત્કલદેશની સૈનાના સેંકડો સૈનિકોનો વિધ્વંસ થવા લાગ્યો. ભયભીત સૈનાનીઓ સમરભૂમિનો ત્યાગ કરીને દુર્ગના અંતર્ભાગમાં પલાયન કરી જવા માંડ્યા. પ્રભાતે તેમને રોકવાની બહુએ ચેષ્ટા કરી, પરંતુ તેનું કાંઈ પણ જાણવા જેવું સારું પરિણામ થયું નહિ.

પ્રભાતકુમાર કેવળ એક સો સૈનિકોને સાથે લઇને નિર્ભય થઈ દુર્ગના દ્વારમાં આવીને ઉભો રહ્યો. તેની લાંબી અને ચમકતી તલવાર વાતાવરણમાં ભયંકરતાથી ઘૂમવા લાગી—ચારે તરફથી મુસલ્માનોનાં માથાં તેની આગળ જમીનપર પડવા લાગ્યાં. મુસલ્માનોએ ઝંઝાવાત પ્રમાણે અનેકવાર તેનાપર આક્રમણ કર્યું, પરંતુ પ્રભાત—અચલ પ્રભાત ત્યાંથી એક પગલું પણ પાછો હટ્યો નહિ. કારણકે, ઓરીસાની સ્વતંત્રતા-માટે તે પોતાના પ્રાણો તો અર્પિત કરી જ ચૂકયો હતો. એટલાંમાટે તેણે પોતાની પ્રતિજ્ઞાને અચલ રાખી અને ભીષણ—મહાભારત પરાક્રમથી તે પોતાની તલવાર ચલાવવા લાગ્યો.

પરંતુ ઓરીસાના ભાગ્યરૂપી નભોમંડળમાં કૃષ્ણ મેઘ વજ્રરૂપી અગ્નિ સહિત પોતાના ભીષણ સ્વરૂપનું દર્શન આપી રહ્યો હતો. ઓરીસાની રાજલક્ષ્મીની કૃપાદૃષ્ટિ હવે મુસલ્માનોપર જઈ પડી હતી. મુસલ્માનોએ દુર્ગના દક્ષિણદ્વારને તોડીને નગરમાં પ્રવેશ કર્યો અને તોપોના ગોળાના મારથી કિલ્લાની દીવાલોના કકડે કકડા થઈ ગયા. મુસલ્માનોની તલવારોની ધારથી કિલ્લાની અંદરના આર્ય સૈનિકો બકરાં પ્રમાણે કપાઈ જવા લાગ્યા. મામલો પૂરેપૂરો બદલાઈ ગયો. થોડીવાર પહેલાં આર્યોના મનમાં વિજયની પૂર્ણ આશા રમમાણ થએલી હતી, તે સર્વથા નિરાશાના રૂપમાં ફેરવાઈ ગઈ. પ્રભાતના મનમાં જયની હવે જરાપણ આશા રહી નહિ છતાં પણ તે લડતો રહ્યો.

એટલામાં દુર્ગના અંતર્ભાગમાં અગ્નિ લગાડી દેવામાં આવ્યો અને નગરમાંના ગૃહો ધૂ—ધૂ કરતાં બળવા લાગ્યાં નગરસંરક્ષણની આશાનો જડમૂળથી નાશ થયો. પ્રભાતકુમાર! હવે તું ન્હાસ. તુ કાંઈ રાજપુત્ર નથી માટે પ્રાણ અર્પવા વિના સમરભૂમિનો ત્યાગ ન કરવો, એ નિયમ તને લાગૂ પડી શકતો નથી. તારી પ્રતિજ્ઞા પૂર્ણ થઈ ચૂકી છે. તારે એ સ્મરણ રાખવું જોઇએ કે, તારા મરણથી એક કુસુમ સમાન કોમલ હૃદય વિદીર્ણ થઈ જશે! પ્રભાતે એક દીર્ઘ નિ:શ્વાસ નાખીને પાછા વળીને જોયું. તેના સૈન્યનો એક પણ સૈનિક ત્યાં હાજર હતો નહિ. સર્વ સૈનિકો કિલ્લામાં ન્હાસવાનો પ્રયત્ન કરવામાં લીન થઈ ગયા હતા હવે યુદ્ધ કરવું વૃથા સમઝીને પ્રભાત ત્યાંથી પાછો ફર્યો અને અશ્વને પ્રતોદપ્રહાર કરીને વાયુવેગે પલાયન કરી ગયો. યુદ્ધભૂમિનો તેણે ત્યાગ કર્યો.

રાત્રિ વ્યતીત થઈ ગઈ અને પ્રાત કાળ થયો. જગતના સંપૂર્ણ અંધકારે જાણે ઓરીસાના સ્વાતંત્ર્યરૂપી સૂર્યને ઢાંકી દીધા હોયની, એવો ભાસ થવા લાગ્યો. પ્રાત:કાલીન મંદમંદ વાયુથી દુર્ગના શિખરભાગે પઠાણોની વિજયપતાકા ફરફર કરતી ઉડવા લાગી. સહસ્રાવધિ વર્ષોથી

જે સ્વાતંત્ર્યરૂપી મુકુટને ઓરીસા પોતાના શિરે ધારણ કરી રહ્યું હતું, તેજ સ્વાતંત્ર્યરૂપી મુકુટ સૂર્યનારાયણના ઉદયસંગે અનન્તકાલના અનંત સમુદ્રમા ડૂબી ગયું. ઓરીસા પોતાનું તે સ્વાતંત્ર્યમુકુટ પુનઃશિરોભાગે ધારણ કરી શકશે કે નહિ, એનું ઉત્તર કોણ આપી શકે એમ છે? કોઈ નહિ.

મુસલ્માનોએ કિલ્લાનો કબ્જો મેળવીને નગરપર આક્રમણ કર્યું. રાજા નન્દકુમાર પોતાના બે હજાર સૈનિકોની સહાયતાથી નગરની રક્ષા કરી રહ્યો હતો. તે યુદ્ધ કરવા માટે મુસલ્માનો સમક્ષ આવ્યો; પરતુ તેની શૌર્યચેષ્ટા વિફળ નીવડી. તેની સેનાએ પ્રથમથી જ પલાયનનો સકલ્પ કર્યો હોયની! તેવી રીતે મુસલ્માનોનો ધસારો થતાં જ તેમણે પલાયન કરવા માડ્યુ! રાજા નન્દકુમાર શત્રુઓના હાથમા કેદ પકડાયો. અનાર્ય યવનોનો સપૂર્ણ વિજય થયો.

એ પછી જે ભયકર પ્રકાર થયો, તે લખતા પણ કમકમાટી છૂટે છે. નગરવાસી સ્ત્રી, પુરુષ અને બાલક આદિ મુસલ્માનોની તીક્ષ્ણ તલવારોના વારથી યમસદનમા જવા લાગ્યા. રાજાનુ મહાલય લૂટી લેવામાં આવ્યુ. યવનોના અત્યાચારથી નગરના પ્રત્યેક ગૃહમા હાહાકાર વ્યાપી ગયો. ત્રણ પ્રહર પર્યન્ત એવો પાશવિક અત્યાચાર ચાલૂ રહ્યા પછી પઠાણો પોતાના રાજકેદી રાજા નન્દકુમારને સાથે લઇને ત્યાંથી રવાના થયા. સેનાપતિ કાળાપહાડને એ શુભ સમાચાર સંભળાવવામાટે બે ઘોડેસ્વારો—જાસૂસો—ત્યાથી જગન્નાથપુરીપ્રતિ રવાના થયા. બીજે દિવસે પ્રાત.કાળમાં આક્રમણ કરવાને બદલે રાત્રે જ હલ્લો કરવાથી મુસલમાનોનો વિજય થયો હતો, એમ કેટલાક ઇતિહાસવેત્તાઓનુ કહેવુ છે; પરતુ એમા તથ્યાંશ કેટલો છે, તે નિર્ણયપૂર્વક કહી શકાય તેમ નથી.

---

## પંચમ પરિચ્છેદ

## સ્વપ્નમયી ઉષા

ભગ્ન હૃદયથી પ્રભાતે રણભૂમિમાંથી ગમન કર્યું. તેનુ ધ્યાન સર્વથા જગન્નાથના મંદિરરક્ષણમા જ લાગી રહ્યું હતુ. પ્રથમ દિવસે દૂતના મુખથી તેણે એવા સમાચાર સાંભળ્યા કે, "કાળોપહાડ પોતાની સેના સહિત ભુવનેશ્વરપર્યન્ત આવી પહોંચ્યો છે અને બે ત્રણ દિવસમા તે જગન્નાથપુરીપર આક્રમણ કરવાનો છે." એ સમાચાર સાંભળીને પ્રભાત મહાવેગથી પુરીપ્રતિ અશ્વ દોડાવવા લાગ્યો. તેના સમસ્ત શરીરમા રક્તના ડાઘો પડેલા હતા. તેના કટિભાગે એક લાંબી તલવાર

માત્ર જ લટકતી જોવામાં આવતી હતી. તેને જોઇને માર્ગમાં વિચરતા પ્રવાસીજનો ભય અને વિસ્મયતાથી માર્ગમાંથી એક બાજૂએ થઈ જતા હતા. સંધ્યાકાલથી થોડો સમય પહેલાં પ્રભાત જગન્નાથપુરીમાં આવી પહોંચ્યો.

પુરીમાં આવતાં જ તેનું હ્રદય આશા અને ઉત્સાહથી નૃત્ય કરવા લાગ્યું ત્યાં આવીને તેણે જોયું કે, સહસ્રાવધિ ઉત્કલવાસીજનો નાના પ્રકારનાં શસ્ત્રાસ્ત્રોથી સુસજ્જિત થઇને શ્રી જગન્નાથના મંદિરના રક્ષણ-માટે જૂદા જૂદા પ્રદેશોમાંથી ત્યાં ચાલ્યા આવતા હતા. સર્વનાં મુખો-માંથી એ જ વાર્ત્તા સાંભળવામાં આવતી હતી કે, "પ્રાણ જાય તો ભલે જાય, પરંતુ જગન્નાથના મંદિરમાં યવનોનો પદસંચાર તો થવા ન જ દેવો—તેમનો મદિરમાં પ્રવેશ થવા ન દેવો. સર્વ હિન્દુઓનો નાશ થયા પછી ભલે તેઓ ગમે તેમ કરે, પણ જીવતા તો ધર્મની રક્ષા કરવી જ જોઇએ." આવો નિશ્ચય એક એક મનુષ્યનો થઈ ગયો હતો, એ ચાણુક્ય પ્રભાતકુમારે તત્કાળ જાણી લીધુ અને તેથી તેના આંતરિક હર્ષનો પાર—અવધિ રહ્યો નહિ.

પોતાના સૈનિકોની શૌર્યભાવનાનુ અવલોકન કરીને પ્રભાત મન-મા જ વિચાર કરવા લાગ્યો કે, "મનુષ્યના હ્રદયમાં જ્યારે પોતાના ધર્મનો વિચાર આવે છે, ત્યારે તે ઉદારતા અને નિર્ભયતાથી પોતે જ પોતાના પ્રાણ અર્પવાને તૈયાર થઈ જાય છે. બાહુના બળથી યુદ્ધની ઘોષણા કરવાને બદલે ધર્મના બળથી યુદ્ધની ઘોષણા કરવી, એ સહ-સ્રધા વિશેષ ફલદાયક થાય છે. ધર્મની અદ્વિતીય શ્રદ્ધાવડે યુદ્ધ કરવાથી જ મહમ્મદ આટલી બધી શીઘ્રતાથી પોતાના ધર્મની સ્થાપના કરવાને સમર્થ થયો છે." એવો વિચાર કરી જે માર્ગમાં તે લોકો વિચરતા હતા, તે માર્ગમાં પ્રભાતે પણ સચાર કર્યો અને શીઘ્ર જ તે લોકો સાથે જગન્નાથના મદિર સમક્ષ આવી પહોંચ્યો. ત્યાં આવીને તે ઊભો રહ્યો.

વૈશાખની પૂર્ણિમાને દિવસે મનુષ્યોની જે અગણનીય સંખ્યા ત્યાં જોવામાં આવતી હતી, તેવી જ રીતે આજે પણ જગન્નાથના મદિર-દ્વારમાં અસખ્ય મનુષ્યો ઊભેલા જોવામાં આવતા હતા. જેના ઘરમાં જેવું હથિયાર હતુ, તેવું તે હથિયાર હાથમાં ઉપાડીને પ્રત્યેક પુરુષ બહાર નીકળી પડ્યો હતો. સહસ્રાવધિ ઉત્કલવાસી બ્રાહ્મણો ગળામાં વસ્ત્ર નાખી શ્રીજગન્નાથ સમક્ષ હસ્તદ્વય જોડી ઊભા રહીને સ્તુતિસ્તોત્ર ગાવામા લીન થએલા હતા. સહસ્ર જનોના કંઠમાંથી "જય, જગન્નાથનો જય!" એ જયસૂચક ધ્વનિ નીકળ્યા કરતો હતો. પ્રભાતની મૃત આશા પુન. સજીવન થવા લાગી. તે અશ્વપરથી ઊતરીને મદિરના ચોગાનમાં આવી પહોંચ્યો.

એ દિવસે જગન્નાથની મંગલ આર્ત્તિ મહા સમારોહથી થવાની હતી. હલાયુધ મિશ્ર ચિન્તા અને વ્યસ્તતાપૂર્ણ ચિત્તે અહીંતહીં ભ્રમણ કરીને મનુષ્યોના ઉત્સાહનું અવલોકન કરતો હતો. પંડિત ચક્રધર મિશ્રે પોતાના હસ્તથી આર્ત્તિ પ્રકટાવી, એટલામાં પ્રભાતના આગમન સમાચાર તેના સાંભળવામાં આવ્યા. એ સમાચાર સાંભળતાં જ ગભરાયલા મનથી તેઓ પ્રભાત પાસે આવ્યા, અને તેનાં લોહીથી ખરડાયલાં વસ્ત્રોને જોઇને થોડીવાર તો તેઓ શાન્ત અને નિઃસ્તબ્ધ જ બની ગયા! અંતે હલાયુધ મિશ્રે શાંતિનો સંહાર કરીને મહા વિસ્મયતાથી પ્રભાતને પૂછ્યું કે, "પ્રભાત! આજે તમારી આવી દશા કેમ છે? શું, ઓરીસાનો પ્રિય સહાયક આજે કોઈ શત્રુના શસ્ત્રાઘાતથી આહત થયો છે? રાજધાનીના શા સમાચાર છે? યવનો સાથેના યુદ્ધનું પરિણામ શું આવ્યું?"

પ્રભાતથી પ્રથમ તો ઉત્તર આપી શકાયુ નહિ. ખિન્નતાથી તેનું હૃદય બંધ થઈ ગયું હતુ. અંતે અંતઃકરણને દૃઢ કરીને અને છાતીને કઠિન બનાવીને તેણે કહેવા માંડયું કે,–

"રાજધાનીના સમાચાર મહા શોચનીય છે. ગઈ કાલે રાત્રે શત્રુઓએ કિલ્લાપર એકાએક હલ્લો કર્યો હતો. જો કે દુર્ગમાંના સૈનિકો તે વેળાએ પૂરેપૂરા સાવધાન નહોતા, તોપણ શત્રુઓ સાથે તેઓ ઘણી જ વીરતાથી લડ્યા હતા. કિન્તુ હાય! દૈવ અનુકૂલ ન થયું–પ્રતિકૂલ જ રહ્યું!! પ્રાતઃકાળ થતાં સુધીમાં શત્રુસેનાએ કિલ્લામાં આગ લગાડી દીધી! આપણા સૈનિકોના ઉત્સાહનો ભંગ થઈ ગયો. તેઓ પ્રાણના રક્ષણમાટે પલાયન કરવા લાગ્યા અને કિલ્લો મુસલ્માનોના હાથમાં ગયો!!!"

"રાજા અને રાજપુરીના શા વૃત્તાંત છે?" હલાયુધે દૃઢતાથી પૂછ્યું."

"જો કે પૂરેપૂરી ને સત્ય ઘટના વિશે તો હું કાંઈ પણ જાણતો નથી; છતાં પણ સહજ એવું અનુમાન કરી શકું છું કે, કાં તો રાજા કેદ થયા હશે ને કાં તો તેમના પ્રાણ પરલોકમાં પ્રયાણ કરી ગયા હશે. રાજપુરીની રક્ષા કરનારા સૈનિકોની સંખ્યા માત્ર બે હજારની જ હતી, અને શત્રુઓની સંખ્યા ઘણી જ વધારે હતી. રાજપુરીમાં શત્રુઓએ અવશ્ય લૂટ ચલાવી હશે, પરંતુ રાજરમણીઓપર કોઈ પણ પ્રકારનો અત્યાચાર થવાની સંભાવના હતી નહિ. કારણ કે, સ્ત્રીઓને પ્રથમ જ ત્યાંથી બીજે સ્થળે મોકલી દેવામાં આવી હતી." અશ્રુભરિત નેત્રોથી પ્રભાતકુમારે આર્યોના પરાજયની વાર્તા કહી સંભળાવી.

"ત્યારે રાજાસાથે તમારો મેળાપ થઈ નહોતો શક્યો?" પંડ્યા હલાયુધ મિશ્રે કાંઈક વધારે જાણવાના હેતુથી પાછો એ પ્રશ્ન પૂછ્યો.

"ગઈ કાલે સંધ્યાકાળ પહેલાં તેમની સાથે મારી મુલાકાત થઈ હતી, અને તે વેળાએ તેમણે મને એવા સમાચાર આપ્યા હતા કે, કાળો-પહાડ પ્રથમ જગન્નાથપુરીપર આક્રમણ કરવાનો છે, અને તેથી જ પાંચ હજાર સૈનિકોને મારા હાથમાં સોંપી, મને અહીં આવવાની આજ્ઞા કરીને પોતે નગરમાં ચાલ્યા ગયા હતા. ત્યારપછી રાત્રિના સમયે શત્રુઓએ અચિન્ત્ય આક્રમણ કર્યું અને મેં પણ યથાશક્તિ યુદ્ધ કર્યું. પરન્તુ જ્યારે વિજયની જરા પણ આશા ન રહી, ત્યારે સમરભૂમિનો ત્યાગ કરીને હું અહી ચાલ્યો આવ્યો. બીજીવાર રાજાને મળવા જેટલો મારી પાસે સમય જ ક્યાં હતો?" પ્રભાતે ભગ્ન હૃદયથી કહ્યું.

એના પ્રત્યુત્તરમાં હલાયુધ મિશ્રે જણાવ્યુ કે, "પ્રભાતકુમાર! હું જાણી ગયો કે, ઓરીસાના સ્વાતંત્ર્યસૂર્યનો સદાને માટે અસ્ત થઈ ગયો! મારો તો એ નિશ્ચય છે અને તમે પણ નિશ્ચયપૂર્વક માનજો કે, ઓરીસાના મહારાજા નન્દકુમાર દેવનો યુદ્ધમાં અવશ્ય વધ થયો હશે. તમારા શરીરમા તો કોઈ ભયંકર જખમ થયો નથી ને? થયો હોય, તો કહો, કે તેનો યોગ્ય ઉપચાર કરીએ? હાય—ભારત અને આર્યધર્મનુ કેવું પ્રબળ દુર્ભાગ્ય!! "

"શ્રી જગન્નાથની કૃપાથી અને આપના આશીર્વાદથી મારા શરી-રને લેશમાત્ર પણ હાનિ થઈ નથી. કેવળ યવનોના રક્તથી મારાં વસ્ત્રો રક્તવર્ણું થઈ ગયાં છે." પ્રભાતે હલાયુધની ચિંતાનું શમન કર્યું.

"જગન્નાથ કૃપા કરશે. ચક્રધારીનું ચક્ર તમારી રક્ષા કરશે. અહી સેનાનો કોઈ નાયક ન હોવાથી પ્રતિક્ષણ હું તમારી વાટ જોયા કરતો હતો. મને સ્વપ્ને પણ એવો ભાસ થયો નહોતો કે, આટલા સમયમાં આવી ભયાનક ઘટનાનો અભિનય થઈ જશે. અમે પણ એ વાર્તા તો જાણતા હતા કે, કાળોપહાડ પોતાના સૈન્ય સહિત પ્રથમ અહી જ આવવાનો છે. આજે સંધ્યાકાળ પૂર્વે અમને એવા સમાચાર પણ મળ્યા હતા કે, આજે યવનોએ ભુવનેશ્વર પાસે છાવણી નાખેલી છે." હલાયુધ મિશ્રે પોતે જાણતો હતો, તે વૃત્તાંત કહી સંભળાવ્યો.

"ભુવનેશ્વર પાસે છાવણી નાખી હોય, તો અહી પણ તેઓ સત્વર જ આવી પહોંચવા જોઇએ. યવનો આજ રાત્રે અથવા તો આવતી કાલે કોઈ પણ સમયે અવશ્ય જગન્નાથના મંદિરપર આક્રમણ કરશે જ. માટે આપણે પણ હવે સર્વથા લડવા માટે તૈયાર થઈ રહેવું જોઇએ." પ્રભાતે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"તૈયાર તો થઈ રહેવું જોઇએ, પણ કોના બળથી? આજે અસંખ્ય મનુષ્યો જોવામાં આવે છે, તે બધા ગૃહસ્થ છે, યુદ્ધ એટલે

શું, એટલું પણ એઓ જાણતા નથી. રાજાની યુદ્ધકળાપ્રવીણ સેના પણ પરાજિત થઈ ગઈ, ત્યારે આ બિચારાઓની શી શક્તિ?" હલાયુધ મિશ્રે નિરાશા દર્શાવી.

"એ વિશે આપે જરા પણ ચિંતા કરવી નહિ. એ ગૃહસ્થો જ ભયંકર સંગ્રામ કરશે. રાજાની સેના ધનના લોભથી યુદ્ધ કરતી હતી, પરંતુ આ ગૃહસ્થો પોતાના ધર્મમાટે, પોતાના પ્રભુમાટે અને પોતાની પવિત્રતાને જાળવવાના લોભથી યુદ્ધ કરવાને તત્પર થયેલા છે, માટે પ્રાણપર ઉદાર થઈને એ ગૃહસ્થો જ લડશે, એમાં લેશમાત્ર પણ સંશય નથી. માત્ર એક વાતની આપણે સંભાળ રાખવી જોઇએ, અને તે એ છે કે, ગઈ કાલે આપણો જે પરાજય થયો છે, તેની એમનામાંના એક પણ મનુષ્યને જાણ થવા દેવી જોઇએ નહિ. એ વાતની જો એમને ખબર પડશે, તો એ સર્વથા ભયભીત અને ઉત્સાહહીન બની જશે અને તેથી આપણા ધારેલા કાર્યમાં ન ધારેલો પ્રત્યવાય આવી પડશે." ચતુર પ્રભાતે ઉત્સાહનો ત્યાગ ન કર્યો અને પોતાના એ ભાવિલાભસૂચક વિચારો હલાયુધ મિશ્રને ઘણા જ શૌર્યથી કહી સંભળાવ્યા. હલાયુધ થોડીવાર કાંઇક વિચારમાં પડી ગયો અને ત્યારપછી કિંચિત્ ઉત્સાહથી તે પ્રભાતને ઉદ્દેશીને ગંભીર સ્વરે કહેવા લાગ્યો કે,–

"બહુ સારું, એ વાતને બહાર ન જવા દેવામાટે હું ઘણો જ સાવચેત રહીશ. આ સમયે આ દીન બ્રાહ્મણનાં બળ અને બુદ્ધિથી માત્ર તમે જ સહાયક છો. હવે તમે જાઓ—યુદ્ધ અને પ્રવાસના પરિશ્રમથી તમે ઘણા જ થાકેલા છો, માટે જઇને થોડીવાર વિશ્રાંતિ લ્યો. પછી જે વાતો કરવાની હશે, તે નીરાંતે આપણે કરીશું. પરંતુ એટલું ધ્યાનમાં રાખજો કે, શ્રી જગન્નાથના મંદિરના અંતર્ભાગમાં યવનોનો પ્રવેશ થવા ન પામે." ધર્મપરાયણ હલાયુધે એ પ્રાર્થના કરી.

એટલું કહીને હલાયુધ મિશ્ર પ્રભાતનો હસ્ત પકડીને મંદિરમાંથી બહાર આવ્યો અને એક ઊંચા ઓટલાપર ઉભો રહી ત્યાં એકત્ર થએલા જનસમાજને સંબોધીને કહેવા લાગ્યો કે, "સાંભળો, બંધુઓ! સાંભળો! પોતાના ભક્તજનોનો સંરક્ષક અને ત્રાતા શ્રી જગન્નાથ વિશ્વવિહારી છે જે વીર પ્રભાતકુમારની આપણે માર્ગપ્રતીક્ષા કરતા બેઠા હતા, તે વીર પુરુષ રણસાધનોથી સુસજ્જિત થઇને આપણને આવી મળ્યા છે. રાજાની આજ્ઞા અને શ્રી જગન્નાથના આદેશથી તમે સર્વજનો આ વીર નરનું અનુકરણ કરો અને દેવની સેવામાટે પોતાના શરીરના રક્તનું દાન કરો. ધર્મ જ મનુષ્યનું મુખ્ય દૈવત છે, માટે ધર્માર્થે પ્રાણ જાય, તો પણ ભય કરવાનું કશુંય કારણ નથી. ધર્મ-

માટે મરતાં પણ સ્વર્ગની પ્રાપ્તિ થશે, અને જીવતા રહ્યા તો અક્ષય કીર્ત્તિ મળશે."

દશે દિશામાં આકાશને ભેદવાવાળી જયગર્જના થવા લાગી. સીમા-શૂન્ય આકાશમાં એ આનન્દધ્વનિનો સર્વત્ર વિસ્તાર વધવા લાગ્યો. ચક્રધર મિશ્ર પ્રભાતને સાથે લઇને ગૃહપ્રતિ ચાલતો થયો.

"પ્રભાત! પ્રેમલુબ્ધ પ્રભાત! ગૃહમાં જઇશ નહિ—પાછો ફર. ઉષા તારાં દર્શનમાટે અત્યંત આતુર થએલી છે. તે તારી રણ—ઉત્કંઠા જેવા ઇચ્છે છે. જે વેળાએ તું યુદ્ધભૂમિમાં પ્રયાણ કરીશ, તે વેળાએ તે અશ્રુપૂર્ણ નેત્રોથી તારા મુખનું અવલોકન કરશે. તે વેળાએ તારા ઉત્સાહ અને બળને તુ દઢતાથી જાળવી શકીશ ખરો કે? જ્યારે તે પોતાના અકપટ મુખથી અવ્યક્ત ભાષામાં તને કહેશે કે, "પ્રભાત દેવ! આ દુ ખિની દારાનો ઉપદેશ માનો અને યુદ્ધમાં ન વિચરો. તમારા વિના મારું બીજું કોઈ નથી ઇશ્વર ન કરે ને કાંઈ અમંગળ થઈ જાય, તો આ અભાગિની અબળાનું શું થશે? પ્રભાત! તે સમયે મારા હિતમાટે તમે શી યોજના કરી શકશો? માત્ર કાષ્ઠચિતા." એ પ્રાર્થના સાંભળીને પણ તારો ઉત્સાહ અચળ રહેશે કે? તે સમયે ચળી તો નહિ જાય? જો તેમ હોય, તો અત્યારે જ પાછો વળ—યુદ્ધની અગત્ય નથી."

પ્રભાતનાં નેત્રો સમક્ષ વાતાવરણમા અદશ્યતાથી સ્થિત રહીને પ્રણયપ્રતિમાએ તેને એ પ્રમાણેનો ઉપદેશ આપ્યો અને વધારામાં જણાવ્યું કે, "પુરાણમાં એક સ્થળે કહેલુ છે કે, ભગીરથ રાજા ભાગી-રથી—ગંગા—ને સુરલોકમાંથી મૃત્યુલોકમાં લઈ આવ્યો. ભાગીરથીના પ્રબળ વેગને જેઇને કોઈ એક દાંભિક મદોન્મત્ત હસ્તીએ તેને અટકાવવાનો પ્રયત્ન કર્યો. પરન્તુ તેનું પરિણામ શું આવ્યું? ભાગીરથીના વેગનો તો અવરોધ થઈ ન જ શકયો, તેમ જ તે વેગ બીજી દિશામાં પણ વળ્યો નહિ. એટલે કે, તે દાંભિક હસ્તી ગંગાના વેગવાન્ પ્રવાહમાં તણાઈ ગયો! એ પૌરાણિક કથાનો અર્થ કિવા ભાવાર્થ મહાગૂઢ છે. એ એક રૂપક છે. પુણ્યમયી ગંગા તે પ્રેમપ્રવાહ સ્વરૂપ છે. જગદીશ્વરના પદ-કમળમાંથી તે પ્રેમપ્રવાહરૂપી પવિત્ર ગંગાનો ઉદ્દગમ થતો હોવાથી તે મહાપવિત્ર સરિતા મનાય છે. જે એ પવિત્ર ગંગામાં સ્નાન કરે છે, તેઓ પણ પુણ્યમય થઈ જાય છે. જેણે મૃત્યુને પણ જિતી લીધુ છે, તે શ્રી શંકરે પણ એ પ્રેમપ્રવાહસ્વરૂપી ગંગાને સ્વમસ્તકે ધારણ કરેલી છે. રૂપકમાં જે હસ્તીનું વર્ણન કરેલું છે, તે લોકલજ્જા અથવા દંભનું સ્વરૂપ છે અને તે પ્રેમપ્રવાહરૂપી ભાગીરથીના પ્રબળ વેગમાં તણાઇ ગયાનું કહેલું છે. પ્રણયસ્વરૂપી ગંગાનો પ્રવાહ પ્રારંભમાં કેવળ એક

માર્ગનો જ સ્વીકાર કરીને યોગ્ય સ્થળે અને યોગ્ય પ્રસંગે શતમુખ બની જાય છે અને અંતે સાગરસંગમમાં લીન થઈ જાય છે. પુરાણના એ ગૂઢાર્થનું તું પણ અવલંબન કર અને લોકલજ્જા તથા યુદ્ધના દંભનો ત્યાગ કરીને શંકરરૂપ બની તારી પ્રેમરૂપી ગંગાને—તારી હૃદયહારિણી ઉષાને—મસ્તકે ધારણ કર."

આ વિચારો જો કે વાસ્તવિક રીતે તો પ્રભાતના પોતાના હૃદયમાં જ ઉદ્ભવ્યા હતા, પણ પ્રેમના વેગમાં સ્વદેહનું જ્ઞાન ન રહેવાથી પોતાને જાણે બીજું કોઈ એ ઉપદેશ આપે છે, એવો તેના મનમાં ભ્રમ થયો. પોતાના વિચારોથી તે પોતે જ આશ્ચર્યચકિત થવા લાગ્યો. હવે તેને ઉષાની મૂર્ત્તિ પણ વાતાવરણમાં દેખાવા લાગી. તેને નિશ્ચય થયો કે, એ ઉપદેશની આપનારી ઉષા જ હોવી જોઇએ. એટલે તે ઉષાને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે, "રમણી! પ્રેમ અથવા પ્રણયની આવી પાંડિત્યપૂર્ણ વ્યાખ્યા તને કોણે શીખવી? મારે પણ પ્રેમના એ પ્રકારનું અધ્યયન કરવુ છે." કોઇએ ઉત્તર આપ્યું નહિ. પ્રભાતને ભાન થયું કે, પોતે ઉન્માદમાં બકે છે. તેણે ચક્રધર મિશ્રને અનુલક્ષીને કહ્યું કે, "હવે ગૃહમાં જવાની કશી પણ આવશ્યકતા નથી. મને અહીં જ અથવા બીજે કોઈ સ્થળે રહેવા દો."

"કેમ? એનું કાંઈ કારણ?" ચક્રધરે કાંઇક અચકાઇને સવાલ કર્યો.

"આજનો દિવસ ગૃહ સાથે વિશેષ સંબધ ન રાખવો, એ જ આપણા માટે વધારે લાભકારક છે. અત્યારે આપણે આ સંસારના સ્નેહ અને માયા આદિ પદાર્થોથી ઘણા જ દૂરના પ્રદેશમાં ઊભેલા છીએ. સમરભૂમિ જ આજે આપણું વિશ્રામસદન થવાનું છે. હું આજે શ્રી જગન્નાથના મંદિરમાં જ વિશ્રામ કરીશ." પ્રભાતે ગૂઢ આશયથી એ પ્રમાણે વિસ્તૃત ઉત્તર આપ્યુ.

ચક્રધરે એનું કશું પણ ઉત્તર આપ્યું નહિ. તે પણ સમજી ગયો કે, "વાસ્તવિક રીતે જોતાં આ વેળાએ અમે બધા સાંસારિક માયાથી ઘણા જ દૂર ગએલા છીએ. કાંઈ પણ કહ્યા વિના તે પાછો મંદિરની દિશામાં વિચરવા લાગ્યો.

મંદિર પાસેના સરોવરમાં સ્નાન કરીને પ્રભાતે વસ્ત્રો બદલ્યાં અને જગન્નાથનું ચરણામૃત લઇને મહાપ્રસાદનું ભોજન કર્યું. યુદ્ધ તથા પ્રવાસના કઠિન પરિશ્રમથી પ્રભાતનું શરીર બહુ જ શિથિલ થઈ ગયું હતુ. એટલે મંદિર સમીપના એક ઓટલાપર તે જરાક લેટ્યો અને ત્યાં જ તેને નિદ્રા આવી ગઈ. કટિભાગે લટકતી તલવાર તેના પ્રશાન્ત વક્ષઃસ્થલપર વિરાજવા લાગી. તે ગાઢનિદ્રામાં પડ્યો હતો.

રાત્રિ પ્રાયઃ સમાપ્ત થવા આવી હતી, અંધકાર ધીમે ધીમે ન્યૂન થતો જતો હતો અને તારકોના પ્રકાશમાં પણ મંદતાનો વિસ્તાર વધતો જતો હતો. પ્રકાશની અત્યંત મંદ છાયાનો જોનારનાં નેત્રોમાં આભાસ થતો હતો. કવચિત્ પક્ષીઓના કલરવનો ધ્વનિ પણ કર્ણગોચર થવા લાગ્યો હતો. જગતના જનોની નિદ્રા પણ શનૈઃ શનૈઃ પાતળી થતી જતી હતી. એવા સર્વથા આનંદદાયક અને મનોહારક સમયમાં પ્રભાતે એક અદ્ભુત સ્વપ્ન જોયું. તેણે સ્વપ્નમાં જોએલો આદર્શ આ પ્રમાણે હતો. "સુન્દર સુમનોથી ભરેલા એક મનોહર વૃક્ષતળે ઊભી રહીને મહામાયાવિની પ્રેમમૂર્ત્તિ ઉષા તેને રણસાધનોથી સુસજ્જિત કરવામાં પ્રવૃત્ત થએલી છે. પ્રથમ તેણે એક અત્યંત ચિત્તાકર્ષક પુષ્પધનુષ્ય પ્રભાતના હસ્તમાં આપ્યું અને ત્યારપછી કુસુમના જેવા જ કવચથી પ્રભાતના સમસ્ત શરીરને આચ્છાદિત કરી નાખ્યુ. યુદ્ધમાં જવાની અનુમતિ આપતી વેળાએ સહૃદયા ઉષાના નેત્રોમાંથી ઉષ્ણ અશ્રુઓનો વેગવાન્ પ્રવાહ વહી નીકળ્યો. પ્રભાતથી તેનું દુઃખ દેખી શકાયું નહિ. તેણે પ્રેમથી ઉષાને ચુંબન કર્યું અને શસ્ત્રાસ્ત્રોને નાખી દેવાનો પ્રયત્ન કર્યો. ઉષાએ તેને તેમ કરતા અટકાવ્યો." પ્રભાતની નિદ્રા ઊડી ગઈ.

પ્રાતઃકાલના માંગલિક શબ્દોથી સર્વ દિશાઓ નૃત્ય કરવા લાગી. સ્વપ્નમાં ઉષાનું જેવું મુખ જોયું હતુ, તેવા જ તેના મુખનું ધ્યાન કરતો પ્રભાત પાષાણના ઓટલાપર ઊઠીને બેઠો થયો. સ્વપ્નનું વારંવાર તેને સ્મરણ થવા લાગ્યું. એક કવિએ કહ્યુ છે કે, "મનુષ્યજીવનમાં સ્નેહસ્વપ્ન સમાન મિષ્ટ બીજો કોઈ પણ પદાર્થ નથી." અને તે અક્ષરેઅક્ષર સત્ય છે. પ્રભાતને ઉષાના અશ્રુપ્રવાહની સ્મૃતિ થતાં તેનાં નેત્રોમાંથી પણ અશ્રુનો પ્રવાહ વહેવા લાગ્યો; એ વેળાએ તેના મુખમંડળમાં સ્વર્ગીય પ્રકાશની છાયા પડેલી દેખાતી હતી. જે વેળાએ નવીન મુકુલો ફૂટવા માંડે છે, તે વેળાએ પુષ્પની શોભા અવર્ણનીય હોય છે, અને નિરાશામાંથી જે વેળાએ નૂતન આશાનો સંભવ દેખાય છે, તે વેળાએ આશાનું સ્વરૂપ પણ બહુ જ મનોહારક હોય છે. પ્રાતઃકાલીન તુષારબિન્દુઓથી વિભૂષિત કુસુમોમાં જેવી રીતે અપૂર્વ શોભાની છટા દેખાય છે, તેવી જ રીતે અશ્રુથી ભીંજાયલા પ્રેમીના મુખની શોભા પણ અદ્વિતીય કહેવાય છે. પ્રભાત પ્રેમી હતો અને અત્યારે તેના મુખમંડળમાં અશ્રુબિન્દુએ પોતાનું સામ્રાજ્ય પ્રસારેલું હતું. તેથી તેનામાં અપૂર્વ શોભાનો સમારોપ થયો હતો. પ્રેમીજનો અશ્રુના શુભ ગુણ અને અપૂર્વ આભાપ્રભાવના રહસ્યને સારી રીતે જાણી શકે તેમ છે. પ્રેમહીન જનોને એની કલ્પના પણ થવી અશક્ય છે. અસ્તુ.

સ્નાન, સંધ્યા આદિ નિત્ય કર્મોથી નિવૃત્ત થઇને મંદિરના શિખર-ભાગે ચઢીને પ્રભાતે પુરીના આસમન્તાત્ પ્રદેશમાં દૃષ્ટિ દોડાવી. સૂર્યનો સંપૂર્ણ પ્રકાશ થતાંજ સમુદ્રતીરે યવનોની લાલરંગી અર્ધચંદ્રના ચિહ્ન-વાળી પતાકા વાયુમાં ઉડતી તેના જોવામાં આવી. વાયુવેગે તે નીચે આવ્યો અને લડવાને તૈયાર થએલા મનુષ્યોને પોતાની તૈયારીમાં રહે-વાની તેણે સૂચના આપી દીધી.

યવન અને આર્યોનું જેવી રીતે યુદ્ધ થવાનું હતું, તેવી જ રીતે પ્રભાત તથા ઉષાની આશા અને નિરાશાનું પણ ગર્ભિત યુદ્ધ થવાનું હતું. હવે જોવાનું છે કે, વિજય કોનો થાય છે, યવનોનો કે આર્યોનો? પ્રભાત અને ઉષાની આશાનો કે નિરાશાનો? જેનો વિજય થશે, તેનો પ્રકાશ પોતાની મેળે જ દૃષ્ટિગોચર થશે, માટે અત્યારે તેના ઊહાપોહની કશી પણ આવશ્યકતા નથી. હાલ તો ચાલો વિનોદી વાચકો, આપણે પણ જઇએ યુદ્ધભૂમિમાં, યુદ્ધના આદર્શ અને મનુષ્યોની નિર્દયતાને જોવાને!



## ષષ્ઠ પરિચ્છેદ

## પુરી—આક્રમણ

પ્રાતઃકાલમાં સૂર્યોદય થતાં જ સમુદ્રતીરે પઠાણોની લાલરંગી પતાકા દૃષ્ટિગોચર થવા લાગી, એ આપણે ઉપર જાણી આવ્યા છીએ. મંદિ-રના સંરક્ષક ઉત્કલવાસીજનો પરસ્પરનાં વદનોને સજળ નેત્રોથી નિહા-ળવા લાગ્યા જાણે તેઓ એકબીજાથી સદાને માટે મુક્ત અને વિયુક્ત થતા હોયની! એવો તેમનાં વચનોના શ્રવણથી અને ખિન્ન મુખમુદ્રાના અવલોકનથી ભાસ થતો હતો. પ્રભાતે પોતાની કમર કસી. હલાયુધ મિશ્ર શ્રી જગન્નાથ સમક્ષ હસ્તદ્વય જોડીને ઉભો રહ્યો, તે જાણે અંતિમ દર્શન કરવામાટે જ આવ્યો હોયની! તદ્વત્ સર્વથા નિરાશ દેખાતો હતો. તે નમ્રતાથી જગન્નાથને અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરતો બોલ્યો કે, "હે શ્રી જગન્નાથ! હે મધુસૂદન! હે વિશ્વસ્વામિન્! પોતાના વ્રતનો ભંગ કરશો નહિ. તમારા ભક્તો સંકટમાં છે, માટે તેમનું રક્ષણ કરશો! અમારા સહાયક, અમારું બળ અને અમારું સાહસ ઇત્યાદિ સર્વસ્વ તમે જ છો! યવનોનાં ચરણોમાં હિન્દુઓનાં માથાં રવડાવશો નહિ. યુદ્ધક્ષેત્રમાં વિચરતી વેળાએ અમારા હસ્તોમાં અને હૃદયમાં બળ તથા સાહસ આપજો." એ પ્રાર્થના કરતાં કરતાં વૃદ્ધ મિશ્ર હલાયુધનાં નેત્રોમાંથી ઉષ્ણ અશ્રુનાં બે બિન્દુ ટપકી પડ્યાં.

પ્રભાતકુમારે પોતાના સહચારીઓને ઉદ્દેશીને કહ્યું કે, "ધર્મ-

બંધુઓ ! મુસલ્માનો હવે આપણા આ ધર્મસ્થાનપર પણ આક્રમણ કરવામાટે આવી પહોંચ્યા છે, ત્યારે આપણો પણ એ જ ધર્મ છે કે, બનતા પ્રયત્ને આ પવિત્ર જગન્નાથપુરીનું રક્ષણ કરવું. તમારો શો અભિપ્રાય છે ?"

"મહારાજ ! અમારો પણ એ જ અભિપ્રાય છે કે, પ્રાણ જાય ત્યાં સૂધી લડવું, લડવું અને લડવું જ !" એક શૂરવીર યોધાએ ઉત્તર આપ્યું. "આર્ય વીર ! જય મળશે કે પરાજય, એ વાર્ત્તા તો ઈશ્વરાધીન છે. પરંતુ પ્રાણ જતાં સૂધી અમે અમારા ધર્મનો ત્યાગ કરીશું નહિ." એક બીજા વીરે એ ઉદ્ગાર કાઢ્યો.

"તમારો અભિપ્રાય યથાર્થ છે. આર્યોને એ જ ઉચિત છે. મારા કહેવાનો ભાવાર્થ એવો છે કે, બધાએ સાવધાન રહેવું." પ્રભાતકુમારે કહ્યું.

"પરંતુ યવનો સર્વદા અધર્મયુદ્ધ કરે છે, એમ જે સાંભળવામાં આવે છે, તે સત્ય કે અસત્ય છે ?" ચક્રધર મિશ્રે પ્રશ્ન કર્યો.

"સત્ય છે. પરંતુ યવનો અધર્મથી લડતા હોય, એટલે આપણે પણ અધર્મયુદ્ધ કરવું જોઇએ, એવો કાંઈ નિયમ નથી. આર્ય વીરો કોઈ કાળે પણ અધર્મયુદ્ધમાં પ્રવૃત્ત થતા નથી. અગ્રભાગે રહીને લડવું તેનું નામ જ લડવું છે. જો આપણે જિતીશું તો તીર્થભૂમિનો ઉદ્ધાર થશે, અને મરીશું તો સ્વર્ગ મળશે. આપણા ઉભય પક્ષો લાભદાયક છે. વળી જીવીશું કે મરીશું, તોપણ યશસ્વી તો આપણે થવાના જ." પ્રભાતકુમારે સર્વનો ઉત્સાહ વધારવા માટે લાગણીથી કહ્યું.

"વીરવર્ય ! એમાં શો સંદેહ છે ? અને વળી કદાચિત્ આપણે અધર્મયુદ્ધ આચરીએ, તોપણ વિજયનો કાંઈ નિશ્ચય નથી. આપણા કરતાં યવનોની સૈના બહુ જ વધારે છે." એક સત્ય વીરે પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

"છતાં પણ એમની સાથે લડવું તો છે જ. તમે સર્વ ચતુર છો, માટે વિશેષ કહેવાની કાંઈ પણ આવશ્યકતા નથી. તમને સાવધ રહેવાનો ઉપદેશ આપવો, એ જો કે યોગ્ય તો નથી જ, તોપણ મારો અધિકાર મને તેમ કહેવાની ફરજ પાડે છે; તેની ક્ષમા કરશો." પ્રભાતે પોતાનો નમ્ર ભાવ દર્શાવ્યો.

"કાંઈ ચિંતા નહિ. જેવું આપણા ભાગ્યમાં લખ્યું હશે, તેવું ફળ આપણને મળશે. વધો આગળ અને બોલો જય શ્રી જગન્નાથનો જય !" સર્વેએ એક સમયાવચ્છેદે ગગનભેદક ધ્વનિ કર્યો.

એટલામાં રણવાદ્યોનો ધ્વનિ થવા લાગ્યો. યવનોએ પુરીના બહિર્ભાગમાં ઉભા રહીને યુદ્ધની ભયંકર ઘોષણા કરી. અશ્વારોહી

સૈનિકોના અશ્વોના ચલનથી માર્ગમાં ઉડતી ધૂળ આકાશમાં પહોંચવા લાગી. ભયાનક ઝંઝાવાત અથવા અવસ્કંદના આગમન પૂર્વે થોડીકવાર સુધી પ્રકૃતિ દેવી જેવી રીતે સર્વથા શાંત ભાવ ધારણ કરી રહે છે, તેવી જ રીતે કોલાહલપૂર્ણ પુરીએ અલ્પ સમય માટે શાંતિરૂપ શૃંગાર ધાર્યો. પરંતુ ત્યારપછી તત્કાળ જ કોપરૂપ ઝંઝાવાતનો વેગ વધ્યો અને ક્ષણમાત્રમાં જ તે મહાન્ સૈનારૂપી સમુદ્રમાં યુદ્ધરૂપી ભયંકર લહરીઓ ઉદ્ભવવા લાગી. એક તીક્ષ્ણ ધારવાળું શસ્ત્ર હસ્તમાં લઈ ક્રોધિષ્ટ શાર્દૂલ પ્રમાણે કૂદકો મારીને હુલાયુધ મિશ્ર મંદિરમાંથી બહાર નીકળ્યો. એ વૃદ્ધનાં નેત્રોમાંથી અગ્નિની વૃષ્ટિ થતી જોવામાં આવતી હતી અને કોઈ દૈવી શક્તિએ જાણે તેને ઉન્મત્ત બનાવી દીધો હોયની, એવો તેનો આદર્શ દેખાતો હતો.

તીડોના દળ પ્રમાણે શત્રુસેના મેદાનમાં ફેલાયલી હતી, અને તેમની સંખ્યા ગણી ન શકાય તેટલી હતી. વર્ષાઋતુના મેઘો પ્રમાણે શત્રુસૈન્યે જગન્નાથપુરીને ચારે તરફથી ઘેરી લીધી. દશ હજાર ઘોડેસ્વાર ફોજી જવાનોને સાથે લઈને યવનસેનાપતિ કાળાપહાડે પ્રબળ વેગથી સિંહદ્વારપર હલ્લો કર્યો. જેવી રીતે નદીનો વેગવાન્ જલપ્રવાહ પર્વતસંગે અથડાઈને અટકી પડે છે, તેવી રીતે દ્વાર પર્યન્ત આવીને યવનસેના અટકીને ઉભી રહી. મરણનો નિશ્ચય કરી ચૂકેલા ઉત્કલવાસીજનો સમરસાગરમાં યાહોમ કરીને કૂદી પડ્યા. ઉભય પક્ષના સૈનિકો એક બીજાના સમૂહમાં ભળી ગયા અને લગભગ એક પ્રહર પર્યન્ત તેમનું પરસ્પર યુદ્ધ ચાલુ રહ્યું. મુસલ્માનોનું પ્રથમ આક્રમણ વ્યર્થ ગયું—અર્થાત્ ધાર્યા પ્રમાણે તેઓ સિંહદ્વારને તોડી શક્યા નહિ.

કાળાપહાડે થોડીવાર યુદ્ધ બંધ રાખ્યું અને પોતાના સૈન્યના કેટલાક ખાસ અધિકારીઓને એકત્ર કરીને તેણે કહ્યું કે, "અબ્દુલ્લતીફ! અહીં હવે બહુ જ હુશિયારીથી લડવાની અગત્ય છે. મારા ધારવા કરતાં હિન્દુઓમાં કાંઈક આજે વધારે જોર જોવામાં આવે છે. રુકનુદ્દીન! બપોર પછીની યુદ્ધની સર્વ વ્યવસ્થા તમારે કરવાની છે, અને રાત્રિના ચોકી પહેરાનો બંદોબસ્ત પણ ઘણો જ સારો રાખવો જોઈશે. ક્યાંક એમ ન થઈ જાય કે, આપણે બધા ગફલતમાં રહીએ અને નન્દકુમારનો નવીન સેનાપતિ જેવી રીતે કાસિદના વેશમાં આવીને મારી બીબી નજીરનનું હરણ કરી ગયો, તેવી રીતે કોઈનું ખૂન કરી જાય ને આપણાથી કાંઈ પણ ન થાય!"

"જો હિન્દુઓના લશ્કરમાં વધારેમાં વધારે બહાદુર કોઈ પણ જવાંમર્દ હોય, તો તે એ નવીન સેનાપતિ જ છે. મારા સાંભળવા પ્રમાણે તે

આસમાનને પોતાનો તંબૂ અને જમીનને ફર્શ માને છે. તે રાત્રિદિવસ યુદ્ધનો જ વિચાર કર્યા કરે છે અને યુદ્ધ કરવામાટે જ ફર્યા કરે છે. ઓરીસાના રહીસો એને પરમેશ્વર પ્રમાણે પૂજ્ય માને છે." અબ્દુલ્લતીફે નમ્રતાપૂર્વક પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

"વલ્લાહ! તમારાં વચનો અક્ષરેઅક્ષર સત્ય છે. આપણો અત્યારે એક અજેય શત્રુ સાથે મુકાબલો થયો છે. એ નવીન સેનાપતિની ભીતિ જ માત્ર મનને સંતપ્ત કર્યા કરે છે. કોઈપણ રીતે જો એ કંબખ્ત જીવતો જાગતો હાથમાં આવી જાય, તો પછી બીજા સૈનિકોનું કાંઈ પણ બળ ચાલશે નહિ." રુકનુદ્દીને યથામતિ પોતાના વિચારોનું પ્રકટીકરણ કર્યું.

"દુશ્મન્ ઘણો જ જોરાવર છતાં પણ આપે તેના જીવને જોખમ ન પહોંચાડવાનો અને જીવતો જ પકડી લાવવાનો હુકમ કર્યો છે, તેનું કારણ શું છે, તે કૃપા કરીને જણાવશો? એના રહસ્યને જાણવાની મારામાં શક્તિ નથી." કાજી સાહેબે દાઢીપર હાથ ફેરવીને કાળાપહાડને એ સવાલ પૂછ્યો.

"એના કારણ અને રહસ્યનો પરિસ્ફોટ મારાથી અત્યારે કરી શકાય તેમ નથી. કારણ કે, જે કારણથી તેને હું જીવતો પકડવા ઇચ્છું છું, તે કારણ સત્ય ઠરશે કે અસત્ય, એ વિશે અદ્યાપિ મારો પોતાનો પણ એક દૃઢ નિશ્ચય થયો નથી. પરંતુ જો મારી ધારણા સત્ય ઠરશે, તો પરિણામ પોતાની મેળે જ જણાઈ રહેશે." કાળાપહાડે નિષ્કપટતાથી જેવો હતો તેવો જ જવાબ દીધો.

"બહુ સારું. ખુદા હુજૂરને સલામત રાખે!" કાજીએ સવાલોમાં આગળ ન વધતાં વાતને ટૂંકી કરવાના હેતુથી આશીર્વાદ આપીને વાદ-વિવાદની પરિસમાપ્તિ કરી નાખી. કાળોપહાડ અશ્વારોહણ કરીને સૈન્યમાં ફર્યો અને એક એક સૈનિકને ભિન્ન ભિન્ન પ્રોત્સાહન આપીને યુદ્ધમાં અગ્રભાગે અને અચલ રહેવાની આજ્ઞા કરી દીધી.

પલમાત્ર પછી પુનઃ લોમહર્ષણ સંગ્રામનો આરંભ થયો. જાણે ગિરિરાજ પોતાના મસ્તકને ઝુકાવીને મૂપળધાર વૃષ્ટિની ધારા સહી રહ્યો હોયની! એવો જ ત્યાં આદર્શ જોવામાં આવતો હતો. તોપના શતાવધિ ગોળા દુર્ગની દુર્ભેદ્ય દીવાલોમાં અથડાઇને પૃથ્વીપર પડવા લાગ્યા અને દિશાઓ કંપાયમાન થવા લાગી. પોતપોતાની ગુહાઓમાં સિંહો ભીષણ ગર્જના કરવા લાગ્યા અને સમુદ્રમાં પણ કંપનો આવિર્ભાવ થયો. ગોળાના ભયંકર આઘાતને દીવાલો સહી ન શકી, એટલે થોડી જ વારમાં એક ભયંકર ધડાકાસાથે સિંહદ્વારના ટુકડે ટુકડા થઈ ગયા.

નદીનો બંધ તૂટી જવાથી જેવી રીતે નદીનો પ્રવાહ પ્રબળ વેગથી વહેવા માંડે છે, તેવી રીતે યવનો પ્રબળ વેગથી પુરીના અંતર્ભાગમા જવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પરંતુ ઉત્કલવાસીજનો લોહદુર્ગનું રૂપ ધારણ કરીને દ્વારસમક્ષ ઊભેલા હતા, એટલે યવનોથી આગળ વધી શકાયું નહિ. મુસલ્માનો એક પછી એક હલ્લાઓ કરતા જ રહ્યા, પણ ઉત્કલવાસીઓ તો મરવાનો જ સંકલ્પ કરી બેઠા હતા, એટલે તેમના સમક્ષ કોઈ ટકી શકતું નહોતું. સારાંશ કે, મુસલ્માનોનો પુરીમાં સત્વર પ્રવેશ થઈ શકયો નહિ.

પુનઃ ભયાનક ગર્જનાઓ સહિત તોપોમાંથી અગ્નિ વર્ષવા લાગ્યો. તોપોની ગતિને કોઈ પણ રોકી શકે એમ હતું નહિ. રૂનાં પુંભડાં પ્રમાણે ઉત્કલી સેના ચારે તરફ ઉડવા લાગી અને પળ માત્રમાં હિંદુઓનાં અસંખ્ય મૃત શરીરો રણભૂમિમાં રખડતાં જેવામાં આવ્યાં. એક સો ઘોડેસ્વાર સિપાહીઓને સાથે લઇને સેનાપતિ કાળાપહાડ ઉત્કલી સૈન્યના સમૂહને ઉલ્લંઘી તથા સિંહદ્વારનું ઉલ્લંઘન કરીને પુરીના અંતર્ભાગમાં આવી પહોંચ્યો. તેની ભયંકર ગર્જનાએ ક્ષણમાત્ર તો સર્વને નિઃસ્તબ્ધ બનાવી નાખ્યા. સિંહે સિંહની ગર્જના સાંભળી. બન્ને વીરો પોતપોતાના હાથમાં નાગી તલવાર ધારણ કરીને તુમુલ યુદ્ધ કરવા લાગ્યા નિર્ભય આર્યવીર પ્રભાતકુમારે સેનાપતિ કાળાપહાડના પ્રબળ વેગનો અવરોધ કરી નાખ્યો. ઉભય અસિઓના વારંવાર થતા ઘર્ષણથી તેમાંથી અગ્નિ-કણોનો ઉદ્ભવ થવા લાગ્યો. સર્વજનો શાંત ચિત્તે એ દ્વંદ્વયુદ્ધનું અવલોકન કરવા લાગ્યા. ઉભય વીરયુવકોએ એક બીજાને આશ્ચર્યની દૃષ્ટિથી જોયા. મનમાં એક પ્રકારનો નિશ્ચય થતાં જ કાળાપહાડ પોતાના ઘોડાને વાળીને બીજી બાજૂએ ચાલ્યો ગયો તેના સો ઘોડેસ્વાર સિપાહીઓમાંથી એક પણ જીવતો રહેવા પામ્યો નહોતો. તે સર્વ યમરાજની મહા સભામાં પોતાનાં સુકૃત્ય અને કુકૃત્યનાં ફળો ભોગવવામાટે આ લોકમાંથી પરલોકમાં પ્રયાણ કરી ચૂકયા હતા. તેમનાં મડદાં ધરણીપર અહીં તહીં રખડતાં છૂટાં છવાયાં પડેલાં હતાં. શરીર ક્ષણભંગુર છે, એ સિદ્ધાન્તે ત્યાં એક પ્રકારનું પ્રત્યક્ષ સ્વરૂપ ધારણ કર્યું હતું.

પાછો પ્રબળ વેગવાન્ ઝંઝાવાતનો આરંભ થયો. નદીના પ્રવાહ પ્રમાણે પઠાણ સૈનિકો જગન્નાથપુરીમાં પ્રવેશ કરવા લાગ્યા હલાયુધ મિશ્ર પોતાના સૈનિકોના ઉત્સાહની વૃદ્ધિ કર્યા કરતો હતો, તેના લલાટમાંથી પ્રબળ વેગે રક્તની ધારા વહી નીકળી હતી. તેના ખાલી ન જવાવાળા બરછીના પ્રહારથી સેંકડો મુસલ્માનોની છાતીઓ ફાટી જતી હતી. તેના અ-સાધારણ અને અલૌકિક વીરત્વથી શત્રુજનોનાં હૃદયો કંપાયમાન થવા લાગ્યાં.

લડતાં લડતાં પ્રભાતકુમાર શત્રુઓની અગણિત સેનાના મધ્યભાગમાં જઈ પડ્યો. તેના સ્કંધભાગે અસિના બે પ્રહાર થયા, પરંતુ તે પ્રહારોને તેણે જરા પણ ગણકાર્યા નહિ. તે પોતાના તલવાર ચલાવવાના અને શત્રુઓના સંહારના કાર્યમાં એકતાનથી પ્રવૃત્ત રહ્યો. એટલામાં એક યવન સૈનિકની બરછી તેના ઘોડાના પેટમાં આવીને પેસી ગઈ. પ્રભાતે મુખ ફેરવીને જોયું, તો એક અશ્વારોહી યવન પોતાના શિરપર તલવાર ખેંચીને ચાલ્યો આવતો તેના જોવામાં આવ્યો. તે પોતાની તલવારનો વાર કરવા જતો હતો, એટલામાં એક અન્ય વીર યુવકે પોતાની તલવારના વારથી તેની તલવારના બે ટુકડા કરી નાખ્યા. ત્યારે એ વીર કોણ હોવો જોઇએ? એ વીર તે સેનાપતિ કાળોપહાડ પોતે હતો. તે પ્રભાતના પ્રાણનું રક્ષણ કરીને સર્વને ઉદ્દેશીને બોલ્યો કે, "આ વીર યુવકના શરીરપર કોઇએ પણ શસ્ત્ર કે અસ્ત્રનો પ્રયોગ ન કરવો, એવો મારો સખ્ત હુકમ છે. અને માન મર્યાદાથી જીવતો જ કેદ કરી લ્યો." કાળાપહાડની એવી આજ્ઞા થતાં જ યમદૂત સમાન ચાર અશ્વારોહી સિપાહીઓએ પ્રભાતકુમારને ચતુર્ભુજ કરી લીધો. સિંહ પાંજરામાં પૂરાયો. યવનોના ભીષણ કોલાહલથી પૃથ્વી, આકાશ અને અષ્ટ દિશાઓ થરથર કંપવા લાગ્યાં.

મંદિરના સંરક્ષક સૈનિકોના ઉત્સાહને વધારનાર હવે કોઈ પણ રહ્યો નહિ. પ્રભાતના પ્રતિબંધના સમાચાર હુલાયુધ મિશ્રે તત્કાળ સાંભળ્યા, અને એ સમાચાર સાંભળતાં જ તેનું અર્ધ બળ તો ત્યાં જ ક્ષીણ થઈ ગયું. વૃદ્ધ હુલાયુધે ભવિષ્યનું માનસિક અવલોકન કર્યું—ચતુર્દિશામાં અંધકાર વ્યાપેલો તેના જોવામા આવ્યો. તેણે પોતાના વૃદ્ધ જીવનની રક્ષા કરવાનું કાર્ય અયોગ્ય વિચાર્યું—તેનો જીવનદીપ એકાએક અલૌકિક રીતિથી ચમકવા લાગ્યો. કોપ અને વિક્ષોભથી તે સિંહ અને મેઘ સમાન વિચિત્ર નાદ કરવા લાગ્યો. એટલામાં મંદિરના સોપાનપર સેનાપતિ કાળોપહાડ ઊભેલો તેની દૃષ્ટિએ પડ્યો. સેનાપતિને જોતાં જ તાકીને તેણે તેના મસ્તકમાં પોતાની બરછીનો વાર કર્યો અને તે બરછી વીજળીના વેગે જઇને યવનસેનાધ્યક્ષના સ્કંધમાં પેસી ગઈ. બરછી લાગતાં જ સેનાપતિએ પોતાનું શસ્ત્ર ચલાવ્યું અને તેનો આઘાત થતાં જ હુલાયુધનું મસ્તક ધડથી જૂદું થઈ ગયું. અને તે ભૂમિપર પડીને વિચિત્ર નૃત્ય કરવા લાગ્યું.

મંદિરના સંરક્ષક સૈનિકો નાયકવિહીન થઇને ઇતસ્તતઃ પલાયન કરવા લાગ્યા. પઠાણો યુદ્ધનો ત્યાગ કરીને મંદિરને લૂટવાના કાર્યમાં પ્રવૃત્ત થયા અને દેવમૂર્ત્તિઓને તોડવા લાગ્યા. સેનાપતિ કાળોપહાડ

કૂદીને જગન્નાથની મૂર્ત્તિ પાસે ગયો અને તેને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે, "જો તમે દેવ છો અને સુદર્શન નામક ચક્રને ધારણ કરનારા છો, તો ધાર્મિકોના ધર્મનું રક્ષણ કેમ નથી કરતા ?" ભગ્ન સ્વરથી કાળાપહાડે એ વચનો વદીને મૂર્ત્તિપર તલવારનો એક વાર કર્યો અને સિંહ સમાન ગર્જતો મંદિરમાંથી બહાર આવીને ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કે, "કાળાપહાડનો સમરાભિનય આજે સમાપ્ત થયો, અને તેના જીવનવ્રતની પણ આજે સમાપ્તિ થઈ. જો વાસ્તવિકતાથી તમે દેવ જ છો, તો કાળાપહાડના પ્રેતાત્મામાટે નરકનાં દ્વાર સત્વર ખોલી નાખો." પઠાણોના ઘોરતમ જયધ્વનિથી આકાશ અને અવનીમાં કંપનો આવિર્ભાવ થવા લાગ્યો.

યુદ્ધની ઇતિશ્રી કરીને અને જગન્નાથની ભગ્નમૂર્ત્તિ તથા બંદિવાન્ પ્રભાતકુમારને સાથે લઇને કાળોપહાડ ચિલ્કાહ્રદ પ્રતિ ચાલતો થયો. નજીરુન્નિસાને જહાજપુરમાં એક ગુપ્ત સ્થળે રાખવામાં આવી હતી, તે સ્થળે તેને લઈ આવવામાટે તેણે વીસ સૈનિકોને રવાના કર્યા. મુસલ્માનોનો વિજય મેળવ્યા પછી લોકોપર જે અત્યાચાર કરવાનો નિયમ હતો, તેનું પાલન જગન્નાથપુરીમાં કરાયું નહિ. કારણ કે, સેનાપતિની આજ્ઞાથી રણશૃંગ વગાડીને સર્વને એવી આજ્ઞા આપી દેવામાં આવી કે, "નગરવાસીજનોપર અને ખાસ કરીને સ્ત્રીઓપર જો કોઈ કાંઈ પણ અત્યાચાર કરશે, તો તેને તત્કાળ શૂળીએ ચઢાવી મારી નાંખવામાં આવશે." સેનાપતિની એ કઠિનતમ આજ્ઞાના મૂળ તાત્પર્યને કોઈ પણ જાણી શક્યું નહિ. સર્વ યવન સૈનિકો નિરાશ થઇને પુરીમાંથી બહાર નીકળ્યા.

એ સમયે પુરીમાં સર્વત્ર હાહાકારવિના બીજો કોઈ પણ પ્રકારનો ધ્વનિ સંભળાતો નહોતો. પતિ તથા પુત્રહીના નારીઓનો કાતરતાપૂર્ણ વિલાપ અને તેમના વિયોગાન્ત શોકના અભિનયનું વર્ણન કોણ કરી શકે એમ છે ? એ ઉચ્ચ રોદનધ્વનિમાં એક બાળા શાન્ત ભાવથી નેત્રોમાંથી નીર વહેવડાવતી અત્યંત નમ્રતા સહિત આકાશસ્થ દેવો પાસેથી પોતાના હૃદયમંદિરના દેવની ભિક્ષા માગવામાં લીન થએલી હતી. એવો તે એ નિર્દોષ નારીનો શત્રુ કોણ હશે, કે જેણે પ્રભાતના મરણસમાચારનો સર્વત્ર વિસ્તાર કરી નાખ્યો હતો ? કોઇએ આવીને એ દારુણ સમાચાર ઉષાને સંભળાવ્યા અને એ અશુભ વાર્ત્તા સાંભળતાં જ ઉષાના પ્રાણ ઊડી ગયા. એ દુઃખદ વાર્ત્તા તેનાથી સહન થઈ શકી નહિ—તે ત્યાં જ નિશ્ચેષ્ટ—ચેતનહીના થઇને પૃથ્વીપર ઢળી પડી. અફસોસ ! એ વેળાએ તેને આશ્વાસન આપીને સચેત કરનારી તેની પ્રિયસખી પ્રભાવતી પાસે હતી નહિ, એટલે તે એમની એમ પડી રહી.

સંધ્યાકાલીન સ્નિગ્ધ સમીર સમરભૂમિમાં પડેલાં અસંખ્ય મૃત શરીરોને સ્પર્શ કરીને પોતાનું વહન કાર્ય કરી રહ્યો હતો. પૂર્વ પ્રમાણે સમુદ્રની અવિશ્રાંત ગર્જનાનો ધ્વનિ સ્પષ્ટતાથી સાંભળવામાં આવતો હતો. વિહંગો પૂર્વવત્ પોતાના કૂજનનો વિસ્તાર કરવા લાગ્યાં હતાં. સ્મશાનદશ્યને અંગિત કરતી વિશાળ મંદિરશ્રેણિ શાન્તભાવ ધારીને ઉભી હતી. એવી એ ભયાનક ભૂમિમાં એક તરણ બાળા અહીં તહીં ભટકતી જોવામાં આવતી હતી તેના સુકોમલ કપોલપ્રદેશમાંથી અશ્રુનો પ્રવાહ વહ્યો જતો હતો. તેનો મુક્ત કેશકલાપ તેના મુખમંડળપર સર્વત્ર છવાઈ ગયો હતો. દુખિની બાળા પ્રત્યેક મૃત મનુષ્ય સમક્ષ જઇને પોતાની કોઈ ખોવાયલી વસ્તુનો શોધ કરતી હોય, એમ તેની આતુર મુખચર્યાથી અનુમાન થતું હતું. જો પ્રભાતનો મૃત દેહ મળી આવે, તો તેને છાતીએ લગાડીને ઉષાનો એકવાર વનભેદક રોદન કરવાનો મનોભાવ હતો અને સહગમનનો નિશ્ચય પણ તેણે હૃદયમાં કરી રાખ્યો હતો પરંતુ મૃત પ્રભાત તેના જોવામાં આવ્યો નહિ અને તે ભટકતી જ રહી.

એટલામાં બે પઠાણ ઘોડેસ્વારો ત્યાં એકાએક આવી લાગ્યા અને આવતાં જ તેમની દૃષ્ટિ ઉષાપર પડી દુ·ખિની હરિણી શાર્દૂલના પંજામાં સપડાઈ ગઈ—અર્થાત્ ઉષા યવનોના હસ્તમાં સપડાઈ. નિર્દય યવન સૈનિકો તે નિર્દોષ નારીના હૃદયના મર્મને જાણી શક્યા નહિ. તેઓ તેને પકડીને ઘોડાને દોડાવતા ચિલ્કાહૃદની દિશામાં ચાલતા થયા સંધ્યાના અંધકારે તેમને પોતાની કૃષ્ણ છાયામાં છૂપાવી દીધા. પળમાત્રમાં ઉષા સહિત તેઓ અદૃશ્ય થઈ ગયા. ધ્યાન આપતાં માત્ર બાળાનો મંદમંદ રોદનધ્વનિ કર્ણગોચર થતો હતો. આપણે કહી નથી શકતા કે, એ બાળાને પકડનાર યવનોનાં હૃદયો ઈશ્વરે પાષાણ સમાન કઠિન કેમ બનાવ્યાં હશે! શું આ સંસારમાં કરુણા, દયા કે વાત્સલ્યનો લેશ માત્ર પણ અવશેષ નથી? પરમાત્મા જાણે, એ જ એનું ઉત્તર છે.

કાળાપહાડની પત્ની નજીરન્નિસાને કેદ કરનાર પ્રભાતકુમાર પોતે પણ પકડાઈ ગયો અને તેની ભાવી ભાર્યા પણ યવનોના હાથમાં જઈ પડી. સુરને સ્થાને વિજયશ્રીએ અસુરોના ગળામાં જ વરમાળા પહેરાવી. એને આપણે કાળના પ્રભાવ વિના બીજા ક્યા નામથી ઓળખી શકીએ એમ છે? અર્થાત્ કાળનો એવો ભયંકર પ્રભાવ છે કે, જો તે ક્રોધિષ્ટ થયો, તો અવશ્ય પોતાનું વૈર વાળે છે, સુખીને દુઃખના દવમાં પ્રજાળે છે—કાળના વિચિત્ર ક્રૌર્યથી ધવાયલું મનુષ્ય જીવિત છતાં પણ મરણને સ્વસન્મુખ મૂર્ત્તિમાન્ ઉભેલું પ્રત્યક્ષ ભાળે છે. કાળના એવા પ્રભાવને

અનુસરીને મહાન્ આંગ્લ નાટ્યગુરુએ પણ પોતાના એક નાટકમાં એક સ્થળે લખ્યું છે કે, "The whirling of time brings in his revenges." અને તે અક્ષરે અક્ષર સત્ય છે. અસ્તુ.

---

# પંચમ ખણ્ડ

## પ્રથમ પરિચ્છેદ

### બ્રાહ્મણયુગ્મ

યુદ્ધની સમાપ્તિ થવા પછી મુસલ્માનોએ ચિલ્કાહ્રદના તીરે એક લાંબા પહોળા મેદાનમાં પોતાની છાવણી નાખી. સહસ્રાવધિ સૈનિકો વિજયથી ઉન્મત્ત થઇને આનન્દથી પોતપોતાના શ્વેતરંગી વસ્ત્રસદનોમાં બેઠા બેઠા ગીતો ગાવામાં લીન થએલા હતા. ચિલ્કાહ્રદના નિર્મળ જળરાશિમાં, આકાશમાં ચમકતા એ તારકોના પ્રતિબિમ્બનું દર્શન થતુ હતું. મુસલ્માનોના તંબૂઓથી થોડાક અંતરે આવેલા એક નાના તંબૂમાં એક વૃદ્ધ બ્રાહ્મણ પોતાના દર્ભાસનપર બેસીને સાયંકાલની સંધ્યોપાસનામાં નિમગ્ન થએલો હતો અને તેની પાસે બેઠેલો એક ઉત્કલવાસી બ્રાહ્મણ જગન્નાથની ભગ્ન મૂર્તિને પોતાના અંકમાં લઇને આશ્ચર્યસહિત પૂર્વકથિત વૃદ્ધ બ્રાહ્મણના મુખનું અવલોકન કરવામાં એકાગ્રચિત્ત બની ગયો હતો. એ વૃદ્ધ વિપ્રથી વાચકો અપરિચિત નથી. એ તેમનો પૂર્વપરિચિત ન્યાયરત્ન અને નિરંજનનો ગુરુ જ હતો. ઉષાના શોધમાટે તે સૈનાપતિ કાળાપહાડ સાથે ઓરીસામાં આવ્યો હતો, એ પણ વાચકો જાણે છે જ, અને એના આગ્રહથી જ સૈનાધ્યક્ષે એ સ્થાને છાવણી નાખી હતી.

વૃદ્ધ બ્રાહ્મણ પાસે જે બીજો બ્રાહ્મણ બેઠો હતો, તેને લોકો વીસાના મહન્તના નામથી ઓળખતા હતા. વાચકોના પૂર્વપરિચિત ચક્રધર મિશ્રનો એ કોઈ આત્મીય સજ્જન થતો હતો. જે સમયે શ્રીમંદિરમાંથી પઠાણો જગન્નાથની મૂર્ત્તિને ઉપાડી લાવ્યા, તે સમયે મહન્તથી મૂર્ત્તિના મોહનો ત્યાગ કરી શકાયો નહિ અને તેથી પઠાણ સૈનાનો પીછો પકડીને તે અહીં સુધી આવ્યો હતો. સેનાપતિની આજ્ઞાથી જે વેળાએ તે મૂર્તિને બળતી ચિતામાં નાખવામાં આવી, તે વેળાએ તેણે ગગનભેદક રોદન કર્યું અને તે ચિતામાં પોતે પણ બળવામાટે આગળ વધ્યો. પરંતુ પઠાણોએ તેને બળાત્કારે પકડીને કેદ કરી લીધો. ઇશ્વરેચ્છાથી તે જ પળે એ સમાચાર શ્રીન્યાયરત્નના સાંભળવામાં આવ્યા અને તેવો જ તે, તે ચિતાવાળા સ્થાને આવીને ઊભો રહ્યો. તે બ્રાહ્મણની આવી દેવભક્તિને

જોઇને તેનું હૃદય દ્રવવા લાગ્યું. તેનાથી એ દશ્ય જોઈ શકાયું નહિ. તે ક્ષણે જ તે સેનાપતિ પાસે ગયો અને અર્ધદગ્ધ મૂર્તિની તેણે ભિક્ષા માગી. ઈશ્વરની કૃપાથી તેની એ પ્રાર્થનાનો સ્વીકાર કરવામાં આવ્યો અને મહન્તે ચિતામાંથી અર્ધદગ્ધ મૂર્તિને મહાવેગથી કાઢી લીધી. ન્યાયરત્ન તેને સંતુષ્ટ અને અભય થએલો જોઇને પોતાના તંબૂમાં તેડી લાવ્યો, અને પોતે સંધ્યા કરવાને બેસી ગયો.

સંધ્યોપાસન સમાપ્ત કરીને ન્યાયરત્ન એક આસન લઈ મહન્તજી પાસે આવીને બેઠો અને બન્ને પરસ્પર વાતો કરવા લાગ્યા. ન્યાયરત્ને કહ્યું કે, "પંડ્યાજી! આપની આવી દેવભક્તિને જોઇને મારા હૃદયમાં ઘણો જ હર્ષ થયો છે. આપનું નામાભિધાન શું છે વારુ?"

"મારું નામ વીસાનો મહન્ત. આ રાક્ષસોના સમૂહમાં આપના જેવા એક મહા દયાળુ બ્રાહ્મણને જોઇને મારા હૃદયમાં અગાધ આશ્ચર્ય થયા કરે છે. જ્યારથી મેં આપને જોયા છે, ત્યારથી મારા મનમાં એ જ ચિન્તા થયા કરે છે કે, આપનો યવનશિબિરમાં વાસ કેમ થયો હશે?" મહન્તે પોતાની આશ્ચર્યભાવના વ્યક્ત કરી.

"પંડ્યાજી! એમાં એક ભેદ છે, પરંતુ મારા હૃદયનો મર્મ હું ખોલીને બતાવી શકું તેમ નથી. મારા હૃદયમાં પણ આમ યવનો સાથે રહેવાથી વેદના થયા કરે છે. હું મારી પોતાની ઇચ્છાથી આ લોકો સાથે આવ્યો નથી, કિન્તુ મારે બાધ્ય થઇને જ આવવું પડ્યું છે." ન્યાયરત્ને શોકાતુર મુદ્રાથી ઉત્તર આપ્યું.

"ત્યારે શું આ યવનો આપને બળાત્કારે પકડી લાવ્યા છે?" મહન્તે આશ્ચર્ય અને ભયના એકત્ર ભાવથી અધીર થઇને પૂછ્યું.

"બળાત્કારે નથી પકડી લાવ્યા. હું મારી પોતાની ઇચ્છાથી જ એમની જોડે આવેલો છું. કારણ કે, જે આ મુસલ્માન સેનાનો નાયક છે અને જેનું નામ કાળાપહાડ છે, બહુધા તમે પણ એ નામ સાંભળ્યું હશે જ, કેમ નહિ? અને જેની પાસેથી મેં જગન્નાથની અર્ધદગ્ધ મૂર્તિ માગી લીધી હતી, તે મારો શિષ્ય છે; સમજ્યા કે?" ન્યાયરત્ને કારણનું વિવેચન કરવા માંડ્યું.

"આપ તો એક મહા ધાર્મિક બ્રાહ્મણ છો અને તે એક મ્લેચ્છ મુસલ્માન છે, તે આપનો શિષ્ય કેમ અને ક્યાંથી થયો? આ તો વળી વધારે આશ્ચર્યકારક બીના છે!" મહન્તજીએ પોતાની શંકા વ્યક્ત કરી.

"અત્યારે તો મારી આ વાર્ત્તા સાંભળીને સર્વના હૃદયમાં શંકા અને આશ્ચર્ય થવાનો સંભવ છે. જો કે અત્યારે તો તેનું નામ કાળા-

પહાડ છે, પરંતુ વાસ્તવિક રીતે તેનું નામ કાળોપહાડ નથી અને તેનો જન્મ પણ યવન વંશમાં થયો નથી. એક મહા કુલીન બ્રાહ્મણના ગૃહમાં તેનો જન્મ થએલો છે અને તેનું પ્રકૃત નામ નિરંજન છે. નવદ્વીપમાંની મારી પાઠશાળામાં એ નિરંજન ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કરતો હતો અને એના જેવો બુદ્ધિમાન્ અને વિવેકી બીજો કોઈ પણ છાત્ર મારી પાઠશાળામાં તે વેળાએ હતો નહિ." ન્યાયરત્ને પોતાની કર્મકથા કહી સંભળાવી.

"આ આપ શું કહો છો? નિરંજન બ્રહ્મકુમાર છતાં યવન કેમ અને કેવી રીતે થયો? આ તો વળી વધારે આશ્ચર્યકારક ઘટના છે!" મહંતે આશ્ચર્યદર્શક વિચિત્ર મુખમુદ્રા બનાવીને એ ઉદ્‌ગાર કાઢ્યા.

"એ કથા બહુ જ લાંબી છે, તેથી અત્યારે તેનું વિસ્તારથી વિવેચન થઈ શકે તેમ નથી. તોપણ તમારો સંદેહ દૂર કરવા માટે થોડીક વાર્તા હું કહીશ. હું આ યવનો સાથે આવ્યો છું, એનું એક ખાસ કારણ છે. કેટલાંક વર્ષ પહેલાં હું શ્રીજગન્નાથની યાત્રાએ આવ્યો હતો અને તે સમયે દુર્દૈવવશાત્ વળતાં મારી જીવનસર્વસ્વા એકની એક કન્યા માર્ગમાં ખોવાઈ ગઈ હતી. તે ખોવાયલી કન્યાના શોધમાટે જ હું આ મારા વિદ્યાર્થી સાથે અહીં આવેલો છું. કારણ કે, એણે મને તેને શોધી આપવાનું વચન આપેલું છે. હું આ વેળાએ ગાંડો બની ગયો છું અને મારું મન ઠેકાણે નથી." વૃદ્ધ ન્યાયરત્ને કર્મકથા લંબાવી.

"તમારી કન્યાનું નામ શું છે?" મહન્તે આતુરતાથી પૂછ્યું.

"પંડ્યાજી! હવે મારા મુખથી તેના નામનો ઉચ્ચાર કરવાની મારી ઇચ્છા થતી નથી. કારણ કે, તેના નામના ઉચ્ચારથી મારા મનમા બહુ જ વેદના થાય છે. મેં ઘણા જ પ્રેમથી તેનું નામ ઉષા રાખ્યું હતું." ન્યાયરત્ને મહા દુઃખથી ઉત્તર આપ્યું.

"ઉષા? વારુ–તે વેળાએ તેની અવસ્થા કેટલાં વર્ષની હતી?" મહન્તે પાછો કાંઇક વિચાર કરીને પ્રશ્ન કર્યો.

"તે વેળાએ તો અવસ્થા નાની હતી, પણ આજે જો જીવતી હોત, તો તેની અવસ્થા લગભગ ચૌદ પંદર વર્ષની હોત." ન્યાયરત્નનાં નેત્રોમાંથી એ ઉત્તર આપતાં ઉષ્ણ અશ્રુનાં બિન્દુ ટપકી પડ્યાં.

"આપ નિશ્ચય કરીને જાણજો કે, આપની કન્યા આપને અવશ્ય મળશે. આજે આપે જે દેવ સમાન અદ્વિતીય પુણ્યકાર્ય કરેલું છે, એના ફળરૂપે આપની ઇચ્છા અવશ્ય પરિપૂર્ણ થશે. જગન્નાથપુરીમાં હુલાયુધ નામક મારા એક આત્મીય સજ્જન રહે છે અને તેમના ગૃહમાં કોઇએક અજ્ઞાત ચૌદ પંદર વર્ષના વયની બાળા રહે છે; તેનું નામ

ઉષા છે. મારા સાંભળવા પ્રમાણે તે બાળાનું જન્મસ્થાન નવદ્વીપમાં છે. આજે ચાર પાંચ કે છ વર્ષથી તેનાં માતાપિતા તેને છોડીને ક્યાંક ચાલ્યાં ગયાં છે. હલાયુધ મિશ્રનો આ યુદ્ધમાં ઘાત થયો છે.” મહન્તે અનુમાનથી પોતાના જાણવામાં હતી, તેટલી કથા યથાસ્થિત કહી સંભળાવી.

એ વૃત્તાન્ત સાંભળતાંજ ન્યાયરત્ન અધીર બની ગયો તેનું મસ્તિષ્ક ચકરાવા લાગ્યું. તે અત્યંત વ્યગ્રતાથી કહેવા લાગ્યો કે, “મહન્તજી! જો આપ કહો છો, તે વાર્તા સત્ય હોય, તો એ ઉષા મારી અવશ્ય કન્યા જ હોવી જોઇએ. સત્ય કહો–શું ઉષાને આપે જોએલી છે? શું આજ સુધી મારી ઉષા જીવતી છે? શું હું તેને પુનઃ આ વૃદ્ધ અને મંદ પ્રકાશવાળાં નેત્રોથી એકવાર જોઈ શકીશ?”

“અસત્ય વદવામાં મને શો લાભ થવાનો છે? હું સત્ય કહું છું કે, ઉષાને મેં જોઈ છે–તે એક બહુ જ સુન્દર બાળા છે.” મહન્તે કહ્યું.

“હા–મારી ઉષા પણ બહુ જ સુન્દર બાળા હતી અને તેથી જ હું તેને આનન્દદાયિની ઉષાના નામથી જ બોલાવતો હતો. તેનું શરીર સ્વર્ણલતા સમાન હતું અને મુખ દેવબાળા સમાન શોભતું હતું. મહંતજી, મારું મન મને સાક્ષી આપે છે કે, એ ઉષા તે મારી પુત્રી જ હોવી જોઇએ. હું મહાદુર્ભાગી છું, માટે મારા હૃદયમાં સ્વપ્ને પણ એવી આશા હતી નહિ; કે, કોઈ દિવસે પણ હું ઉષાને પુનઃ જોઈ શકીશ. ચાલો–પંડ્યાજી! અત્યારે આ વેળાએ જ આપણે જઇને જોઈ આવીએ કે, એ મારી ઉષા છે કે નહિ?” ન્યાયરત્ને ધૈર્ય ધરી ન શકવાથી એકાએક પોતાની ઉત્કંઠા દર્શાવી.

“આપ અધીર ન થાઓ. આપે જેટલો અને જેવો પરિચય આપેલો છે, તેથી તે ઉષા આપની જ પુત્રી હોવી જોઇએ, એવો મારો નિશ્ચય થઈ ગયો છે. એમાં શંકા જેવું કાંઈ પણ નથી. હલાયુધ મિશ્રે મહાયત્નથી એ બાળાનું પ્રતિપાલન કરેલુ છે અને તેની સ્ત્રી અને કન્યા પણ ઉષાને બહુ જ પ્રેમની દૃષ્ટિથી જુએ છે.” મહન્તે ન્યાયરત્નની આશા વધારી.

“મારી પુત્રીનાં પરિપાળકોનું ઈશ્વર કલ્યાણ કરશે! પરંતુ મહન્તજી! હું મહા દુર્ભાગી છું. માટે મારી આશા પૂર્ણ થશે કે નહિ, એ વિશે મારા મનમાં શંકા જ રહ્યા કરે છે. તમે તો જાણો જ છો કે, મુસલ્માનો કેવા નિષ્ઠુર અને ધર્મ કર્મથી શૂન્ય હોય છે, તે. આજે જે યુદ્ધની સમાપ્તિ થઈ છે, તે સમાપ્તિ પછી તેમણે પુરીમાં અવશ્ય લૂટ ચલાવી હશે જ! કદાચિત્ મારી ઉષાને પણ તેમણે મારી નાખી હોય, તો તેમાં પણ આશ્ચર્ય જેવું કાંઇએ નથી.” એમ કહીને ન્યાયરત્ન મહા શોકાતુર અને હતાશ થઈ ગયો.

"આપની એ ચિન્તા વ્યર્થ છે. જગન્નાથપુરીમાં લૂટ બિલકુલ થઈ નથી. જે લોકો યુદ્ધ કરવામાં પ્રવૃત્ત થએલા હતા, તેમનો જ માત્ર ઘાત થએલો છે. પુરીનિવાસી જનોપર અત્યાચાર કરવાનો તત્કાળ અવરોધ કરવામાં આવ્યો હતો, અને વિશેષતઃ સ્ત્રીઓપર બળાત્કાર કરવાનો તો કઠિનતાથી અવરોધ કરી દેવાયો હતો. એક મુસલ્માન સિપાહી પ્રત્યેક ગલી અને માર્ગમાં ફરી ફરીને લૂટ તથા અત્યાચાર ન કરવા વિશેનો ઢંઢેરો પીટાવતો હતો. રાક્ષસોના હાથે એ દેવતાઈ કાર્ય કેમ થયું હશે, એનું ખરેખરું કારણ હું જાણી શકતો નથી." મહન્તે હતાશ ન્યાયરત્નને આશ્વાસન આપીને પાછળથી પોતાની આશ્ચર્યભાવના પ્રદર્શિત કરી.

"એને પણ જગન્નાથની મહા કૃપા જ સમજવી જોઇએ." ન્યાયરત્ને કૃતજ્ઞતાપૂર્વક ઈશ્વરનો આભાર માન્યો.

એટલામાં એક મુસલ્માન સિપાહીએ તંબૂના દર્વાજાપર આવીને પોકાર કર્યો કે, "પડિતજી!"

"કેમ શા સમાચાર છે?" ન્યાયરત્ને પૂછ્યું.

"જનાબ! અફસરજંગ સાહેબ આપને બોલાવે છે, અને સલામ કહેવડાવ્યા છે." સિપાહીએ જવાબ આપ્યો.

"મને બોલાવ્યો છે?" ન્યાયરત્ને આશ્ચર્યચકિત થઇને પૂછ્યુ.

"જી—હા. હુજૂર અત્યારે સખ્ત બીમાર છે. એક બુઢ્ઢા કાફિરે એમની કાંધમાં બરછી મારી હતી અને તે જગ્યાનું ખૂન વહેતુ હજી સુધી બંધ થયું નથી. એ જ કારણથી હુજૂર આપ સાથે મુલાકાત કરી શકયા નહોતા. આપને કાંઇક ખાસ પૂછવું છે, તેટલામાટે જ આપને બોલાવવામાં આવ્યા છે." સિપાહીએ પોતાના આવવાનું અને કાળાપહાડના આમંત્રણનું કારણ કહી સંભળાવ્યું, અને જવાબની રાહ જોતો ઉભો રહ્યો.

"ખાસ શું પૂછવાનું છે, તે તું કાંઈ જાણે છે કે?" ન્યાયરત્ને કાળાપહાડની બીમારીની ખબર સાંભળીને ઉત્સુકતાથી પૃચ્છા કરી.

"વાત બીજી તો કાંઈ નથી. માત્ર એટલું જ કહેવાનું છે કે, કાલે સવારે આપ નેકઅખ્તરની દુખ્તરની તલાશમાટે જવાનું છે, માટે વખતે આપને એ પૂછવાના હશે કે, આપ તેને ઓળખવામાટે સાથે નીકળી શકશો કે નહિ?" સિપાહી પોતાનો તર્ક દોડાવીને બોલ્યો.

સિપાહીનો તર્ક સાંભળી ન્યાયરત્ને મહન્તને ઉદ્દેશીને કિંચિત્ આનન્દયુક્ત મુદ્રાથી કહ્યું કે, "આ પણ એક શુભ અને ઉત્સાહ તથા આશાવર્ધક સમાચાર છે. આ સમાચાર સાંભળતાં જ હું એવું અનુમાન કરી શકું છું કે, ઈશ્વરની હવે મારાપર કાંઇક દયા કરવાની વાંચ્છના

થએલી છે. હું સેનાપતિને મળી આવું, ત્યાં સુધી આપ અહીં વિશ્રામ કરો. ત્યાં જે વાતનો નિશ્ચય કરવામાં આવશે, તે હું આવીને આપને કહી સંભળાવીશ. હું આજ્ઞા ઇચ્છું છું."

"આજ્ઞા ઇચ્છવાની કશી પણ આવશ્યકતા નથી. શુભ કાર્યમાં વિલંબ કરવો અયોગ્ય છે; માટે આનન્દે પધારો." મહન્તે સંમતિ આપી.

ન્યાયરત્ન પોતાના તંબૂમાંથી બહાર નીકળ્યો અને સિપાહી સાથે સેનાપતિ કાળાપહાડના તંબૂની દિશામાં ચાલવા લાગ્યો. પાછળ તંબૂમાં વીસાનો મહન્ત એકલો જ રહ્યો અને તે સર્વથા એકાન્તવાસ જોઈ શ્રી જગન્નાથની અર્ધદગ્ધ મૂર્ત્તિની દુર્દશાના દર્શનથી એક અલ્પવયસ્ક બાળક પ્રમાણે ડૂસકાં ભરી ભરીને રુદન કરવા લાગ્યો. ખરેખર ધર્મ શ્રદ્ધા–પછી તે સત્ય હોય કે અસત્ય–અવનીની એક વિચિત્ર વસ્તુ છે.

---

## દ્વિતીય પરિચ્છેદ

### યવનસૈનિકો

જે સ્થળે મુસલ્માનોએ પોતાની છાવણી નાખેલી હતી, ત્યાંથી થોડા અતરે ચિલ્કાહ્રદના તીરે એક વિશાળ વટવૃક્ષતળે બે યવનસૈનિકો અધકારમાં ઊભા ઊભા પોતપોતામા કાંઇક વાતો કરવામાં રોકાયલા હતા. એક સૈનિકે બીજાને સંબોધીને કહ્યુ કે, "મહબૂબ ચચા! તમે આ કામ સારુ ન કર્યું. હજી પણ જો તમે પોતાની ભલાઈ ચાહતા હો, તો એનાપરથી પોતાનો દાવો છોડી દ્યો."

"અરે એવા હાથમાં આવેલા શિકારને છોડી શકાય ખરો કે? બાદશાહ સલામતના મહલમાં પણ એવી હસીન અને ખુબસૂરત ઔરત હશે કે નહિ, એનો શક છે! ગુજરનાર દરગાહવાલી અને એની શકલ જાણે એક જ સાંચામાં ઢાળેલી હોયની! એવી સ્યાબેહૂબ મળતી આવે છે." બીજા સૈનિક મહબૂબે કિંચિત્ ખિન્ન મનથી ઉત્તર આપ્યુ.

"એ તો હુ પણ જાણું છું, પણ આજકાલ હવાલદાર સાહેબનો મિજાજ બહુ જ બગડી ગયો છે. તેમનો એવો હુકમ થયો છે કે, 'જે કોઈ પણ ઔરતોપર જુલમ કરશે, તેને ફાંસીને લાકડે લટકાવવામાં આવશે.' એ શુ તમારા જાણવામાં નથી આવ્યું?" પ્રથમ સૈનિકે પોતાના ભયનું કારણ બતાવ્યું.

"એ હુકમ ક્યારથી જારી થયો છે?" મહબૂબે ભયથી પૂછ્યું.

"આજે બે દિવસ થયા એ હુકમ જારી થયો છે. મને તો એમ જ લાગે છે કે, લશ્કર સાથે આવેલા પેલા બુઢ્ઢા બ્રાહ્મણે જ હવાલદાર સાહેબને બગાડી નાખ્યા છે. જુઓ તો ખરા–આટલી મોટી લડાઈ

થઈ અને લૂટ તરીકે આપણને ન તો એક પાઇએ મળી કે ન તો કોઈ સારી નાજની હાથ લાગી !" પ્રથમ યવન સૈનિકે પોતાનો બળાપો જાહેર કર્યો.

"જનાબ! મને અફસરજંગની આવી ચાલ જરાય ગમતી નથી. જાન જાય તો ભલે જાય, પણ હાથમાં આવેલી જન્નતની હૂરને તો હવે હું કોઈ કાળે પણ જવા દેવાનો નથી." બીજા સૈનિક મહબૂબે કાળાપહાડના હુકમની પરવા ન કરતાં પોતાની દૃઢતા દેખાડનારો જવાબ આપ્યો.

"જેવી તમારી મરજી. તમને જેમ સારું લાગે તેમ કરવાને તમે મુખ્તિયાર છો. હું તો પાછળ તમારી ચાચીને માથું કૂટીને રોવાનો વખત ન આવે એટલા માટે જ આમ કરવાની ના પાડું છું. લડાઈ પૂરી થઈ છે અને આ વાત હવાલદારના કાને પહોંચવાનો ઘણો જ સંભવ છે. આ ખબર સાંભળતાં જ તે તમને સૂળીએ ચઢાવી દેશે; તે વેળાએ શું તમારી બીબી તમારી મદદે આવશે કે ? જાન સલામત રહેશે, તો બીબી હજાર મળશે." પ્રથમ સૈનિકે પોતાનો વિચાર દર્શાવ્યો.

"એ વાત હું પણ માનું છું અને તમારા કહેવાના ભેદને સમજી શકું છું; છતાં પણ હું ખુદાના કસમ ખાઇને કહું છું કે, આપણા અફસરનો આ હુકમ બિલકુલ ખોટો છે. કેમ તમારું એ વિશે શું કહેવું છે ?" મહબૂબે સો તારી રામ દોહાઈ અને એક મારું ઉંહુંની રીતિ સ્વીકારીને પોતાનું નાડું જ પકડી રાખ્યું.

"તૌબા–તૌબા–કયો કાફિર કહે છે કે, તમારો ખિયાલ ખોટો છે ? હું જો એવા વિચારનો ઇન્સાન હોત, તો અકામુલ્લાના બીજા મહલની બેટી સાથે મારા નિકાહ થઈ જ ન શકયા હોત. જૂઠું બોલવાનો મેં તે વેળાએ જ ત્યાગ કર્યો હતો, નહિ તો મને લાભ થવાનો સંભવ હતો. જૂઠું બોલવાના ડરથી તો મેં તત્કાળ અઠ્ઠાવીસ મોહોરો ચૂકવી આપી. 'આ દીકરો મારો પેદા કરેલો નથી.' એટલું જ જો હું જૂઠું બોલ્યો હોત, તો બધી ખટપટ ટળી ગઈ હોત. "પ્રથમ સૈનિકે પોતાની સત્યતાનું દર્શન કરાવવામાટે ન સમજવામાં આવે તેવી પોતાની એક જૂદી જ રામકહાણીની વચમાં છેડછાડ કરી.

"તમારું કહેવું ખરું છે. એ વાત કાંઈ મારાથી અજાણી નથી. પણ હવે એવી વાતોને નાખો જહનમની ખાડીમાં. હવે તો એવો કોઈ ઉપાય શોધી કાઢો કે, જેથી જાન પણ બચી જાય અને એ ઔરત પણ પચી જાય. પણ હવાલદાર પોતે કયાંક એનાપર આશક ન થાય, એની સંભાળ રાખવાની છે." મહબૂબ પાછો પોતાની વાતને પકડીને બોલ્યો.

"યા ખુદા! તમે પાગલ તો નથી થઈ ગયા? શું અફ્સરજંગ એવા હવસી ઇન્સાન છે? શાહજાદીએ તેમનાપર એવા જાદૂનો અસર નાખ્યો છે કે, કુરાન શરીફનો હુકમ પણ તેમણે ન માન્યો અને એક ઉપરાંત બીજી બીબી પણ કરી નહિ. જો સાલારજંગ શાદીઓ કરવા માંડત, તો બેગમખાનું આજે આખું ભરાઈ ગયું હોત. હજી પણ તમે એ ઔરતથી દૂર ભાગો. જો તમારા જાનપર કાંઈ પણ આફત આવશે, તો સાથે મારો પણ ઘાણ નીકળી જશે." પ્રથમ સૈનિકે પાછો તેના વિકાર અને મનોભ્રમને દૂર કરવાનો પ્રયત્ન કર્યો.

"કોઈ પણ રીતે એને તો હું છોડી શકું તેમ નથી ખાન સાહેબ! મારી તો ખાત્રી થઈ ગઈ છે કે, એ ઔરત પોતે પણ મને ચહાય છે. એની સાબેતી એ છે કે, જે વખતે ઘોડાપર નાખીને હું એને લઈ આવતો હતો, તે વખતે અડધી ખુલ્લી અને અડધી મીચેલી આંખોથી તાકી તાકીને એ મને વારંવાર અને ઘડી ઘડી જોયા કરતી હતી. આજે આપણે જહાજપુર અને જગન્નાથપુરીની લડાઈ ફતેહ કરી ચૂકયા છીએ, તેથી આવતી કાલે કાંઈ પણ ઇનામ તો મળવાનુ જ, બસ—તે વેળાએ ઇનામમાં હુ એ ઔરતને જ માગી લઇશ!" મહબૂબે પોતાના વિચાર અને કાલ્પનિક ભાવોને અનુસરીને હવામાં કિલ્લા બાંધવાની શરુઆત કરતાં કહ્યું.

"જો આપની એવી જ ઇચ્છા હોય, તો માગીને એ ઔરતનો કબ્જો મેળવજો, પણ આ જ તો કોઈ રીતે જાન બચાવવાનો ઉપાય કરો." પ્રથમ સૈનિકે પાછો ઉપદેશ આપ્યો.

"બરાબર છે. પણ ખાનસાહેબ! આજે જાન કેવી રીતે બચી શકે, એનો ઉપાય તો તમે શોધી કાઢો. લડાઇમાં મરવાનો મારા મનમાં જરાપણ ડર નથી; પરંતુ શૂળીએ ચઢવું, એ બહુ જ ભયંકર છે. જ્યારે હું લડાઈ કરવામાં રોકાયલો હતો, તે વેળાએ મેં પોતાની તલવારથી સાત કાફિરોની ગર્દનો કાપી નાખી હતી. તેમના ધડો એવાં તો તડપતાં હતાં કે, મને તે જોઇને ઘણો જ મજો મળતો હતો." મહબૂબે પોતાની બહાદુરીનાં વખાણ કરવા માંડ્યાં.

"ખયર—ત્યારે ઉપાય શો કરવો, તે સાંભળી લ્યો. ગઈ કાલની લડાઇમાં એક કાફિર કેદ પકડાયો છે અને તે બહુ જ બહાદુર આદમી છે. જંગમાં તેના હાથની સફાઈ જોઇને અફ્સરજંગ અતિશય પ્રસન્ન થયા અને તેથી જ તેને જલ્લાદને હવાલે ન કર્યો. મારા સાંભળવા પ્રમાણે તેને કાલે સવારમાં શૂળીએ ચઢાવવાના છે. એ કેદીને જે તંબૂમાં કેદ કરવામાં આવ્યો છે, તે જ તંબૂમાં એ ઔરતને પણ રાત્રે મૂકી આવીએ. કેમ?" પ્રથમ સૈનિકે પોતાની બુદ્ધિ અનુસાર ઉપાય બતાવ્યો.

"વારુ; પણ પછી શું કરવું?" મહબૂબે સવાલ કર્યો.

"પછી વળી શું કરવું હોય? કોઈ આવીને પૂછશે, તો કહી દઈશું કે, એ તેની બીબી છે અને પોતાની મેળે જ પોતાના શૌહર પાસે ચાલી આવી છે. બીજું શું?" પ્રથમ સૈનિકે ભયનો ભંગ કરી નાખ્યો.

"એ ઉપાય બહુ જ સારો છે. એ પણ અલ્લાહની કુદરત છે. જુઓ—ખબરદાર રહેજો. જો પાછળથી કાંઇપણ પોકાર થયો, તો યાદ રાખજો કે હું એકલો નથી. શફાઉલ્લા પણ આમાં શામિલ છે." એટલું કહીને મહબૂબે એક ઉષ્ણ નિશ્વાસ નાખ્યો.

જ્યાં એ બન્ને સૈનિકો ગુપ્ત સંભાષણ કરતા હતા, ત્યાં જ અધકારમાં એક વાતાભિહતા નવપલ્લવિની લતા પ્રમાણે એક નવયૌવના બાળા પૃથ્વીપર પડેલી હતી. બાળાનું શરીર સ્નાયુહીન અને ચૈતનશૂન્ય થઈ ગયું હતું માત્ર તેની નાસિકામાં ગમન આગમનનો વ્યાપાર કરતો મંદ મંદ શ્વાસ જ તેના જીવનના અસ્તિત્વને પ્રમાણિત કરવાનું એક સાધન અવશિષ્ટ રહેલું હતું. તેનાં ઉન્મીલિત નેત્રોમાંથી નીકળેલી અશ્રુધારામાં તારકાનો પ્રતિબિંબ પડવાથી ત્યાં એક પ્રકારનો અદ્ભુત ચમત્કાટ જોવામાં આવતો હતો. એ બાળાના ચેતનહીન શરીરને ઉપાડીને બન્ને યવનસૈનિકો ત્યાંથી રવાના થયા. નદીતીરે નિઃસ્તબ્ધતા શેષ રહી.

---

## તૃતીય પરિચ્છેદ
## શિબિર કારાગાર

અત્યારે આપણે જે સ્થાનની સમીક્ષા કરવાની છે, ત્યાં પણ ભીષણ અધકારનો જ સર્વત્ર વિસ્તાર થએલો જોવામાં આવતો હતો. કવચિત્ કવચિત્ શીતલ શ્વાસનો ક્ષીણ ધ્વનિ સંભળાતો હતો. એ સ્થળે એક તંબૂમાં પ્રતાપી વીર પ્રભાત કુમારને કેદી તરીકે રાખવામાં આવ્યો હતો. પ્રભાત પોતાના મનશ્ચક્ષુથી પ્રતિક્ષણે પોતાના મસ્તકપર યવનોની શોણિતવાહિની અસિ નિહાળ્યા કરતો હતો. તે આ અસાર સંસારના સમસ્ત મોહ માયા આદિ પદાર્થોને એક એક પછી પોતાના મનમાંથી દૂર કરવાની ચેષ્ટા કરતો હતો. તોપણ ઉષાની અગ્નિમયી સ્મૃતિ તેના હૃદયને વારંવાર આવીને દગ્ધ કરતી હતી. એટલામાં એવા ઘોરતમ અંધકારમાં કોઇનાં પગલાંનો અવાજ તેના સાંભળવામાં આવ્યો. પ્રભાતે એમ ધાર્યું કે, "વધક આવ્યો!" હૃદયને દૃઢ કરીને તે કૃતાન્તની માર્ગપ્રતીક્ષા કરતો મરવામાટે તૈયાર થઈ બેઠો.

થોડીવારમાં તેને એવો ભાસ થયો કે, બે માણસો પોતપોતામાં કાંઈ વાતચિત કરી રહ્યા છે. પરંતુ જે મરવામાટે તૈયાર થઈ બેઠો

હોય, તેને ભીતિ તે શાની હોય? પ્રભાત કુમાર મનમાં જ વિચાર કરવા લાગ્યો કે, "એ બે મનુષ્યો કોણ હશે? અને તેઓ અત્યારે અહીં આવ્યા છે, તે શા માટે? જો વાસ્તવિક રીતે એ મનુષ્યો ઘાતક હોય, તો ગુપ્ત ભાવથી આવવાનું શું કારણ હોય? હું યવનોનો બંદીવાન્ છું, એટલે મારાથી ડરવાની એમને શી આવશ્યકતા છે?" ધીમે ધીમે આવનારાઓનાં પગલાંનો અવાજ વધારે સ્પષ્ટતાથી સંભળાવા લાગ્યો, અને અંધકારમાં બે મનુષ્યોની પ્રતિછાયા પણ જોવામાં આવી. થોડીવાર પછી તે બન્ને મનુષ્યો ત્યાં કોઈ એક વસ્તુ રાખીને, આવ્યા હતા તેવી જ ચુપકીદીથી ચાલ્યા ગયા. પ્રભાત અંતિમ શય્યામાં આળોટીને શાંતિસુખનો અનુભવ લેવામાં લીન થઈ ગયો હતો. પરંતુ હવે તે શાંતિનો નાશ થયો અને તે બે મનુષ્યો શી વસ્તુ રાખી ગયા છે, તે જોવાની તેના મનમાં ઉત્કંઠા થઈ આવી.

તે શય્યામાં પડ્યો હતો, ત્યાંથી ઊઠીને બેઠો થયો અને તેઓ જ્યાં તે વસ્તુને રાખી ગયા હતા, ત્યાં હાથ ફેરવીને તેને ખોળવા લાગ્યો તે વસ્તુને હસ્તનો સ્પર્શ થતાં જ ધડક ધડક તેનું કોમલ હૃદય કંપવા લાગ્યુ. તેને સ્પર્શ કરતાં જ પ્રભાતને જ્ઞાન થયુ કે, તે કોઈ નિર્જીવ મનુષ્યનું શરીર હતું. એટલામાં એક દીર્ઘ નિ શ્વાસના વાયુનો તેના હસ્તમાં આઘાત થયો. શુ પ્રભાત તેને પોતાના પૂર્વપરિચિત નિ.શ્વાસ તરીકે ઓળખી શક્યો? અથવા તે જ પૂર્વ પરિચિત અમૃતમય સ્પર્શ છે, એમ તે જાણી શક્યો ખરો કે? કારાગૃહવાસીની અંતિમ શય્યા કુતૂહલ અને સંદેહપૂર્ણ થઈ ગઈ! તે પતિત શરીરને ઉદ્દેશીને પ્રભાતકુમાર કહેવા લાગ્યો કે, "હે આગન્તુક! તું કોણ છે? શું તુ પણ મારા પેઠે યવનોનો કેદી થએલો છે?" એક દીર્ઘ નિઃશ્વાસે પ્રભાતના એ પ્રશ્નનું ઉત્તર આપ્યું. મનુષ્યના કંઠમાંથી નીકળેલો એક પણ શબ્દ સાંભળવામાં આવ્યો નહિ. કારાગૃહવાસી પ્રભાતકુમાર પાછો બોલવા લાગ્યો, "તુ ગમે તે હોય, પણ તારી દુર્દશા દેખતાં એ જ નિશ્ચય થાય છે કે, તુ પણ મારી પેઠે સંકટમાં જ પડેલો છે. આ નિર્દય યવનોના કારાગૃહમાં હું અને તું એકસમાન સ્થિતિમાં જ પડેલા છીએ. અત્યારે હું અને તુ પરસ્પર મિત્ર છીએ. જો કાંઈ પણ સંકોચ ન હોય, તો મને પોતાનો પરિચય આપ. હું તારી કર્મકથા સાંભળવાને બહુ જ અધીર બની ગયો છું."

આ વેળાએ તો દીર્ઘ નિઃશ્વાસે પણ પ્રભાતના પ્રશ્નનું ઉત્તર આપ્યું નહિ. તેની સત્ય સ્થિતિથી અજ્ઞાત હોવાને લીધે પ્રભાત પણ નિરાશ થઈને ચુપ થઈ બેસી રહ્યો. ચિન્તારૂપ સહસ્રાવધિ વૃશ્ચિકોના દંશની વેદનાથી હૃદયમાં તે અત્યંત આકુલ વ્યાકુલ થવા લાગ્યો.

પ્રભાતનાં નેત્રો સમક્ષ મહાનિદ્રાની અનન્ત શય્યા પાથરેલી હતી. તથાપિ ચિન્તારૂપી વૃશ્ચિકોના દંશની વેદનાનો વિનાશ કરવાના હેતુથી તે નિદ્રાદેવીનું આવાહન કરવા લાગ્યો. પરંતુ તેની એ ચેષ્ટા વ્યર્થ હતી. પ્રભાત એ જાણતો નહોતો કે, મૃત્યુની છાયામયી શય્યા અને અશ્રુધારાપૂર્ણ નેત્રો તે નિદ્રાદેવીનું પ્રકૃત આસન થઈ શકતું નથી. ધીમે ધીમે એક પછી એક એમ અનુક્રમે તેના મનમાં સુખની સ્મૃતિ અને સુખની આશાઓનો ઉદ્ભવ થવા લાગ્યો. છતાં પણ આપણે તો તેની તે સુખસ્મૃતિને દીપકની શિખાની અને આશાઓને સ્વપ્નની જ ઉપમા આપીશું. પ્રભાતનું હૃદય વ્યાકુલતારૂપ વહ્નિની ભયંકર જ્વાળાના સ્પર્શથી ભડભડ બળવા લાગ્યું.

જ્યારે જે વસ્તુની આશા જતી રહે છે, ત્યારે તે વસ્તુની પૂર્વ સ્મૃતિઓ તે આશા કરવાવાળાના હૃદયને વ્યાકુળ બનાવી, તેના જીવનની ગ્રંથિઓને એક એક કરીને કાપવા માડે છે અને તેના હૃદયપિંજરને ચૂર્ણ કરીને એવી એક પ્રકારની યાતનાનો અનુભવ કરાવે છે કે, મૃત્યુની અનિવાર્ય યાતના પણ તેના સમક્ષ કુછ બિસાતમાં નથી! જેના મનમાં કોઈ પણ વસ્તુની આશા નથી, જેના હૃદયને સુખસ્મૃતિઓનો અમૃતમય સ્પર્શ નથી થયો અને જે પુરુષ સંસારની ગ્રંથિઓથી બંધાયલો નથી હોતો, તેવા મનુષ્યના હૃદયમાં કોઈ પણ પ્રકારનું દુઃખ પણ થઈ શકતું નથી. પ્રભાત! તેં સુખની સ્મૃતિ શા માટે કરી અને પોતાના જીવનની ગ્રંથિઓને શા માટે દૃઢાવી? જો તેમ ન કરત તો આજે તારી સુખશય્યાને કંટકમય થવાનો દુઃખદ પ્રસંગ પણ ન આવત!

પ્રભાત ઘોર ચિન્તાસાગરમાં ગોથાં ખાતો હતો. એક તો અધઃપતિત હિન્દુજાતિના ભવિષ્યના પરિણામની ચિન્તા અને દ્વિતીય સ્વસમાન કષ્ટ ભોગવવાવાળી પ્રિયતમા ઉષાની ચિન્તાએ તેના હૃદયને અત્યંત વ્યાકુળ બનાવી દીધું હતું. તેણે ઓરીસાના સ્વાતંત્ર્યરક્ષણ માટે પોતાના પ્રાણ સુદ્ધાં પણ અર્પણ કરવાની ચેષ્ટા કરી હતી, પરંતુ તેની તે ચેષ્ટા સર્વથા વ્યર્થ અને નિષ્ફળ થઈ હતી. સંપૂર્ણ વંગદેશ મુસલ્માનોની સત્તારૂપ શૃંખલામાં બંધાઈ ગયો અને આર્યોના જાતીય જીવનનો ચિરકાલને માટે ઘોરતમ અંધકારમાં લોપ થવા લાગ્યો! નિર્દય યવનો બંગાલાના ચક્રવર્તી રાજા થયા. હવે વાત વાતમાં હિન્દુઓ મુસલ્માનોના પગની ઠોકરો ખાશે અને અત્યાચારપર અત્યાચાર થવા માડશે. આર્યોનાં ધર્મ કર્મ ધીમે ધીમે રસાતલમાં ચાલ્યાં જશે; એવા એવા અનેક વિચારો પ્રભાતના મનમાં આવ્યા અને તેને અસહ્ય વેદના થવા લાગી. સાધારણ રીતે પણ સ્વદેશના હિતમાટે જેના પ્રાણ પીડિત થયા કરે છે, તેના હૃદયમાં સ્વ-

દેશની દુર્દશા દેખીને કેવી વેદના થતી હશે, તેનું અનુમાન સ્વદેશભક્ત વિના બીજું કોઈ કરી શકે તેમ નથી જ. જે વેળાએ પ્રભાત આ વાતોનો વિચાર કરવામાં લીન થએલો હતો, તે સમયે કોપ, ક્ષોભ અને દુઃખે આવીને એક સમયાવચ્છેદે તેને વ્યથિત કરવા માંડ્યો. દબાયલો અગ્નિ જેવી રીતે એકાએક પ્રકટીને પર્વતને પણ કંપાયમાન કરી મૂકે છે, તેવી રીતે દુઃખાગ્નિથી પ્રભાતનું હૃદય પણ કંપાયમાન થવા લાગ્યું. પિંજરામાં બદ્ધ થએલો સિંહ ભયકર નાદ કરી, દાંત પીસી અને પછાડા મારીને પોતાના ઉત્તેજિત હૃદયના વેગને ન્યૂન કરવાની ચેષ્ટા કરવા લાગ્યો.

પુનઃ ઉષાની યાતનામય સ્મૃતિના તરંગો તેના મનમાં ઊઠવા લાગ્યા. એક દિવસે પોતાના ગૃહના દ્વારમાં સૂર્યનારાયણનાં સુન્દર કિરણોથી રંગાયલા મેઘોના અંકમા કુસુમસદૃશી ઉષાની કુસુમસમાન કોમલ દૃષ્ટિએ પ્રભાતના મનને આન્દોલિત કરી નાખ્યું હતું. આજે જો તે પોતા પાસે હોત, તો ઉભય નેત્રોમાંથી અશ્રુધારા વહેવરાવીને અને પરસ્પર મનોવ્યથાનો પ્રકાશ કરીને એક બીજાને વિદાય થવાનો પ્રસગ મળી શકયો હોત, એવી પ્રભાતના મનમાં ભાવના થઈ. પ્રભાતની એ આશા જો પૂર્ણ થઈ હોત, તો તે મૃત્યુને આનંદપૂર્વક આલિગન આપત. વૃક્ષમાંથી શાખાને તોડી લેવાથી શું શાખામાં લાગેલાં સુમનો શુષ્ક નથી થઈ જતાં? પ્રભાતનો એવો તે કયો પુણ્યપ્રભાવ છે કે, જેથી તેની આશા પૂર્ણ થઈ શકે? અને ચિરદુઃખિની ઉષા? તેની જીવનવ્યાપિની દાસીવૃત્તિને કોઈ દેવતાનો અભિશાપ જ સમજવો જોઈએ. એ કારણથી જ પ્રભાત, દાસીવૃત્તિથી તેનો ઉદ્ધાર કરી શકયો નહોતો. ઉષા દાસીવૃત્તિ કરશે અને જ્યારે તે પ્રભાતના મરણના સમાચાર સાંભળશે, ત્યારે પ્રથમ બે ચાર દિવસ તો બહુ જ વિલાપ કરશે—પછી ધીમે ધીમે પ્રભાતની સ્મૃતિની તેના હૃદયમાં વિસ્મૃતિ થઈ જશે. એટલે એ પણ સંભવિત છે કે, યૌવનના અસહ્ય વેગથી તે કોઈ બીજા પુરુષને...! અરે વધિક! હવે વિલંબ શા માટે કરે છે? આ ક્ષણે જ પ્રભાતના શરીરના બે વિભાગ કરી નાખ. આવી ચિન્તાથી તે વિનાવાહ્નિએ બળ્યા કરે, એના કરતાં મરણ સહસ્રગુણ ઉત્તમ છે! કારાગૃહવાસીનાં ઉભય નેત્રો ઉષ્ણ અને ક્ષાર નીરથી ભરાઈ આવ્યાં—તે રોવા લાગ્યો!!!

એ સમયે લગભગ અઢી પ્રહર રાત્રિ વ્યતીત થઈ ગઈ હતી અને સમસ્ત જગત્ ઘોર નિદ્રાને આધીન થએલું હતું. વિજયોન્મત્ત સૈનિકોના વિજયગાનનો ધ્વનિ પણ હવે સાંભળવામાં આવતો નહોતો. એવી ઘોરતમ નિશાના અંધકારમય સમયમાં ચિન્તાથી ખિન્ન થએલો પ્રભાત

પોતાની તૃણુશય્યામાં જાગતો બેઠો હતો. એકાએક તે કારાગૃહમાંની શાંતિનો ભંગ થયો. સ્વપ્નમિશ્રિત કોઈ નારીના કોમળ કંઠમાંથી નીકળતો નિમ્ન લિખિત ધ્વનિ પ્રભાતના કર્ણોમાં આવીને અથડાયો. "મને એકલી મૂકીને ચાલ્યા ન જશો!" શાંત અને નિઃસ્તબ્ધ આકાશમાં વજ્રધ્વનિ થવાથી અથવા નિદ્રિત અવસ્થામાં શિરપર વજ્રપાત થવાથી પ્રભાતના મનમાં જેટલો આશ્ચર્યનો ભાવ થયો હોત, તેના કરતાં કારાગારમાં એક અબળાના કંઠમાથી આવા વાક્યના સાંભળવાથી તેના મનમાં વધારે આશ્ચર્ય થયું. એટલામાં વળી તે અબળા બોલી કે, "પ્રભાત! તમે ક્યાં છો?" પ્રભાતના આશ્ચર્યનો અવધિ થયો. આશ્ચર્ય, ભય, ચિન્તા અને ઉદ્વેગે એકત્ર થઇને તેને ચેતનહીન બનાવી દીધો. જાણે દૂર રહીને કોઈ વિરહગાન ગાતુ હોય, અથવા તો કોઈ વિહંગમનો કાતર સ્વર સભળાતો હોય, તેવી રીતે પ્રભાતને પોતાનો એ સદાનો પરિચિત સ્વર સંભળાયો! "આ ભ્રાન્તિ છે કે સ્વપ્ન છે? કિંવા કોઈ માયાવીની માયાનો પ્રભાવ છે? આ કારાગૃહમાં પ્રભાત કહીને મને કોણે બોલાવ્યો?" પ્રભાતના એ માનસિક પ્રશ્નનું ઉત્તર મળી ન શક્યું. ઉષા વિના પ્રભાતનાં સુખ દુ ખની કથા સાંભળનાર બીજું કોઈ પણ હતું નહિ, ત્યારે એવી કાતરતામય પીયૂષવાણીથી કોણ બોલ્યું હશે કે, "મને એકલી મૂકીને ચાલ્યા ન જશો." અને "પ્રભાત! તમે ક્યાં છો?" પ્રભાતથી એનો નિર્ણય કરી શકાયો નહિ. હે નિશાનાથ ચંદ્રદેવ! અલ્પકાળમાત્ર અલ્પકાળને માટે જ પોતાના શીતલ કિરણમય પ્રકાશનો પૃથ્વીમાં વિસ્તાર કરો—ચદ્રિકાથી અન્ધકારને દૂર કરો અને પ્રભાતને જરાક જોઈ લેવા દ્યો કે, એ સ્વર કોના મૃદુ મિષ્ટ કંઠમાંથી નીકળ્યો હતો? તે ખરેખર ઉષા છે કે પ્રભાતની ભ્રાન્તિએ મનોમયી ઉષાનું સ્વરૂપ ધારણ કરેલુ છે.? પ્રભાતકુમાર તમારો આજન્મ આભારી રહેશે—કૃપા કરો.

પુનઃ તે જ કંઠમાંથી નીકળતા કોઈ શબ્દને સાંભળવાની આશાથી પ્રભાતકુમાર શાન્ત ભાવથી વાટ જોતો બેઠો. કિન્તુ પુનઃ તેવો શબ્દ સાંભળવામાં આવ્યો નહિ. તેવા શબ્દને સ્થાને કોઈ નિદ્રિત મનુષ્યના શાન્ત શ્વાસોચ્છ્વાસનો ધ્વનિ કર્ણગોચર થયો. પ્રભાત ઉદ્‌ભ્રાન્તવત્ તે શબ્દ સાંભળવા લાગ્યો. તેના મનમાં એવો વિચાર આવ્યો કે, "એ ખરેખર ઉષા જ હોવી જોઇએ. મુસલ્માનોએ જગન્નાથપુરીને જિતીને ઉષાને કેદ કરી લીધી હશે અને ઉષાના સૌન્દર્યમય મુખનું અવલોકન કરી તેના નિષ્કલંક શરીરને કલંકિત કરવાના હેતુથી તેઓ તેને આ કારાગૃહમાં લઈ આવ્યા હશે. અથવા તે સૌન્દર્ય........" એ પછી તે

એવી એક મનોવ્યથામાં પડી ગયો કે, જેનો અંત જોવામાં આવ્યો નહિ. ભગ્ન સ્વરથી "ઉષે! ઉષે!" કહીને તે પોકાર કરવા લાગ્યો. સંદેહ હોવાથી તેના શરીરને સ્પર્શ કરીને જાગૃત કરવાનું પણ તેણે ઉચિત ન ધાર્યું. કઠિન યંત્રણાને સહન કરતો તે પ્રાતઃકાલની માર્ગપ્રતીક્ષા કરવા લાગ્યો. અસહ્ય કષ્ટોથી તેના મનની સંપૂર્ણ વૃત્તિઓ શિથિલ થઈ ગઈ હતી. યુદ્ધના કઠિન પરિશ્રમથી તેનું શરીર અવસન્ન થઈ ગયું હતું. તે હતાશ થઇને પૃથ્વીપર પડી રહ્યો. પડતાં જ નિદ્રાદેવીએ તેને પોતાના અંકમાં લઈ લીધો.

જે ઉષાના પ્રેમે પ્રભાતને મરણથી ભયભીત બનાવી દીધો હતો, સંસારને સૌન્દર્યનો આગાર બનાવી દીધો હતો, મરુભૂમિને નન્દનવન બનાવી દીધી હતી અને જે ઉષા તેને જાગતાં ચિન્તા અને સૂતાં સ્વપ્ન સમાન થઈ રહી હતી, તે ઉષાને તેણે પ્રાત.કાલમાં સ્વપ્નમાં ઉપસ્થિત થએલી નિહાળી—"જાણે પ્રભાતને સ્મશાનભૂમિમાં લાવવામાં આવ્યો છે, વધિકની ચમકતી તલવાર તેના શિરપર નૃત્ય કરી રહી છે અને ઉન્માદિની થઇને ઉષા હસ્તદ્વય જોડી કાતરભાવથી તેના પ્રાણરક્ષણની ભિક્ષા માગતી રુદન કરતી ઉભી છે." એ સ્વપ્નનો વિષય હતો.

એટલામાં પ્રભાતની નિદ્રા ઊડી ગઈ અને તેણે નેત્રો ઉઘાડીને જોયું તો ઉષઃકાલનેઃ સમય થઈ ગએલો હતો. કારાગૃહના આસમન્તાત્ ભાગમાં પ્રકાશ પ્રસરી ગયો હતો અને તેના મુખ સમક્ષ ઉષા બેઠેલી હતી. પ્રેમી યુગ્મનાં ચાર નેત્રો થયાં, ઉભયનાં નેત્રોમાં આનંદ, આશ્ચર્ય અને શોકનો ભાવ સ્પષ્ટ વ્યક્ત થવા લાગ્યો. થોડીવાર સૂધી તો બન્ને એક બીજાના અસ્તિત્વને પણ વિસરી ગયાં. તેમનાં નેત્રોમાં અશ્રુ હતાં નહિ અને દૃષ્ટિમાં કોઈ પણ પ્રકારની ચંચળતા પણ હતી નહિ. મુખમાં શબ્દનો પણ અભાવ હતો. હૃદયના નિર્જન ગુપ્ત સ્થાનમાં અશ્રુપૂર્ણ બે હૃદયોનું અવ્યક્ત અને મધુર આલિંગન થઈ ગયું. એ આલિંગનથી તેમનાં હૃદયોમાં એક પ્રકારનો અવ્યક્ત આનન્દ પસાર થઈ ગયો. એ આનન્દની કલ્પના કરવાની શક્તિ તેમના જેવાં પ્રેમીઓમાં જ રહેલી હોય છે. અમારામાં તેના વિવેચનનું કિંચિત્ માત્ર પણ સામર્થ્ય નથી.

થોડીવાર પછી હૃદયનો એ પ્રબળ આવેગ ન્યૂન થયો—બન્નેની ખોવાયલી ચિત્તવૃત્તિ પાછી મળી આવી. જોતજોતામાં બન્નેનાં નેત્રોમાંથી શ્રાવણ ભાદ્રપદની જલધારા વર્ષવા લાગી. બન્નેનાં શુષ્ક થએલાં હૃદયમાં પાછો પ્રેમનો પયઃપ્રવાહ વહેવા માંડ્યો! અવરુદ્ધ કંઠથી મહાપ્રયત્ને પ્રભાતે મૌનનો ભંગ કર્યો અને કહ્યું કે, "ઉષે!" તેના કોમલ અંતઃકરણમાં એ શબ્દ પ્રતિધ્વનિત થવા લાગ્યો. અશ્રુપૂર્ણ

નેત્રોથી ઉષા બોલી કે, "પ્રભાત!" નવીન અનુરાગજનિત લજ્જાનો લોપ થઈ ગયો અને સમાગમજનિત ચકિત ભાવ પણ અદૃશ્ય થઈ ગયો. પુનઃ કોઇના પણ મુખમાંથી કોઈ પણ પ્રકારનો શબ્દ નીકળવા પામ્યો નહિ.

એટલામાં શસ્ત્રાસ્ત્રથી સુસજ્જિત બે યવનસૈનિકો તે તંબૂમાં આવીને ઊભા રહ્યા અને પ્રભાતને ઉદ્દેશીને એક સૈનિક કહેવા લાગ્યો કે, "ચાલો-સાહેબ! બહુવાર સુધી બેઠા. હવે બીબીની મહબ્બત છોડી દ્યો-વખત પૂરો થઈ ગયો છે-તમારી જિન્દગીના દહાડા ભરાઈ ચૂકયા છે!" હતાશ હૃદયથી ઉભય પ્રણયિજનો એક બીજાના મુખનું અવલોકન કરવા લાગ્યાં. પ્રભાત ઊઠીને ઊભો થયો અને રુંધાયલા સ્વરથી ઉષાને અંતિમ સંબોધન કરીને બોલ્યો કે, "ઉષે! મારે તને ઘણી વાતો કહેવાની હતી; પરંતુ કાંઈ પણ કહી શકયો નહિ. હવે આપણા પરસ્પર સંભાષણનો અને જીવનનો અત્યારે જ અંત થએલો સમજવાનો છે! હું જાઉં છું-ગભરાઇશ નહિ-સતીત્વની રક્ષા કરજે-આપણે અહીં નહિ તો પાછાં સ્વર્ગમાં તો અવસ્ય મળીશું. પરમાત્મા તારો સંરક્ષક થાઓ!!"

છિન્નમૂલા લતા પ્રમાણે ઉષા પ્રભાતનાં ઉભય ચરણો પકડીને ધૂળમાં આળોટવા લાગી!!! અહા! પ્રેમનો કેવો વિચિત્ર અને અલૌકિક પ્રભાવ! ખરેખર આ લોક-મૃત્યુલોકમાં પ્રેમીજનોનું જીવન જ સાર્થક અને સફળ છે, એમ જે કહેવામાં આવે છે, તે રંચેરંચ સત્ય અને અતિશયોક્તિહીન છે; એમાં લેશ માત્ર પણ સંશય નથી.

પરંતુ પ્રભાતનાં ચરણની ધૂલિના સેવનનું સુખ પણ દુષ્ટ દુર્દૈવથી દેખી શકાયું નહિ. યમદૂત સમાન ક્રૂરતા ધારીને આવેલા યવન દૂતોએ પ્રભાતને ત્વરિત ચાલવાની આજ્ઞા કરી. પ્રભાતનો તેમની આજ્ઞાને વશ થવા વિના બીજો ઉપાય જ નહોતો. એકવાર વળી પણ ઉષાના મુખમંડળમાં અંતિમ દૃષ્ટિપાત કરીને પ્રભાત યવન-યમદૂતો સાથે નિરુપાયવશ ત્યાંથી ચાલ્યો ગયો.

જ્યાંસૂધી દૃષ્ટિ પહોંચી શકી ત્યાંસૂધી તો ઉષા પ્રભાતને નિહાળતી રહી, પરંતુ જ્યારે તે સર્વથા અદૃશ્ય થયો, ત્યારે વિયોગનું દુ:ખ સહન ન થવાથી તેણે પોતાનો કેશકલાપ વિખેરી નાખ્યો અને મૂર્ચ્છિત થઇને ચત્તીપાટ ધરણીપર ઢળી પડી. પ્રભાતકાલીન સૂર્યનારાયણ વિના તેના દુઃખનું અવલોકન કરનાર બીજું કોઈ પણ ત્યાં હતું નહિ. થોડીવાર પછી ઊઠીને તે પણ ચાલતી થઈ.



## ચતુર્થ પરિચ્છેદ
### ગુરુ અને શિષ્ય

પ્રાતઃકાલીન સૂર્યકિરણોના પ્રસારથી જગતમાં પ્રકાશનો વિસ્તાર થઈ ગયો હતો. સૈનિકોના કોલાહલથી ચિલ્કાહ્રદનો તીરપ્રદેશ કોલાહલમય થઈ ગયો હતો. પ્રભાતકાલીન મંદ વાયુના આઘાતથી લાલરંગી શતાવધિ પતાકાઓ વાતાવરણમાં અનેક પ્રકારના શબ્દો કરતી આન્દોલિત થતી જોવામાં આવતી હતી. તીરપ્રદેશના એક ભાગમાં પોતાના સૈનિકોથી ઘેરાયલો સેનાપતિ કાળોપહાડ વિચારાસનપર બેઠેલો હતો. એટલામાં ત્યાં મુબારકબાદી આપવામાટે ચાર ગવૈયાઓ આવી પહોંચ્યા અને રીતિ અનુસાર આદાબ સલામ કરીને તેમણે પોતાની ઉર્દુ જબાનમાં નીચે લખેલું મુબારકબાદીનુ ગાયન સિતારના તારો મેળવીને આલાપથી ગાવા માંડ્યું –

"આજ યહ ફતહ્કા દરબાર મુબારક હોવે;
મુલ્ક યહ તુઝકો શાહરિયાર મુબારક હોવે
શુક્ર સદ શુક્ર કે પકડા ગયા વહ દુશ્મને દીન,
ફતહ્ અમ હમકો હરએક બાર મુબારક હોવે
હમકો દિનરાત મુબારક હો ફતહો અયૂશો ઉરૂજ;
કાફિરોંકો સદા ફિટકાર મુબારક હોવે
ફતહે ઓરીસાસે સબ હિન્દકી ઉમ્મીદ હુઈ;
મોમીનો નેક યે આસાર મુબારક હોવે
હિન્દૂ ગુમરાહ હોં બેજર હો બનેં અપન ગુલામ;
હમકો અયૂશો તરવો તાર મુબારક હોવે"

"આમીન! આમીન!! વાહ વાહ! કેવું સરસ ગાયન ગાયું છે. મુસલ્માનોની ઉન્નતિમાં હવે કાંઈ બાકી રહ્યું નથી." એક અફસરે બહુ જ આનન્દપૂર્વક એ વાક્યોનો ઉચ્ચાર કર્યો અને પોતાનો દુશાલો તે ગવૈયાઓને ભેટ આપી દીધો.

"અલહમ્દુલિલ્લાહ! એ કંબખ્ત કાફિર પ્રભાત તો કોઈ રીતે ગિરફતાર થઈ ગયો, એટલે એક મોટી ફિક્ર ઓછી થઈ. હવે કોઈ છૂટાછવાયા દુશ્મનો હશે, તેઓ વધારે નુકસાન કરી શકે તેમ નથી." ઉચ્ચ આસને વિરાજેલા એક કાજીએ પોતાના આંતરિક ઉદ્ગારો કાઢી નાખ્યા.

"જ્યારે કાફિરોનો સેનાપતિ પોતેજ કેદ થઈ ગયો છે, ત્યારે હવે છૂટા છવાયા દુશ્મનોમાટે તો વિચાર માત્ર પણ કરવો ન જોઇએ. ખુદા અને રસૂલના હુકમથી ઇસલામની હર જગ્યાએ ફતેહ છે. હિન્દુઓ બિચારા શી બિસાતમાં? એક તો તેમનાપર ખુદાની માર છે અને

વળી ટેં ટે કર્યાં કરે છે, એટલે બધા વહેલા જ જહન્નમમાં પહોંચતા થવાના." એક બીજા સરદારે પોતાનો મનોભાવ વ્યક્ત કર્યો.

"ખુદાવન્દ!" એક ત્રીજો સરદાર કાળાપહાડને ઉદ્દેશીને બોલ્યો. "ઇસલામના આફ્તાબ આગળ કુફ્રનો તારો શી ગણત્રીમાં? હુજૂરે પૂરેપૂરો વિશ્વાસ રાખવો કે, એક દિવસ એવો આવશે કે, તમામ દુનિયામાં ઇસલામના સાચા ઇમાનનો ફેલાવો થઈ જશે. બધા કાફિરો દોજખના ગારમાં પટકાશે અને પયગમ્બરે આખિરુલ્જમાં સલ્લલ્લાહ અલ્લેહુસલ્લમનો દીન જમીનના બધા ભાગોમાં જોરાવર થયેલો જોવામાં આવશે."

"આમીન! આમીન! આમીન!!!" સર્વેએ એક સાથે પોકાર કર્યો.

સેનાપતિએ અનુમતિદર્શક એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યો નહિ. કારણ કે, તેની શારીરિક સ્થિતિ એ વેળાએ જોઇએ તેવી સારી અને સ્વસ્થ હતી નહિ. હુલાયુધ મિશ્રના બરછાથી પડેલા જખમમાંથી હજી પણ લોહી વહ્યા જ કરતું હતુ. સ્કન્ધભાગે એવો જીવલેણ જખમ હોવા છતાં પણ પ્રભાતનો ન્યાય કરવાને તે પોતે આવીને ન્યાયાસને વિરાજ્યો હતો. તેનું મુખમડળ કરમાઈ ગયું હતું, તોપણ નેત્રોમા તીક્ષ્ણ દૃષ્ટિનો પ્રભાવ જેવાનો તેવો જ જોવામાં આવતો હતો. તેના વિશાળ લલાટમાં વળ પડેલા હતા અને મહા ખિન્ન હૃદયથી તે કેદીના આવવાની રાહ જોતો બેઠો હતો.

અલ્પ સમય પછી વિચારાસનથી થોડા અતરે મહાકોલાહલ થવાનો ધ્વનિ સાંભળવામાં આવ્યો. ચારે તરફથી સિપાહીઓ આવી આવીને ત્યાં એકઠા થવા લાગ્યા. એક તરુણ બાળાના કરુણોત્પાદક રોદનનો ધ્વનિ તે સરોવરના તીરે ગૂજતો સભળાતો હતો! સિપાહીઓ બળાત્કારે પ્રભાતને પકડીને લાવતા જોવામાં આવ્યા અને પ્રભાતને વિશે રહેલા પ્રાણવાળી ઉષા તેમની પાછળ દોડતી અને વિલપતી પ્રભાતને છોડી દેવાની વિનતિ કરતી દૃષ્ટિગોચર થઈ. સેનાપતિની કઠોર આજ્ઞાનું સ્મરણ થતાં બાળાના શરીરને સ્પર્શ કરવાનું સાહસ કોઈ પણ કરી શકતું નહોતુ. ક્ષુદ્ર બાળા ઉષાએ પોતાના સુકોમળ કરકમળોવડે પ્રભાતનાં ચરણો પકડી રાખ્યાં હતાં અને તે પ્રભાતને લોહશૃંખલાથી પણ વધારે યાતનાકારક ભાસતું હતુ. આ સંસારમાં એવો કયો વીર છે કે, જે પોતાના બાહુબળથી પ્રેમબંધનનો ઉચ્છેદ કરવાને સામર્થ્યવાન્ હોય? અર્થાત્ કોઈ પણ નથી. એવું પાષાણ હૃદય કોનું હોય કે, જે પ્રિયાના બાહુવેષ્ટનને છોડવી શકે? કોઇનું પણ નહિ. શૃંખલાબદ્ધ વીર યુવક પ્રભાતકુમારનાં નેત્રોમાંથી અગ્નિની ભયંકર ચિંગારીઓ નીકળવા લાગી, કોપથી તેનું મુખમંડળ રક્તવર્ણ બની ગયું અને તેનાથી એક શબ્દનો પણ

ઉચ્ચાર કરી શકાયો નહિ. હાયરે! દુર્દૈવ! આ તારી કેવી ક્રૂરતા? કેવી નિષ્ઠુરતા? સત્ય માર્ગે વિચરનાર સંકટમાં અને અસત્યગામી આનન્દમા, એ તારો કેવો અસત્ય ન્યાય?

જે સ્થળે ઉપર્યુક્ત ઘટના થતી હતી, તે સ્થળથી થોડા જ અન્તરપર આપણા પૂર્વપરિચિત ન્યાયરત્નનો તંબૂ આવેલો હતો. તે પોતાના તંબૂમાં ઉષાના શોધમાટે જગન્નાથપુરીમાં જવાની તૈયારી કરવામા ગુંથાયલો હતો. તે પ્રાત:કાળની સધ્યા પૂજામાંથી મુક્ત થયો હતો અને પુરીમા જઇને ઉષાને કેવી રીતે શોધવી, એના વિચારમા લીન થએલો હતો. મહન્ત પણ તેના સાથે જવાનો હતો. માત્ર સૈનિકોના આગમનનો જ વિલંબ હતો. એટલામાં ઉષાનો રુદનધ્વનિ તેના કર્ણોમાં અથડાયો અને તે ક્ષણે જ ન્યાયરત્ન ઉઠીને એકાએક ઉભો થઈ ગયો. અત્યંત અનુરાગમા એક પ્રકારની કેવી પ્રબળ આકર્ષકશક્તિ રહેલી હોય છે, એનું અહી પ્રત્યક્ષ દર્શન થઈ શકતુ હતુ. ઉષાનો રુદનધ્વનિ સાભળતા જ તેના વૃદ્ધ અને ક્ષીણ શરીરમા શતાવધિ વૃશ્ચિકોના દંશ થયા હોય, તેવી વેદના થવા માંડી. વૃદ્ધ ન્યાયરત્ન પોતાના દેહનું ભાન ભૂલીને જ્યાંથી તે રુદન સંભળાતુ હતુ, તે દિશામાં કોઈ ઉન્મત્ત મનુષ્ય પ્રમાણે દોડવા લાગ્યો. એ ક્ષણે તેના આદર્શે વિચિત્ર રૂપ ધારણ કર્યું હતુ. વાયુના સુસવાટામા તેને ઉષાનાં એવા વાકયો સાંભળવામાં આવ્યા કે, "અરે! તમારામાંથી કોઈ પણ મારી પાસે આવશો નહિ! હુ તમને પગે પડું છુ. મારા શરીરને સ્પર્શ કરશો નહિ, એમ થવાથી મારી પવિત્ર જાતિ અને મારા પુનિત ધર્મનો નાશ થશે!" એ શબ્દો સાંભળતાં જ ન્યાયરત્નના મનમા વજ્રઘાતની વેદનાનો અનુભવ આવવા માંડ્યો.

એટલામાં એક સિપાહી ન્યાયરત્ન પાસે દોડતો આવ્યો અને કહેવા લાગ્યો કે, "પંડિતજી! જરા જલ્દી આવો. જે હિન્દુ સેનાપતિને કેદ કરવામાં આવ્યો છે, તેની પાસે એક ઔરત આવીને બહુ જ રોયા કરે છે. એ ઔરત વંગવાસિની હોય, એમ દેખાય છે, માટે ચાલીને જરા જુઓ તો ખરા કે, એ તો આપની પુત્રી નથી?"

ન્યાયરત્નમાં હવે બોલવા માત્રનુ પણ સામર્થ્ય રહ્યું નહિ. તેની રામનામી શરીરપરથી ખસકી ગઈ, બન્ને જંઘાઓ કંપવા લાગી અને મદિરાપાની પ્રમાણે લથડતો ચાલીને સિપાહી સાથે તે જે સ્થાને ઉષા રોતી ઉભી હતી, તે સ્થાને આવી પહોંચ્યો. પુનઃ ઉષાનો વિલાપસ્વર તેના સાભળવામાં આવ્યો અને તે આ પ્રમાણે હતો, "પ્રથમ મને મારીને પછી આ કેદીને મારશો, તો ઈશ્વર તમારું કલ્યાણ કરશે. આ સંસા-

રમાં મારાં માતાપિતા, ભગિની, ભ્રાતા કે સ્નેહ સંબંધી કોઈ પણ નથી. હું સર્વથા નિરાધાર છું. આ મારા એક જ આધારને તલવારનો વાર કરીને કાપી નાખશો, તો પછી મારું જીવન શા ઉપયોગનું છે? આ અભાગિની અબળાને પ્રથમ મારો અને પછી એમને સંહારો!" એમ કહીને ઉષા મૂર્ચ્છિત થઈ ગઈ.

એ વેળાએ પ્રાતઃકાલીન સૂર્યનાં રક્તવર્ણ કિરણોનું ઉષાના મુખમડળમાં પતન થતું હતું. ન્યાયરત્ને અશ્રુપૂર્ણ ક્ષીણ દૃષ્ટિથી તે અશ્રુજલસિક્ત મુખમંડળને નિહાળ્યું. તે મુખમંડળ અને તે કંઠસ્વર તેનાં ચિરકાળનાં પરિચિત હોય, એમ તેને ભાસ થયો. ન્યાયરત્ને એકાએક ગભરાઈને પોકાર કર્યો, "તું આમ રડે છે શામાટે? પુત્રિ! તું આ અભાગી વૃદ્ધનાં નેત્રોનો પ્રકાશ ઉષા તો નથી?" ઉષાએ એ શબ્દો સાંભળ્યા. પાંચ છ વર્ષથી ઉષાએ એ કંઠસ્વર સાંભળ્યો નહોતો. એથી "આજે પિતા પ્રમાણે મને, પુત્રિ! કહીને કોણે બોલાવી?" એવો સાહજિક પ્રશ્ન તેના મનમાં ઉદ્ભવ્યો. વિસ્મયતાથી ન્યાયરત્નના મુખનું અવલોકન કરતાં જ ઉષા ઓળખી ગઈ કે, તે તેનો જન્મદાતા પિતા હતો. તે અચાનક આક્રન્દ કરીને કહેવા લાગી કે, "પિતા! પિતા! મને બચાવો." એમ કહીને તે પોતાના પિતાને ગળે બાઝી પડી.

મહન્ત પણ એ શોકાભિનયને જોવા માટે ન્યાયરત્નની પાછળ પાછળ ચાલ્યો આવ્યો હતો. તે એ દૃશ્ય જોઇને આનન્દ અને વિસ્મયતાથી મૌન્ય ધારણ કરી બાજૂએ ઉભો રહ્યો. એક બાજૂએ પ્રભાત અને બીજી બાજૂએ ઉષા! કેવો અપૂર્વ મેળાપ! મહન્ત કંપિત કંઠસ્વરથી કહેવા લાગ્યો કે, "ન્યાયરત્ન! શું એ આપની જ પુત્રી ઉષા છે? હું કહેતો હતો, તે ઉષા પણ આ બાળા જ છે. ઉષે! બેટા! તું અહીં કેવી રીતે આવી?"

ઉષામાં બોલવાની શક્તિ હતી નહિ. આજે વર્ષો પછી તેને પિતાના પ્રેમપૂર્ણ અંકમાં સુખે બેસવાનો અલભ્ય પ્રસંગ પાછો પ્રાપ્ત થયો હતો અને વર્ષો પછી મન ભરીને રોવાનો અવસર તેને મળ્યો હતો, એટલે મહંતના પ્રશ્નનું કશું પણ ઉત્તર ન આપતાં તે પિતાને ગળે બાઝીને બની શકે, તેટલું રુદન જ કરવા લાગી.

બીજી બાજૂએ પ્રભાતને બળાત્કારે ધક્કા મારીને સિપાહીઓ કાળાપહાડ સમક્ષ લઈ ગયા અને તેને બાંધીને ઉભો રાખ્યો.

કેદી આવીને સેનાપતિ સમક્ષ ઉભો રહ્યો—સેનાપતિએ કોઈ પણ પ્રકારનો પ્રશ્ન પૂછ્યાવિના કેટલીકવાર સુધી સ્થિર દૃષ્ટિથી કેદીના મુખનું અવલોકન કર્યું. એક અદ્ભુત અને અજ્ઞાત હૃદયવેગ મહાકષ્ટપૂર્વક તેની

બુદ્ધિને દબાવવા લાગ્યો. તેણે એકવાર કાંઇક પૂછવાનો વિચાર કર્યો, પણ શબ્દો કંઠપર્યન્ત આવીને અટકી પડ્યા–મુખમાંથી બહાર નીકળી શકયા નહિ. એકવાર કાળાપહાડની છાવણીમાં અપમાન થએલું હોવાથી જો કે કાળાપહાડ માટે પ્રભાતના હૃદયમાં સંપૂર્ણ ધિક્કાર વ્યાપેલો હતો, તોપણ આ વેળાએ તેના પ્રતિ એનું હૃદય પણ કોણ જાણે શા કારણથી આકર્ષાતું હતુ–ઈશ્વરની લીલા ઈશ્વર જાણે !

---

## પંચમ પરિચ્છેદ

### બન્ધુમીલન

"વીર યુવક ! તમારી મુખાકૃતિ જોતાં તત્કાળ એવુ અનુમાન કરી શકાય છે, કે તમે આ દેશના વાસી નથી. તમે કોઈ વંગવાસી હો, એમ દેખાય છે. ત્યારે પરાયા દેશના હિતમાટે પોતાના જીવને જોખમમાં નાખવાનુ શું કારણ હતું, તે જણાવશો ?" બહુવાર પછી મહાપ્રયત્ને કાળાપહાડે એ પ્રશ્ન પૂછ્યો.

"જ્યાં આર્યોનો નિવાસ હોય છે અને જ્યાં આર્યોનાં ધર્મકર્મોનો પ્રચાર હોય છે, તે જ સર્વ આર્યોનો દેશ છે આર્યોના હિતમાટે એક આર્યનર પ્રાણાહુતિ આપવાને તૈયાર થાય, તો તેમાં આશ્ચર્ય પામવા જેવુ કશું પણ નથી. પરંતુ હા–એક આર્ય મુસલ્માન થઈ જાય અને મુસલ્માનોના લાભમાટે પોતાના સ્વજાતીય આર્યજનોનો નાશ કરવા માંડે, એમાં આશ્ચર્ય રહેલુ છે ખરુ ?" અવિચલિત ભાવથી પ્રભાતે નિ શક ઉત્તર આપ્યું.

"એ વિષયના વિચારનો તમને અધિકાર નથી. હિન્દુઓ જાતીય-જીવનથી હીન, ભીરુ, કાપુરુષો અને શસ્ત્રવિદ્યાથી સર્વથા અજ્ઞાત છે. તેમને આવી વીરતા કોઈ કાળે પણ શોભા આપી શકે તેમ નથી." કાળાપહાડે કહ્યુ.

"ત્યારે હું પણ એ પ્રશ્નનુ ઉત્તર આપવાનું કાંઈ કારણ જોતો નથી. કારણ કે, તેવા ઉત્તરના શ્રવણનો તમને પણ અધિકાર નથી." પ્રભાતે તેટલા જ બળથી એ ઉત્તર આપતાં કહ્યું.

કાળોપહાડ કિંચિત્ હસ્યો અને બોલ્યો કે, "મરણને સમક્ષ આવી ઉભેલુ જોઇને મનમાં ભીતિ ઉત્પન્ન થાય છે કે શું ?"

"ભીતિ, એ શબ્દની મને સ્મૃતિ પણ નથી, ત્યારે તેનો પ્રત્યક્ષ અનુભવ તો મારા મનને કયાંથી જ હોય ? જો તમારું ધારવું એમ હોય, તો એમાં તમે મોટી ભૂલ કરો છો !" પ્રભાતે વીરતાથી જ એ વાકયો ઉચ્ચાર્યાં.

"કદાચિત્ મારી ભૂલ પણ હોય ખરી. કારણ કે, હું પણ ખુદાનો એક બંદો છું. કાંઈ ખુદા નથી. પરંતુ એ તો બતાવો કે, કયા વીરવંશમાં તમારો જન્મ થએલો છે?" કાળાપહાડે વાતને ફેરવીને બીજો પ્રશ્ન કર્યો.

તેના ઊત્તરમાં પ્રભાતકુમારે મહા ગૌરવ અને અભિમાનયુક્ત મુદ્રાથી જણાવ્યું કે, "મહા પ્રતાપી બ્રહ્મર્ષિ વશિષ્ઠ, મહાન્ બ્રાહ્મણ-યોધ પરશુરામ, અદ્વિતીય ધનુર્વિદ્યાપારગત દ્રોણાચાર્ય આદિ નરપુંગવોનો જે નિષ્કલંક વિપ્રવંશમાં જન્મ થએલો છે, તે જ બ્રાહ્મણવંશમાં આ શરીરે પણ જન્મ ધારણ કરેલો છે. હુ નથી ધારતો કે, બ્રાહ્મણ-વશના જગદ્વ્યાપક પ્રતાપ અને પ્રભાવથી તમે અજ્ઞાત હશો?"

"શસ્ત્ર ધારણ કરવાં, એ કાર્ય બ્રાહ્મણોનું નથી. ત્યારે તમે શસ્ત્ર ધારણ કરીને બ્રાહ્મણકુળને સદાને માટે કલંકિત શા માટે કર્યું?" કાળા-પહાડે વળી નવીન પ્રકારનો પ્રશ્ન કર્યો.

"સ્વધર્મસંરક્ષણ, એ જ બ્રાહ્મણોનું પ્રધાન કર્ત્તવ્ય છે. સ્વધર્મની રક્ષા માટે બ્રાહ્મણો શસ્ત્ર ધારણ કરે, તો તેમાં કોઈ પણ પ્રકારનું પાપ કે કલંક નથી." પ્રભાતે તેવું જ દંતભેદક ઉત્તર આપ્યું.

"પાપ અને પુણ્ય એ શા પદાર્થો છે, તેનું તમને જ્ઞાન છે ખરું કે?" કાળાપહાડે ભ્રૂ તથા નેત્રોને કિંચિત્ સકુચિત કરીને પૂછ્યુ.

"પાપ અને પુણ્ય, એ શા પદાર્થો છે, તેનું મને સારી રીતે જ્ઞાન છે, પણ તે જ્ઞાનનું વિવેચન વિધર્મી જનો સમક્ષ કરી શકાય તેમ નથી." પ્રભાતે કહ્યું.

"ત્યારે વિધર્મી જનોને તમે ધિક્કારો છો કે શું?" કાળાપહાડે પૂછ્યું.

"હા—ધિક્કારું છું અને તે પણ અંત:કરણપૂર્વક!" પ્રભાત બોલ્યો.

"જો તમારો પોતાનો સહોદર—બંધુ જ વિધર્મી હોય, તો તેને પણ આવી જ રીતે ધિક્કારશો ખરા કે?"

એટલુ કહીને કોણ જાણે શા કારણથી કાળાપહાડે ઉદ્વેગથી અધીર બનીને વસ્ત્રથી પોતાનું મુખ ઢાંકી દીધુ. પ્રભાતના મનમાં ધીમે ધીમે સર્વ વ્યતીત વાર્ત્તાઓની સ્મૃતિ થવા લાગી. તે એક ધ્યાન અને વિસ્મયતાથી સેનાપતિના મુખનું અવલોકન કરવા લાગ્યો. કેટલોક કાળ એવી રીતે મૌન્યમાં જ વીતી જવા પછી યવન સેનાપતિએ પોતાના મુખપરથી વસ્ત્રને દૂર કર્યું. સેનાપતિના મુખમંડળને અશ્રુથી ભીંજાયલું જોતાં જ સર્વના મનમાં એકાએક અદ્વિતીય આશ્ચર્યનો ભાવ વ્યાપી ગયો. કાળોપહાડ સિંહાસનપરથી ઊઠીને નીચે ઊતર્યો અને પ્રભાત સમક્ષ પોતાના બન્ને હસ્તોને પ્રસારીને ઉચ્ચસ્વરથી કહેવા લાગ્યો કે, "પ્રભાત!

વિધર્મી જનો માટે તમારા મનમાં જે ધિક્કાર છે, તેને થોડા વખતને માટે વિસારી મૂકો, અને બાલ્યાવસ્થાના બનાવોનું સ્મરણ કરો. તમારો એક જ્યેષ્ઠ ભ્રાતા હતો, તેની સ્મૃતિ કરો. બંધો ! ગઈ કાલે યુદ્ધભૂમિમાં જ્યારથી તમારા મુખનું મેં દર્શન કર્યું હતું, ત્યારથી સંદેહમાં હું વ્યાકુલ બની ગયો હતો. તમારો યુદ્ધવેશ જ મારા સંશયનો હેતુ થયો હતો. હવે મારા તે સંશયનો નાશ થયો છે. પ્રિય બંધો પ્રભાત ! જો તમારા મનમા ધૃણા ન હોય, તો શૈશવાવસ્થામાં, જેનામાં તમે દેવસમાન ભક્તિ રાખતા હતા, છાયાસમાન જેના સંગે વસતા હતા અને વિદ્યોપાર્જનમાં જેના તમે સહાધ્યાયી હતા, તે તમારા બધુ, કે જેનું જીવન આજે લગભગ દશ વર્ષથી લજ્જા, ધૃણા અને અનુતાપથી બળ્યા કરે છે, જેના ભયંકર અત્યાચાર અને નિંદ્ય દેવદ્રોહથી ત્રાસ પામીને આર્યજનો જેને **કાળાપહાડના** તિરસ્કરણીય નામથી બોલાવે છે, તે દુર્ભાગી નિરજનને–નહિ–નહિ–તે બ્રાહ્મણ કુલાંગાર કાળાપહાડને–પોતાના તે વિધર્મી ભ્રાતાને ભ્રાતાતરીકે સ્વીકારો ! ! !”

પ્રભાતને જાણે પોતાના શિરે વજ્રનો પાત થયો હોયની ! તેવો ભાસ થયો. ક્ષણ બેક્ષણ તો જાણે આકાશના કકડે કકડા થઇને તૂટી પડ્યા હોયની ! એવા ભ્રમમાં જ તેની મતિ રહી. પોતાના દેહનુ ભાન પણ થોડીવારને માટે તે ભૂલી ગયો. શુદ્ધિમાં આવીને જ્યારે પુનઃ સ્થિર દૃષ્ટિથી તેણે યવન સેનાપતિના મુખનું અવલોકન કર્યું, ત્યારે જાણે તે જ ઉદાર મુખમડળ, બાલ્યાવસ્થાની તે જ સ્નેહ અને મમતાપૂર્ણ જ્યેષ્ઠ સહોદરની ઉદાર દેવમૂર્ત્તિ અને તે જ નિરંજનની પ્રતિમા પોતા સમક્ષ આવીને ઉભેલી હોય, એવો તેનો નિશ્ચય થયો ! પ્રભાતે પોતાના ભાઇનો કંઠધ્વનિ પણ ઓળખ્યો અને ભેદરૂપી પટ ખુલી જતાં જ તે પોકાર કરીને બોલ્યો કે, “બંધો !”

માત્ર એ શબ્દનો ઉચ્ચાર કર્યો કે, ત્વરિત પ્રભાતના કંઠનો અવરોધ થઈ ગયો, અને નેત્રોમાં ઝળઝળિયાં ભરાઈ આવ્યાં. બન્ને ભાઇયો થોડીવાર સૂધી મૂક મુખે એકબીજાના મુખચંદ્રનું નિરીક્ષણ કરતા રહ્યા. એમ કેટલોક વખત વીતવા પછી મનના વેગને રોકીને પ્રભાતકુમાર બોલ્યો કે, “બંધો ! મને સ્વપ્ને પણ એવી આશા હતી નહિ કે, આ જન્મમાં પાછો તમારો મેળાપ થશે. આજે અચાનક આવી રીતે તમારું દર્શન થવાથી હું મને પોતાને બહુ જ ભાગ્યશાળી માનું છું. પરંતુ મને આજે આ શું ભયાનક દૃશ્ય દૃષ્ટિએ પડે છે ! સ્વધર્મનિરત, વેદવેદાંગનિપુણ અને યવનદ્રોહી નિરંજન પોતે જ યવન જેવા કેમ જોવામાં આવે છે ? નિરંજનના નિર્મળ શરીરને યવનવસ્ત્રો મલિન કરતાં કેમ

દેખાય છે? પોતાના સહોદરને આવા વેશમાં જોવા કરતાં તો તેને ન જોયો હોત અથવા જોવા પહેલાં મરણ આવ્યું હોત, તો બહુ જ સારું થાત! પોતાના સહોદરના ભાવી નરકવાસની કલ્પનાથી હૃદયમાં વેદના તો ન થઈ હોત!!!"

તેવા જ ગદ્‌ગદ કંઠથી અને સ્નેહપૂર્ણ સ્વરથી સેનાપતિ કાળાપહાડ પોતાના ભાઈને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે, "પ્રભાત! પ્રાણાધિક બંધો! ભાગ્યમાં વિશ્વાસ રાખો. આપણ બન્નેએ એક જ માતાના ઉદરમાંથી જન્મ લીધો છે, છતાં પણ હું કુલાંગાર કુલસંહારક થયો અને તમે ધર્માવતાર કુલોદ્ધારક થયા. તમે ધર્મનું રક્ષણ કર્યું અને મેં યવનોનું દાસત્વ સ્વીકારીને ધર્મનું ભક્ષણ કર્યું. બંધો! તમે જ પોતાની માતાના ને માતૃભૂમિના સત્ય સંતાન છો! હુ માતૃયૌવનવનકુઠાર છું! પણ એમાં મનુષ્યનો કાંઈ પણ દોષ નથી. જે કાંઈ પણ થાય છે, તે ભાગ્યવશતાથી જ થાય છે. એ ભાગ્યની પ્રબળતાથી જ આજે હું યવનવેશમાં બેઠેલો દેખાઉં છું. જે યવનોના અત્યાચારથી એક સમયે હું અને તમે ભીખારી થઈ ગયા હતા, જે યવન રાજાની સભામાં ન્યાય મેળવવામાટે સ્વદેશનો અને તમારા જેવા સહોદરનો ત્યાગ કરીને હું રાજધાનીમાં આવ્યો હતો, તે જ યવનરાજના પાશવિક બળથી આજે હું દેશદ્રોહી, દેવદ્વિજદ્રોહી, ધર્મદ્રોહી અને વિધર્મીના નામથી પ્રસિદ્ધ થઈ ચૂકયો છું. આવો પ્રભાત! વિધર્મી ધારીને મને ધિક્કારો નહિ. આ દુર્ભાગીના હૃદયને ચીરીને જુઓ કે, તેમાં કેટલો અનુતાપ, કેટલું અશ્રુજળ અને કેટલી આત્મગ્લાનિ ભરેલી છે!!"

"મુસલ્માનોના પાશવિક બળથી તમે ધર્મભ્રષ્ટ થયા, એ વાર્ત્તા જો સત્ય હોય, તો તેમના રાજ્યના ધ્વંસનો પ્રયત્ન ન કરતાં સામો તેને વધારવા માટે. યુદ્ધનો પરિશ્રમ કરવો અને જાતિ બાંધવોનો વિનાકારણ સંહાર કરવો, એવા વ્રતનો તમે શામાટે સ્વીકાર કર્યો છે? યવનધર્મના નાશને સ્થાને સ્વધર્મના સંહારનો સ્તંભ શામાટે રોપ્યો છે?" પ્રભાતે ભ્રૂ ચઢાવીને કાળાપહાડને એ ઉપાલંભરૂપ પ્રશ્નો પૂછ્યા.

"સાંભળો ભાઈ! આ અનુતપ્ત જીવનની મહાપરિશ્રમ અને કષ્ટથી હૃદયપટમાં કોતરી રાખેલી કથાને સાંભળો–યવનરાજ્યનો નાશ કરવો, એ જ મારો હૃદયસ્થ ગુપ્ત ઉદ્દેશ હતો. મારા જીવનનો એ સર્વથી પ્રધાન હેતુ જગતના સર્વ જનોથી ગુપ્ત છૂપાવી રાખેલો હતો. મારો હવે એ નિશ્ચય છે કે, ચાર આઠ દિવસથી વધારે જીવન હું ભોગવી શકું તેમ નથી, માટે જ આ સર્વ સભાજનો સમક્ષ હું ખુલ્લી રીતે જણાવી દઉં છું કે, હું યવનોનો દાસ તો છું, કિન્તુ યવનરાજ્યનો

સર્વથા નાશ કરવો, એ જ મારો દઢ સંકલ્પ હતો." કાળાપહાડે પોતાનો અંતિમ અવસર વિચારીને ગુપ્ત મનોભાવોને કોઈ પણ પ્રકારના સંકોચ કે ભય વિના પ્રકટ કરવા માંડ્યા.

"બંધો ! એ વાતને હું પણ માન્ય કરું છું કે, તમે સત્યનું પૂર્ણ પાલન કરવાવાળા છો—આપના મુખમાંથી કોઈ કાળે પણ અસત્ય વાર્ત્તા નીકળતી નથી. પરતુ આ વાર્ત્તાને અન્યજનો માનશે ખરા કે? બગાળાનાં સર્વ સ્ત્રીપુરુષોનાં હૃદયો કાળાપહાડના નામથી કંપાયમાન થઈ રહ્યાં છે, કાળાપહાડના શસ્ત્રપ્રહારથી શતાવધિ દેવમદિરો ભગ્ન થઈ પડ્યાં છે અને દેવમૂર્ત્તિઓ અંગહીન જોવામાં આવે છે. જે લોકોએ આવા ભયંકર અને ત્રાસદાયક આદર્શો પોતાની દૃષ્ટિએ પ્રત્યક્ષ જોએલા છે, તે લોકો તમારા આ ગુપ્ત હેતુની વાર્ત્તા કેવી રીતે માનશે? તેમનો કોઈ કાળે પણ આ વાતમા વિશ્વાસ બેસશે નહિ." પ્રભાતે પોતે સત્ય માનવા છતાં પણ લોકદૃષ્ટિથી તેમાં શંકા કાઢી અને ઉત્તરમાટે ઉત્સુક થઈ બેઠો.

"બીજાઓ વિશ્વાસ કરે કે ન કરે, એની મને કાંઈ પણ પરવા નથી. માત્ર તમે વિશ્વાસ કરો, એટલી જ મારી ઇચ્છા છે. ભાઈ! જે દિવસે યવનોએ બળથી કે કળથી મારા ધર્મનો નાશ કર્યો, તે દિવસથી જ મારા મનમાં મેં એવી પ્રતિજ્ઞા કરી રાખી હતી કે, હું મુસલ્માન રાજ્યનો જડમૂળથી નાશ કરીશ. પરંતુ મારી પાસે ધન નહોતું તેમ જ સૈન્યનુ બળ પણ હતુ નહિ, એટલા માટે મેં કૌશલ્યથી કાર્ય સાધવાનો નિશ્ચય કર્યો. મારો એવો ભાવ હતો કે, આર્યજનો ધર્મમાં અચલ શ્રદ્ધા રાખનારા અને દેવદ્વિજમાટે અખંડ ભક્તિ ધરાવનારા છે, માટે જો તેમના ધર્મપર આઘાત કરવામાં આવશે, તો સમસ્ત દેશમાં વિદ્રોહરૂપ અગ્નિ ભયંકરતાથી પ્રજળી જશે. એવા વિચારથી જ મેં દેવમૂર્ત્તિઓના નાશમાટે અને દેવમંદિરોના વિધ્વંસમાટે મારી તલવાર મ્યાનમાંથી બહાર કાઢી હતી. પરંતુ ભાઈ! આર્યોનું તે જાતીય જીવન અવશિષ્ટ રહ્યું નથી. કોઇએ પણ મારા હેતુના રહસ્યને જાણ્યું નહિ અને આ સંસારમાં હું વ્યર્થ **દેવદ્રોહી કાળોપહાડ** એવું કલંકદર્શક નામ મેળવીને ઘોરતમ નરકનો અધિકારી થયો !!!" કાળાપહાડે અત્યંત નિરાશાથી એ વાર્ત્તા દર્શાવી.

"ત્યારે શું એ કલંકને ધોઈ નાખવાનો હવે બીજો કોઈ ઉપાય નથી?" પ્રભાતે દયા અને પ્રેમથી દુઃખમાં સમભાગી થઈને પૂછ્યું.

"નહિ, પ્રભાત! હવે મારા જીવનરૂપ દીપકના નિર્વાણનો સમય નિકટ આવી પહોંચ્યો છે. મારી અન્તિમ આશાનું આ અન્તિમ

યુદ્ધથી નિર્મૂલન થઈ ગયું છે. જ્યારથી મેં પોતાના ધર્મનો ત્યાગ કર્યો છે, ત્યારથી પ્રતિક્ષણ મારું જીવન બળ્યા કરે છે. આ અનુતપ્ત પાપીનો–આ દુર્ભાગી ભુક્ત ભોગીનો એ જ જ્વલન્ત ઉપદેશ છે કે, કોઈ પણ પોતાના ધર્મનો ત્યાગ કરશો નહિ! જો તેમ કરશો, તો આ પાપી પ્રમાણે પશ્ચાત્તાપનો પ્રસંગ આવશે." કાળાપહાડે પોતાના આંતરિક ઉદ્‌ગારો કાઢ્યા, અને નેત્રોમાંથી જળ વર્ષાવ્યું. થોડીવાર પછી પાછો તે કહેવા લાગ્યો કે, "આ સંસારમાં હવે મારું કોઈ પણ નથી. મારા પોતા વિના બીજા સર્વ મારા શત્રુઓ છે. સમસ્ત પૃથ્વી મને શૂન્ય શૂન્ય દેખાય છે. શૈશવના સહચર પ્રિયતમ પ્રભાત! આજે તો તમે પણ–મારા પોતાના હોવા છતાં–પરાયા જ છો! હાય!!!"

"નહિ–બંધો! હું પારકો નથી. આ દુર્ભાગી પ્રભાત બાલ્યાવસ્થામાં જેવી રીતે આપનો અનન્ય ભાવે દાસ હતો, તેવી જ રીતે અત્યારે પણ દાસ છે અને હવે પછી પણ ચિરકાલને માટે આપનો દાસ રહેશે." હૃદયમાં અત્યંત પ્રેમ ઉભરાઈ આવવાથી દયાળુ પ્રભાતે પોતાના દુઃખી ભાઇને એ વાકયોથી આશ્વાસન આપ્યું. કાળાપહાડની દૃષ્ટિમાં પ્રભાત, એક મનુષ્ય નહિ, પણ સુખદાયક દેવ સમાન દેખાવા લાગ્યો.

"ના–એમ કદાપિ બની શકે તેમ નથી. આપણા ઉભયના મધ્યમાં સમાજરૂપી સમુદ્ર વિસ્તરેલો છે, કે જેના એક તીરે તમે છો અને બીજે તીરે હુ છું. હું અનુતાપી અને પાપી છું–તમે દેવવ્રતધારી છો. શું તમે મારા શરીરને સ્પર્શ કરી શકશો? શું મારાથી આ તમારા સ્નેહપૂર્ણ મુખમંડળના ચુંબનનો સ્વર્ગીય આસ્વાદ લઈ શકાશે કે? પોતાના બંધુને વિધર્મી થએલો જાણવા છતાં પણ જો તમારા મનમાં ગ્લાનિ ન થતી હોય, તો આવો ભાઈ! તમારા પવિત્ર શરીરના આલિંગનથી હુ મારા પાપી દેહને પવિત્ર કરુ. "કાળાપહાડે કહ્યુ.

પ્રેમી બંધુના કરુણોત્પાદક સ્વરથી પ્રભાતનું હૃદય પીગળી ગયું. બાલ્યાવસ્થામાં જેવી રીતે દોડીને તે નિરંજનને ગળે જઈ બાઝતો હતો, તેવી જ રીતે દોડીને પ્રભાતકુમાર સેનાપતિ કાળાપહાડને ગળે લપટી ગયો. સર્વ સૈનિકો અને અન્ય અધિકારીઓ આશ્ચર્યથી વિહ્વળ થઈ ગયા. મારાના હાથમાંથી તલવાર નીચે પડી ગઈ–સર્વ જનો બંધુદ્વયના સંમીલનનો અપૂર્વ આદર્શ અવલોકવામાં લીન થઈ ગયા. સર્વત્ર શાંતિનો પ્રભાવ છવાઈ ગયો.

એવામાં હસ્તસંપુટમાં યજ્ઞોપવીત લઇને ઉષાસહિત ન્યાયરત્ન ત્યાં આવી લાગ્યો અને પોકાર કરીને વિનતિ કરવા લાગ્યો કે, "રક્ષા કરો–રક્ષા કરો–ત્રાહિ–ત્રાહિ–આ કેદીને મારશો નહિ. અંતિમ ભિક્ષા

તરીકે આ કેદીનું જીવન મને આપી દ્યો–ગુરુદક્ષિણા તરીકે આ બંદીવાનના પ્રાણ મને સોંપી દ્યો. નિરંજન! આ કેદી તે તારો પ્રેમી સહોદર પ્રભાત છે.” પરંતુ તેણે જોયુ કે, બન્ને ભાઈ પરસ્પર પ્રેમાલિંગનથી બંધાયલા હતા, એટલે તેનાં નેત્રોમાંથી નીરની ધારા વહેવા લાગી. “ધન્ય–ધન્ય!! તે સર્વ નિયંતાને સહસ્રશઃ ધન્યવાદ હો! હે ઇચ્છાપૂરક ભગવન્! મારી સર્વ આશાઓ તેં પરિપૂર્ણ કરી!” ન્યાયરત્ને મનસ્વી ઉદ્‌ગારો કાઢ્યા. તેનાથી પ્રકટ બોલી શકાયું નહિ.

ન્યાયરત્નનો કંઠસ્વર સાભળતાં જ સેનાપતિ કાળાપહાડ પ્રભાતના આલિંગનથી મુક્ત થઈને ગુરુનાં ચરણોમાં આળોટવા લાગ્યો, અને બોલ્યો કે, “ગુરુરાજ! અત્યારસુધી ધર્મ કર્મના રહસ્યને હું લેશ માત્ર પણ જાણી શકયો નથી. માત્ર એટલુ જ જાણી શકયો છું કે, અદૃષ્ટ–દૈવ સત્ય છે. બીજું એ જાણવામાં આવ્યું કે, મનુષ્યોને પાપોનો દંડ મળે છે, કુકર્મોનું ફળ ભોગવવુ પડે છે, પુનર્જન્મનું અસ્તિત્વ છે અને સ્વર્ગમાં દેવોનો વાસ પણ છે. આજે મારું જીવન સફળ થયું અને આપનો આશીર્વાદ પણ સફળ થયો. જગન્નાથપુરીના યુદ્ધમાં જે વીર મારા સૈનિકોના હસ્તે ચતુર્ભુજ થયો હતો, તે જ આ જુઓ મારો પ્રિય સહોદર–માડીજાયો વીર પ્રભાત છે! મારા કેવાં સદ્‌ભાગ્ય કે, અંત સમયે પણ બંધુમીલન થયુ.” કાળાપડાડે કિંચિત્ આનંદના ભાવથી ગુરુનાં ચરણોમા બનેલો સર્વ વૃત્તાંત નિવેદિત કર્યો.

ન્યાયરત્ને પ્રેમપૂર્ણ દૃષ્ટિથી પ્રભાતપ્રતિ નિહાળીને સેનાપતિ કાળાપહાડનો હાથ પકડીને તેને ઉભો કર્યો. ઉઠીને સેનાપતિએ જોયું તો પોતાના ગુરુના પૃષ્ઠ ભાગે એક અલૌકિક રૂપવતી બાળા ઉભી હતી. તે એકાએક ગભરાઈને બોલી ઉઠ્યો કે, “ગુરુરાજ! આ દેવબાળા કોણ છે?”

ન્યાયરત્નનાં નેત્રોમાંથી આનન્દનાં અશ્રુ વહેવા લાગ્યાં, તેથી તત્કાળ ઉત્તર ન આપતાં થોડીવાર રહીને તે બોલ્યો કે, “એ મારી પ્રાણપ્રિય પુત્રી ઉષા છે. તેં એને બહુ વર્ષોથી જોઈ નથી, એટલે તારાથી કેમ ઓળખી શકાય? તારી સાથે આવવાથી મને મારી પ્રિય પુત્રી પણ મળી ગઈ!”

“ઉષા કયાં અને કેમ મળી? ઉષે! બ્હેન! તું મને ઓળખી શકે છે કે?” એમ કહીને કાળાપહાડે પોતાની કરાંગુલિમાંથી એક રત્નજડિત મુદ્રિકા ઉતારીને ઉષાના હાથમાં આપી. ઉષા આશ્ચર્યસહિત સેનાપતિના મુખનું સૂક્ષ્મ સમીક્ષણ કરવા લાગી. તેના કોમળ મનમાં અનેક પ્રકારના વિચારો આવી ગયા.

એ અપૂર્વ સંમીલન પછી ચારે તરફથી મહા આનન્દમય કોલા-

હલ સંભળાવા લાગ્યો. યુદ્ધના પરિશ્રમથી મુક્ત થએલા સૈનિકો આનન્દ અને ઉત્સાહરૂપ ઉન્માદથી વારંવાર સેનાપતિ કાળાપહાડના નામનો જયધ્વનિ કરવા લાગ્યા. પરંતુ હાય ! એ આનંદદર્શક કોલાહલનું અસ્તિત્વ દીર્ઘકાળ પર્યન્ત ટકી ન શકયું. સીમાઉપરાંત આનન્દ, ઉત્સાહ અને અનુતાપથી સેનાપતિનું સ્નાયુમંડળ એકાએક ઉત્તેજિત થઈ ગયુ અને તેથી જે સ્થળે બરછાનો પ્રહાર થયો હતો, તે સ્થળમાંથી રક્તની ધારા મહા' પ્રબળ વેગથી વહેવા લાગી. ધીમે ધીમે તેનું શરીર દુર્બળ અને અવસન્ન થવા લાગ્યું. કાળોપહાડ હવે ઊભો રહી ન શકયો—અચાનક પૃથ્વીપર પડી ગયો પાસે ઉભેલા મનુષ્યોએ ગભરાઇને તેને ઉઠાવી લીધો અને તેને તેના ખાનગી શયનના તંબૂમાં લઈ ગયા. સેનાપતિની ઇચ્છાથી ન્યાયરત્ન પણ પ્રભાત અને ઉષાને પોતા સાથે લઇને તે તંબૂમાં આવી પહોંચ્યો.

નજીરુન્નિસા પોતાના પતિની આવી ભયકર સ્થિતિને જોઇને બહુ જ શોકાતુર થઈ ગઈ. એટલામાં પ્રભાતને જોતાં જ તેના હૃદયમાં એક પ્રકારનો આનંદ થયો ન્યાયરત્નનાં ચરણોમાં પડીને તેણે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. પ્રિય વાચકો ! જે વેળાએ ક્ષત્રિયોનો પરાજય અને યવનોનો વિજય થયો હતો, તે વેળાએ જ યવન સૈનિકો નજીરુન્નિસાને ક્ષત્રિયોના કારાગૃહમાંથી મુક્ત કરીને પોતાની છાવણીમાં લઈ આવ્યા હતા અને તેથી જ તે એ સમયે કાળાપહાડના તંબૂમાં ઉપસ્થિત હતી. અંતે કાળાપહાડ અને નજીરનનો, પ્રભાત અને ઉષાનો તથા ન્યાયરત્ન અને ઉષાનો પોતપોતામાં મેળાપ થયો અને વિયોગનો શોક ગયો, તે સાથે આપણો પ્રસ્તુત પરિચ્છેદ પણ સમાપ્ત થયો.

---

## ષષ્ઠ પરિચ્છેદ
## વિવાહસમારમ્ભ

બીજે દિવસે પ્રાતઃકાળમાં છાવણીમા બધે એવા સમાચાર ફેલાઈ ગયા કે, "સેનાપતિ કાળાપહાડનો અન્તકાળ હવે શીઘ્ર જ થશે. તે હવે વધારે દિવસ જીવી શકે તેમ નથી. જખમમાંથી લોહી કોઈ પણ ઉપાયે બંધ નથી પડતું." થોડીવારમાં એ સમાચાર ન્યાયરત્ન અને પ્રભાતવાળા તંબૂમાં પણ પહોંચી ગયા. ઉષાને મહન્ત પાસે મૂકીને ન્યાયરત્ન અને પ્રભાત ઉભય સેનાપતિની પ્રકૃતિ જોવામાટે જ્યાં તે રુગ્ણદશામાં પડેલો હતો, ત્યાં આવી પહોંચ્યા. કાળાપહાડને જોતાં જ તેમનો નિશ્ચય થઈ ગયો કે, "તેના જીવનરૂપ દીપકના નિર્વાણમાં હવે

વિશેષ વિલંબ નથી." સેનાપતિ નેત્રો બંધ કરીને કોઈ વિચારમાં લીન થઇને પડ્યો હતો. પ્રભાતે કાતર સ્વરથી તેને સંબોધીને કહ્યું કે, "બંધો!"

નિરંજને નેત્રો ઉઘાડીને પ્રભાતપ્રતિ જોયું અને સ્થિર દૃષ્ટિથી ઘણીવાર સૂધી જેમનો તેમ જોતો રહ્યો. એ સમયે તેના હૃદયમાં કેવી પીડા થતી હોવી જોઇએ, એનું અનુમાન તેનાં સ્થિર નેત્રોને જોતાં સારી રીતે થઈ શકતું હતું. સેનાપતિ બહુ જ ધીમા સ્વરથી કહેવા લાગ્યો કે, "પ્રભાત મને સ્વપ્ને પણ એવી કલ્પના હતી નહિ કે, મારી અન્તિમ શય્યા પાસે તમે આવી રીતે ઉપસ્થિત હશો. મારા જીવનના બધા અભિનયોનો હવે અંત થયો છે. બંધો! જો તમારાથી બની શકે તો આ મારા પાપી અને સતપ્ત હૃદયને શાંત કરવાની ચેષ્ટા કરો!"

પ્રભાતનાં નયનોમાં જળ ભરાઈ આવ્યું. તે અશ્રુને લૂછીને કહેવા લાગ્યો કે, "બંધો! આ દુર્ભાગીના ભાગ્યને ધિક્કાર હો! મારા જીવનને પણ ધિક્કાર હો! લાંબા સમય પછી વિયુક્ત ભ્રાતાનો સંયોગ થયો અને દુર્દૈવે પાછો ચિરકાલને માટે વિયુક્ત કરવાનો પ્રસગ લાવી મૂકયો! હાય!! સહોદર! તમારી પ્રકૃતિ અત્યારે કેમ છે?"

"બંધો, ગભરાશો નહિ. મને શારીરિક યત્રણા જરા પણ નથી માત્ર હૃદયયત્રણાથી જ હું પીડાઉ છું. જે યત્રણાને આજે દશ અગિયાર વર્ષથી હું દબાવતો આવ્યો છું, તે જ યંત્રણા અતકાળે અત્યંત પ્રબળ થઈ ગઈ છે!!" સેનાપતિ પૂર્વ પ્રમાણે ક્ષીણ સ્વરથી જ બોલ્યો.

"વત્સ! તે સર્વશક્તિમાન્ પરમેશ્વરનુ સ્મરણ કર." ન્યાયરત્ને આશ્વાસન આપતાં કહ્યું. "તે જ પાપ, તાપ, જીવન અને મરણની વેળાએ શાંતિ આપનારો છે. આવા સમયમા કોઈ પણ પ્રકારની મનમા ભીતિ રાખવી ન જોઇએ. ચિન્તા ન કર. કોઈ સારા વૈદ્યના ઔષધોપચારથી તને શીઘ્ર જ આરોગ્યતાની પ્રાપ્તિ થશે. મરણનો સંભવ મને તો દેખાતો નથી."

સેનાપતિએ ન્યાયરત્નના મુખનું અવલોકન કર્યું અને ધીમે ધીમે બન્ને હાથ ઉચા કરીને પ્રણામ કર્યા. તે મદ સ્વરે કહેવા લાગ્યો, "ગુરુદેવ! હવે આરોગ્યની પ્રાપ્તિ થાય, એવી મારી ઇચ્છા નથી. હવે તો જીવન કરતાં મરણ જ મને વધારે પ્રિય લાગે છે. પરમ પુણ્યક્ષેત્રમાં સ્વધર્મરક્ષાર્થી બ્રાહ્મણના શસ્ત્રના પ્રહારથી મારું મરણ થશે, એ મારામાટે બહુ જ આનન્દની વાર્ત્તા છે. હવે આ જ્વાલામય યંત્રણારૂપ કર્મક્ષેત્રમાંથી હું મુક્ત થઇશ—આ જન્મમાં એના કરતાં અધિક સૌભાગ્યનો પ્રસંગ મારામાટે કયો હોઈ શકે વારુ?" કાળાપહાડે પોતાની મનોભાવના દર્શાવી.

અનેકવિધ યત્નો કરવા છતાં પણ નેત્રોમાંથી નીકળતા અશ્રુ-પ્રવાહનો ન્યાયરત્નથી અવરોધ થઈ શકયો નહિ. અંતે અશ્રુ લૂછીને નિરંજનને આશ્વાસન આપતો તે કહેવા લાગ્યો કે, "વત્સ! તું વીર છે અને પરમ જ્ઞાની છે. કોણ જાણે પૂર્વ જન્મના કયા પાપથી તારી આવી દુર્દશા થઈ છે, એ વાતનો જ હું વિચાર કર્યાં કરું છું. તારી આવી દુરવસ્થા દેખીને મારા હૃદયમાં બહુ જ દુ:ખ થાય છે! હું અંત કરણુંપૂર્વક તને આશીર્વાદ આપું છું, કે પરલોકમાં તને શાંતિ મળે!!"

"ગુરુરાજ! હું મહાપાપી છુ. મને હવે શાંતિ મળે એવી આશા જ નથી. અન્ત સમયે મારી એક ઇચ્છા છે, તે હું આપનાં ચરણોમાં નિવેદિત કરું છું. આજે મેં એક અશ્વારોહી દૂતદ્વારા બાદશાહની હુજૂરમાં એક પત્ર મોકલ્યું છે, કે જેની સહાયતાથી પ્રભાતને પોતાની સંપૂર્ણ પૂર્વ સંપત્તિ પાછી મળશે અને મારું પણ જે ધન છે તે સર્વ પ્રભાતનું જ થશે. જો આપના મનમાં કોઈ પણ પ્રકારની બાધા ન હોય, તો ઉષા સાથે પ્રભાતનો વિવાહસંબંધ સાંધી આપો. મારી એ જ અંતિમ ઇચ્છા છે." કાળાપહાડ અર્થાત્ નિરંજને પોતાની ઇચ્છા વ્યક્ત કરી.

એના ઉત્તરમાં ગુરુરાજ ન્યાયરત્ને સંતોષકારક રીતિથી જણાવ્યું કે, "એ વિષયવિષે તારે લેશ માત્ર પણ ચિન્તા રાખવી નહિ. સંપૂર્ણ કાર્યોના કારણરૂપ વિધાતા જ એ શુભ સંયોગમાં સહાયક થશે. તારી ઇચ્છા પૂર્ણ થશે."

"ત્યારે તો હર્ષનો પાર જ નહિ રહે ઉષા અને પ્રભાતનો પરસ્પર વિવાહસંબધ સંધાશે, એના જેવો હર્ષનો બીજો કયો પ્રસંગ હોય? પરંતુ જ્યારે તમે મારી ઇચ્છા માન્ય કરી છે, ત્યારે એક બે દિવસમાં જ એ શુભ કાર્ય આટોપી નાખવામાં આવે, તો વધારે સારું. કારણ કે, ચાર છ દિવસથી વધારે હવે હું જીવી શકીશ નહિ—એટલે જો એ કાર્યમાં વિલંબ થશે, તો હું તે જોવાથી વંચિત રહીશ. એ વિવાહોત્સવને જોવાની મને બહુ જ ઉત્કંઠા છે, માટે હું સઘળી જોઇતી વ્યવસ્થા કરવાની મારા અનુચરોને આજ્ઞા આપું છું—છાવણીને શૃંગારું છું. પુરીમાંથી તમે પણ થોડાક બ્રાહ્મણોને બોલાવી લ્યો અને આ કાર્ય કરી નાખો." નિરંજને ગુરુની અનુમતિ મળતાં જ તત્કાળ પોતાની ઇચ્છા પૂર્ણ કરવાને નમ્રતાથી ગુરુને આગ્રહ કર્યો.

કાળાપહાડની આજ્ઞાથી છાવણીમાં સ્થળે સ્થળે મંગળસૂચક રક્ત વર્ણની પતાકાઓ ચડાવવામાં આવી અને પ્રત્યેક તંબૂના દ્વારમાં આમ્રપર્ણોનાં તોરણો બાંધી દેવામાં આવ્યાં. ન્યાયરત્ન પોતે જ્યોતિર્વિદ્યામાં

પ્રવીણ હોવાથી તેણે શુભ મુહૂર્ત અને શુભ ઘટિકા જોઇને ચોથે દિવસે લગ્ન કરવાનું નક્કી કર્યું. સર્વત્ર શિબિરમાં વિવિધ વાદ્યોના નાનાપ્રકારના ધ્વનિ થવા લાગ્યા. ઉષાના આગ્રહથી અને મહન્તની અનુમતિથી જગન્નાથપુરીમાં દૂત મોકલીને ચક્રધર મિશ્ર, ઉષાની પ્રાણપ્રિય સખી પ્રભાવતી અને બીજા બેચાર બ્રાહ્મણો તથા બ્રાહ્મણ સ્ત્રીને બોલાવી લેવામાં આવ્યાં. તેમના આવવાથી પ્રભાત અને ઉષાના વિવાહપ્રસંગને ઘણી જ અનુપમ શોભા મળી. ચક્રધરમિશ્ર અને પ્રભાવતીને વિવાહ કરતાં પણ ભ્રાતાઓના મેળાપની વાર્ત્તા સાંભળીને વધારે આનંદ અને આશ્ચર્યનો ભાવ થયો. તેમના હર્ષની સીમા રહી નહિ ઉષાની માતા ઘણા જ દૂરના પ્રદેશમા હોવાથી તેને બોલાવી મંગાવવાની કોઇએ પણ ચેષ્ટા કરી નહિ. છતાં પણ પ્રભાત અને ઉષા ઉભયના હૃદયમાં તેનું સ્મરણ તો વારંવાર થયાં કરતુ હતુ જ.

વૈદ્યના પ્રસશનીય ઔષધોપચારથી કાળાપહાડના જખમમાંથી લોહીનું વહન બંધ પડ્યું હતુ. જો કે રક્તવહનનો એ અવરોધ સામયિક હતો, તોપણ પોતે એ સામયિક શાંતિને લીધે બંધુના લગ્ન સમારંભમાં ભાગ લઈ શકતો હોવાથી કાળોપહાડ એ થોડા વખતના આરોગ્યને પણ અમરતા માનતો હતો. વર્ષોના વર્ષો વીતી જાય છે અને યુગોનો પણ અંત થાય છે, ત્યારે ચાર દિવસ તે શી ગણનામાં? જોતજોતામાં ચાર દિવસ વીતી ગયા અને ચોથે દિવસે રાત્રે નવ વાગવાના શુમારે આર્યશાસ્ત્રના નિયમ પ્રમાણે પ્રભાતે ઉષાનું પાણિગ્રહણ કર્યું અને સદાને માટે તેને પોતાના સુખદુ ખની સમાન ભાગિની બનાવી. સારાશ એ જ કે, કાળાપહાડની ઉપસ્થિતિમાં એ વિવાહકાર્ય ઘણી જ મોટી ધામધૂમથી સાગોપાંગ પૂર્ણ થયું અને ભાગ્યવતી ઉષાએ પોતાની અભિલષિત વસ્તુને મેળવીને મનમાં બહુ જ સંતોષ અને આનન્દ માન્યો.

ઉષા અને પ્રભાતના એ વિવાહસમારંભમાં કાળાપહાડની ધર્મપત્ની નજીરુન્નિસા એક માલિની (માલણ) નો મનોહારક વેશ ધારીને આવી અને મુસલ્માનોમાં ચાલતા આવેલા રિવાજ પ્રમાણે વિવાહની સ્તુતિ કરતો એક સુન્દર "સેહરો" પોતાના લલિત અને મધુરસ્વરને સિતારના તારના કર્ણપ્રિય સ્વરો સાથે મેળવીને ગાઈ સંભળાવ્યો. વાચકોના મનોરંજનમાટે તે "સેહરો" જેમનો તેમ ઉર્દુ જબાનમાં જ આપવામાં આવે છે;—

"જૌહરી લાયા, ઇધર લાઈ હય માલિન સેહરા;
માય યે કાન ગૌહર હાસિલે ગુલ્શન સેહરા.

મર્દુમે દીદકો ભી તાબે નજ઼ારા નહો,
દેખેં મિજ઼ગાં કે ન કર્યો ડાલકે ચિલમન સેહરા.
ઈસ રસાઇસે બહ્ડી ઉસ ગુલો ગૌહર કી,
આ ગયા હય જો તેરે તા સરે દામન સેહરા.
હર લડી ગૌહરો યાકૂતો જ઼મુર્રદકી ગુહી;
ચશ્મ બદદૂર જવાહિરકા હય માદન સેહરા
શજ્રે તુરકે કયા ફૂલ ગુંથે હયેં ઇસમેં!
હમને દેખા નહીં ઇસ તરહકા રૌશન સેહરા.
સબને સમઝાકે યે ચલતા હય જ઼મીંપર ખ઼ુર્શીદ,
રૂખે નૌશાસે જો સરકા સરે તો સુન સેહરા
હૂરકો ભી યે તમન્ના હય કે માલન બનતી,
ઇસમેં યે શર્ત હય ગૂંધેગી સોહાગન સેહરા
ભર દિયે દાગને ગુલહાય મજ઼ામીન ઇસમેં,
કયા અજબ ગાય અગર બુલબુલે ગુલ્શન સેહરા"

વાસ્તવિક રીતે નજ઼ીરને એ સેહરો એવા અદ્ભુત આલાપથી ગાયો હતો કે, તે સાંભળીને તે સમયે જેટલી સ્ત્રીઓ ત્યાં ઉપસ્થિત હતી ને જેટલા પુરુષો બેઠેલા હતા તે સર્વ થોડી વાર તો ચિત્રેલા ચિત્ર પ્રમાણે સ્તંભિત થઈ ગયાં. સેહરો ગાઇને નજ઼ીરને નવવિવાહિત પ્રભાત અને ઉષાના ગળામાં અર્થાત્ દિયેર અને દેરાણીના ગળામાં પુષ્પોની સૌગંધ્યપૂર્ણ માળાઓ પહેરાવી અને આશીર્વાદ આપ્યો. સર્વેએ તે આશીર્વાદને ગગનભેદક હર્ષનાદથી વધાવી લીધો.

"કાળોપહાડ, ન્યાયરત્ન, પ્રભાવતી, ચક્રધરમિશ્ર, ઉષા અને પ્રભાત સર્વની આશા અખિલ બ્રહ્માંડના અધિપતિ ઘટઘટ વ્યાપક પરમાત્માએ પૂર્ણ કરી. વિવાહસમારંભની સમાપ્તિ થઈ અને બીજે દિવસે પ્રાતઃકાળમાં છાવણી ઉઠાવીને પાછો તાંડે કૂચ કરી જવાનો નિશ્ચય કરવામાં આવ્યો. પરંતુ રાત્રે લગભગ ત્રણ કે ચાર વાગવાના શુમારે સેનાપતિ કાળાપહાડની પ્રકૃતિ હર્ષાતિશયથી પાછી એકાએક બગડી આવી. તેના જખમમાંથી પાછો રક્તનો પ્રવાહ વહેવા માંડ્યો. વૈદ્યની સલાહથી બે દિવસ ત્યાં જ વધારે ગાળવાનો નિશ્ચય કરીને આગલો નિશ્ચય ફેરવી નાખવામાં આવ્યો. કોઈ પણ કાર્ય કરવાની ધારણા કરવી, એ કાર્ય મનુષ્યનું છે, પરંતુ તે કાર્ય સફળ કરવાની શક્તિ પરમેશ્વરની જ છે, એ સિદ્ધાંતની સત્યતાનો સર્વને અનુભવ થયો.

---

## સપ્તમ પરિચ્છેદ

## ભારતનું ભવિષ્ય

અભિહારો (ચોરો) ની આશ્રયદાત્રી, પ્રેમી પતિપત્નીની પ્રિયતમા અને વિશ્વની વિશ્રામરૂપા વિભાવરી (રાત્રિ) ની શાંત છાયા જગત્માં સર્વત્ર વ્યાપેલી હતી. કવચિત્ રાત્રિચર વનપશુઓનો ચીત્કારમય ધ્વનિ અને વાયુના આઘાતથી વૃક્ષપત્રોના આન્દોલનનો ધ્વનિ કર્ણગોચર થતો હતો. એ વિના અન્ય સર્વ પ્રકારે સર્વ સ્થાને શાંતિ અને નિ:સ્તબ્ધતાનું જ નિષ્કંટક રાજ્ય વ્યાપી ગયું હતું. શાંત રાત્રિના શાંત સમયે મનુષ્યનાં નેત્રમાં નિદ્રા નથી આવતી, ત્યાં સુધી શય્યામાં તેને વ્યતીત કાળની અનેક ઘટનાઓની અનુક્રમે સ્મૃતિ થયાં કરે છે; એ સર્વમાન્ય સિદ્ધાંત છે. બાલ્યાવસ્થાનાં હાસ્યો અને અશ્રુઓ તેમ જ યુવાવસ્થાના પ્રેમપ્રસંગની સ્મૃતિ સ્વાભાવિક રીતે વિશેષ થાય છે. અને ન કરે નારાયણ ને કોઈ અશુભ પ્રસંગ ગુજરી ગયો હોય, તો તેના સ્મરણથી શય્યામા પડેલા મનુષ્યનું હૃદય ભગ્ન થાય છે. કાળાપહાડની પણ એવી જ સ્થિતિ હતી. અર્ધ રાત્ર પર્યન્ત તો ન્યાયરત્ન, પ્રભાત, મહન્ત, ચક્રધર અને વૈદ્ય આદિ સર્વ તેની શય્યા પાસે બેઠા હતા. અર્ધ રાત્ર પછી કાળાપહાડને નિદ્રા લેવાનો ઉપદેશ આપી તે સર્વજનો પોતપોતાના ઉતારામાં વિશ્રાંતિ લેવાને ચાલ્યા ગયા. માત્ર એક અનુચર જ કાળાપહાડના તંબૂમાં કાંઈ કામ પડે તો તે કરી આપવાને તૈયાર ઊભો હતો અને બહાર સિપાહીઓ પહેરો કરતા હતા. પ્રભાત આદિના ગયા પછી પણ ઘણી વાર સુધી કાળાપહાડને નિદ્રા આવી નહિ. તેના મનમાં પોતાની બાલ્યાવસ્થાની ઘટનાઓનું સ્મરણ થઈ આવતાં બહુ જ ખેદ થવા માંડ્યો અને પુન હૃદયમાં જ્યારે તેણે પ્રેમપૂર્ણ વચનો ઉચ્ચારતી પ્રિયતમા નજીરનને ઊભેલી જોઈ, ત્યારે તેના ખેદમાં કાંઈક ઘટાડો થતો દેખાયો. અંતે નોકરને તેણે દીપક બુઝાવવાની અને બહાર જઈ સૂવાની આજ્ઞા કરી. નોકરે તેમ કરતાં જ તંબૂમાં અંધકાર વ્યાપી ગયો અને થોડી વાર પછી કાળોપહાડ નિદ્રાની શૃંખલામાં બંધાયો.

ઉષકાળમાં કાળોપહાડ અત્યંત ગાઢ નિદ્રામાં પડ્યો હતો. નિદ્રા-ગાઢનિદ્રા એક એવી અવસ્થા છે કે, મનુષ્ય, ગાઢનિદ્રા આવે છે, તે વેળાએ સૃષ્ટિની ગતિથી સર્વથા અજ્ઞાત થઈ જાય છે. કાળોપહાડ પણ પોતાની પીડાનું વિસ્મરણ થવાથી સૃષ્ટિની ગતિથી અજ્ઞાત અને મૌન્ય-સુખમાં તલ્લીન થઈ પડ્યો હતો. એટલામાં તેણે એક અદ્ભુત સ્વપ્ન

જોયું. નિદ્રાએ શારીરિક ગતિઓનો તો અવરોધ કરેલો હતો, પણ સ્વપ્ને તેની માનસિક ગતિને પાછી ચલાવવા માંડી. તે અલૌકિક સ્વપ્ન આ પ્રમાણે હતું:—

એક મહાભારત ભયંકર ખંડિયેરમાં એક ભગ્ન દેવાલયની કક્ષામાં એક મેલી સાડી પહેરીને મુક્ત કેશકલાપવાળી ભારતજનની નિદ્રિત સમાન બેઠી હતી અને ભારતસંતાનો આસપાસ નિદ્રાવશ થઇને પડેલા હતા. એટલામાં ભારતભારતી (સરસ્વતી) એ ત્યાં આવી ભારત-જનનીને ઉદ્દેશીને કહ્યું કે;—

"માતા! તારું મુખ આજે આટલું બધુ મ્લાન અને ગ્લાનિયુક્ત કેમ દેખાય છે? વસ્ત્ર આભૂષણોનો અને ગૃહનો ત્યાગ કરીને આમ વનવાસિની થઈ કેમ બેઠી છે? તારુ તેજ ક્યાં ગયું અને તારી શોભાનો કેવી રીતે તથા શા કારણથી નાશ થયો? તારાં બલ, બુદ્ધિ, શ્રી અને ઉત્સાહને તેં ક્યાં ખોઈ દીધાં? તારા રાજભવન અને ધવલ ધામનો લય થયો છે કે શું? તારો પ્રતાપ, તારો વૈભવ અને તારું ઓજસ્ સર્વ ક્યાં ગયાં? તારું સદા પ્રસન્ન અને તેજોયુક્ત મુખમંડળ બાલરવિ પ્રમાણે શોભતું હતુ, તે દીન શશિ સમાન પીતવર્ણું થઇને તેજોહીન થઈ ગએલું કેમ દેખાય છે? તારા અલકભાગને ધૂલિથી ભરેલો જોઇને મારુ ચિત્ત બહુ જ આકુલ વ્યાકુલ થાય છે. જે મસ્તકપર છત્ર ચામરો ઢળતાં હતાં, ત્યાં આકાશના વાયુવિના બીજુ કાંઈ પણ જોવામાં આવતુ નથી. સર્વ વેદ, પુરાણ અને શાસ્ત્રો ઉપવેદ અને અંગો સહિત પ્રયાણ કરી ગયાં કે શું? વળી જેના બળથી જગત્માં તારો પ્રતાપ વિસ્તર્યો હતો, તે દર્શનોનું દર્શન પણ નથી થતું, એનું કારણ શું છે? આજે તારા દુ:ખમાં તારી સાથે કોઈ પણ નથી? હાય-પણ માતા! આમ હિંમત હારીને દીન થઈ કેમ બેસી રહી છે? બુદ્ધિ, ગુણ અને જ્ઞાનને ઉપયોગમાં કેમ નથી લેતી?"

ભારત જનનીએ એનું કાંઈ પણ ઉત્તર આપ્યું નહિ. તે તો પોતે જેવી સ્થિતિમાં બેઠી હતી, તેવી જ સ્થિતિમાં બેસી રહી. એટલે અધીર થઇને સરસ્વતી દેવી પુન: નમ્રતાપૂર્વક તેને અનુલક્ષીને બોલવા લાગી કે;

"હે જનનિ! તું મુખમાંથી એક પણ શબ્દનો ઉચ્ચાર કેમ નથી કરતી? તારા અમૃત સમાન વચનના શ્રવણ વિના મારો જીવ વ્યાકુલ થયાં કરે છે! મારો કાંઈ પણ અપરાધ ન છતાં તુ આમ રીસાઇને શા માટે બેઠી છે? તારાં કમલ સમાન નયનો ઉઘાડતી કેમ નથી? મારી વિનતિ કેમ નથી સાંભળતી અને તારા હિતનો વિચાર કેમ નથી કરતી? જાગૃત છતાં પણ તું આમ સુપ્ત સમાન કેમ બની ગઈ છે?

મુખ બોલ–કાંઈ તો બોલ–આમ દિવસને રાત્રિનું રૂપ આપવામાં તારો શો હેતુ સમાયલો છે? હજી પણ મને સંભાળ, જો યવનો મને હરીને લઈ જાય છે, અર્થાત્ અત્યારે વિયોગ થયો, તો પાછું આપણું મળવું કઠિન છે;–માટે બોલ!"

ભારતજનની નિરુત્તર જ રહી અને અન્તે નિરુપાય થઇને નેત્રોમાંથી નીરધારા વર્ષાવતી ભારતભારતી ત્યાંથી એકાએક અદૃશ્ય થઈ ગઈ.

સરસ્વતીના ગમન પછી થોડી વારે ભારતલક્ષ્મીનું ત્યાં આગમન થયું. લક્ષ્મીએ ભારતમાતાની શોચનીય સ્થિતિની સમીક્ષા કરીને શોક સહિત નીચેનાં વાકયો તેને ઉદ્દેશીને કહેવા માંડ્યાં,—

"ભારતમાતા! તારું વદન આમ આજે મલિન કેમ થઈ ગયું છે? નિશદિન તારાં નયનોમાંથી અશ્રુનો પ્રવાહ વહેતો જોઇને ખેદથી મારી છાતી ફાટી જાય છે! તારા સુખનું અને અદ્વિતીય વૈભવનું અવલોકન કરીને જે મન હર્ષથી ઉભરાઈ જતું હતું, તે જ મન તારા દુઃખના દિવસો નિહાળીને શતધા વિદીર્ણ થઈ જાય છે. શિવ! શિવ! શિવ!!!"

એટલામાં તેની દૃષ્ટિ આસપાસ નિદ્રિત પડેલા ભારતવાસિ આર્યોપર પડતાં તે વધારે શોકાતુર થઇને ભારતની ભાવિ દશાનો વિચાર કરતી કરતી આત્મગત ઉદ્ગારો કાઢતી કહેવા લાગી કે;—

"અરેરેરે! ભારતવાસિજનોની આ કેવી અધોગતિ! મદિરાપાની સમાન ઉન્મત્ત થઇને પૃથ્વીપર પડી જવાની તેમની આ કેવી નિન્દનીય મતિ!! મેઘ ગર્જના કરે છે, જલ વર્ષે છે અને એમનાપર વિદ્યુત્નો પાત પણ થાય છે, તોપણ જાગૃત નથી થતા, એ કેવી–કયા પ્રકારની જડતા! ભારતવર્ષમાં સર્વત્ર અંધકારનો અધિકાર જામી ગયો છે અને તે અંધકારમાં પોતાનાં શરીરોને છુપાવીને આ ભારતવાસિજનો શિથિલ થઈ પડ્યા છે!! આ નિર્લજ્જો પોતાના અભિમાનને છોડી એવા તો નિદ્રાવશ થઈ ગયા છે કે, જગાડવા છતાં પણ જાગતા નથી!! માટે હવે અહીં વધારે વાર રહેવું યોગ્ય નથી–હવે તો કોઈ અન્ય સ્થળે વિચરવું ને અન્યના આગારમાં વિહાર કરવો એ જ વિશેષ ઉત્તમ છે!!"

એમ કહીને અશ્રુ વર્ષાવતી લક્ષ્મી પણ ભારતવર્ષવાસિજનોનો ત્યાગ કરીને અન્યત્ર જવામાટે પ્રસ્થાન કરી ગઈ. લક્ષ્મીના પ્રયાણ કરી ગયા પછી ભારતજનનીએ પોતાનાં ઉન્મીલિત નેત્રો ઉઘાડ્યાં અને અહીં તહીં દૃષ્ટિપાત કર્યો, પરંતુ કોઈ પણ તેના જોવામાં આવ્યું નહિ; એટલે એક દીર્ઘોષ્ણ નિઃશ્વાસ નાખીને નિરાશાપૂર્વક તે આત્મગત બોલવા લાગી કે;—

"હાય! આ શું થયું! શું ભારતની ભારતી અને લક્ષ્મી મારો

સદાને માટે ત્યાગ કરી ગયાં!! અરેરેરે! હું કેવી પાપિની કે, મને વિનવવાને આવેલી છતાં પણ હું તેમનો સત્કાર કરી ન શકી! પણ જ્યાં તેમની ઓળખ જ ન પડી, ત્યાં સત્કાર કેવી રીતે કરી શકાય? પણ નહિ—સરસ્વતી અને લક્ષ્મી અંતર્ધાન તો નહિ જ થઈ હોય, હજી હમણાં તો તેઓ મને કેટલી કેટલી શીખામણો આપતી હતી, કેટલો બોધ આપતી હતી અને મારા ઉત્સાહને વધારવાનો પ્રયત્ન કરતી હતી, અને એટલામાં રોતી રોતી ક્યાં ચાલી ગઈ! સરસ્વતીએ શું કહ્યું? "યવનો મને હરી જાય છે!" લક્ષ્મી શું બોલી? "નિદ્રિત ભારતવાસિજનોના ગૃહમાં નિવાસ કરવો એ હવે ઉચિત નથી!" અરેરેરે! સરસ્વતી અને લક્ષ્મી વિના મારાં સન્તાનોની શી ગતિ થશે? ત્યારે આ સન્તાનોને જાગૃત કરું? આમને બધી વાર્ત્તા જણાવી દઉં? નહિ નહિ— જગાડવાનું કાંઈ પણ કારણ નથી, આ બધાં ચિરકાળની ગાઢ નિદ્રામાં સૂઈ રહ્યાં છે, માટે એમને સૂઈ રહેવા દેવાં, એ જ વધારે સારું છે. પરંતુ ભારતવાસિસન્તાનો નિદ્રાવશ પણ ક્યાં છે? એ સર્વ જ્ઞાનશૂન્ય થઇને અજ્ઞાનના અંધકારમાં પડેલાં હોવાથી એમના મસ્તિષ્કમાં દિગ્ભ્રમ થઈ ગયો છે અને એ જ કારણથી આંખો મીચીને આવી દયા ઉપજાવનારી દશામાં પડ્યાં છે! હાય! મારાં સન્તાનો અન્ન જળ ન મળવાથી પિપાસાથી વ્યાકુલ સર્પ પ્રમાણે દીર્ઘ શ્વાસ લેતાં દેખાય છે. હાય! હું કેવી પાપિની, ક્રૂરકર્મા અને નૃશંસહૃદયા છું કે, પોતાની સન્તતિની આવી દુઃસ્થિતિ જોવા છતાં પણ જીવતી રહી શકી છું! હા—વિધાતા! મારા પ્રાણના આ ક્ષણે જ શતશઃ વિભાગ કેમ થઈ નથી જતા! માતાનું હૃદય આવું કઠોર હોય, એમ કોઈ કાળે પણ સાંભળવામાં નથી આવ્યું! એથી એવું સહજમાં અનુમાન થઈ શકે છે કે, ભારતવાસીઓની હજી પણ કોઈ વધારે દુર્દશા જોવાનું મારા ભાગ્યમાં અવશિષ્ટ છે, માટે જ હું જીવતી રહી છું." એમ કહી અશ્રુ લૂછીને ભારતજનનીએ સુપ્ત સંતાનોમાંના એક સંતાનના હસ્તને સ્પર્શ કર્યો અને તેને જાગૃત કરવાના હેતુથી નમ્રતાપૂર્વક મૃદુ સ્વરથી કહ્યું કે, "પુત્ર! ઉઠ! આવી રીતે સૂઈ રહેવાથી ભાગ્યનો ઉદય થઈ શકવાનો નથી. આ સમય પૂર્વ કાળના સમય જેવો નથી. તમારા તે દિવસો વહી ગયા છે. હવે ઊઠો અને આ આલસ્ય અને શિથિલતારૂપ રોગના નિવારણનો ઐક્યાવલંબનથી સંપરૂપ ઔષધનો ઉપચાર કરો. જો એમ નહિ કરો, તો રોગ અસાધ્ય થવા પછી કોઈ પણ ઉપાય લાભકારક થઈ શકશે નહિ.' એકને એવો ઉપદેશ આપીને ભારતજનનીએ બીજા સન્તાનને ઊઠાડ્યો, એટલે પ્રથમ પાછો સૂઈ ગયો. એવી રીતે એકને ઉઠાડે એટલે બીજો

સૂઈ જાય, એવો જ વ્યાપાર ત્યાં ચાલવા લાગ્યો. અર્થાત્ ભારતમાતાએ સર્વને જગાડ્યા, પણ પાછા સર્વ પૂર્વ પ્રમાણે જ સૂઈ ગયા. એથી અંતે હતાશ થઇને ભારતજનની બોલી કે, "હાય! પુત્રો! હસ્તી કુંભવિદારક સિંહ સમાન આર્યનરો! તમારી શી સ્થિતિ થશે? તમારા ભયંકર ભવિષ્યની કલ્પનાથી હૃદય વિદીર્ણ થઈ જાય છે! આટલા બધા સમયથી હું તમને જગાડવાનો યત્ન કરું છુ અને તમને ઉપાલંભથી ઉત્સાહવાન્ કરવાની ચેષ્ટા કરું છું, પરંતુ તમારા ધ્યાનમાં કાંઈ પણ આવતુ નથી. મારા સર્વ પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા. હા–હવે મેં જાણ્યું. અદ્યાપિ તમારી જાગૃતિનો સમય આવ્યો નથી. અત્યારે તમને જાગૃત કરવાનો જે પ્રયત્ન કરવામાં આવશે, તે વિફળ જ થવાનો. એક ઊઠે છે, તો બીજો સૂઈ જાય છે. ત્યારે શું હતાશ થઇને આમને આવી સ્થિતિમાં જ રહેવા દેવા? ના–હજી પણ એક વાર ઉદ્યોગ કરવો જોઇએ."

"મારા પ્રિયતમ વત્સો! હજી પણ ઉઠો અને ધૈર્યના ઉત્સાહ તથા ઐકયના ઉપદેશોને મનમાં ધારીને આ દુખિની જનનીના દુ.ખનું દમન કરવામાં તનુમનધનથી તત્પર થાઓ! અત્યાર સૂધી જે જે કષ્ટો આવ્યાં, તે તો સઘળાં મેં સહન કર્યાં, પણ હવે તો એવો કોઈ ઉપાય કરો કે, જેથી મારા શોકના સમુદ્રનો પ્રવાહ આગળ વધતો અટકે! હે જગદીશ્વર! તુ સર્વ શક્તિમાન્ છે અને કોઈ પણ કાર્ય તને અશકય કે દુર્ઘટ નથી. માટે આ અબળાપર દયા કરીને દુખનું નિવારણ કર અને આ મારી પ્રાર્થનાને સ્વીકારીને ડૂબતા ભારતવર્ષનું તારણ કર!!!" એમ કહીને નિર્બળ ભારતજનની શરીરમાં શક્તિ ન હોવાથી મૂર્ચ્છિત થઇને ધરણીપર ઢળી પડી. કોઈ પણ સંતાને કાંઈ પણ ઉત્તર આપ્યું નહિ અતે નિરાશાનો વેગ અનિવાર્ય થવાથી શિથિલાંગી ભારતમાતાના પ્રાણ આ નશ્વર સંસારમાંથી અનંત સુખદાયક સ્વર્ગમાં પ્રયાણ કરી ગયા.

સ્વમગત પ્રતિ કાળાપહાડથી એ કરુણાજનક દશ્ય જોઈ શકાયું નહિ–તેનાં નયનોમાંથી અશ્રુની શ્રાવણ ભાદ્રપદ સમાન સહસ્રધાર વૃષ્ટિ થવા લાગી તે પોતે ભારતજનનીને જીવિત કરવાની વ્યર્થ ચેષ્ટા કરવાનો વિચાર કરતો હતો અને ભારતવાસિજનોને જાગૃત કરવાનો પ્રયત્ન આદરતો હતો, એટલામાં આકાશમાંથી અચાનક એક વિમાન ઉતરતું તેના જોવામાં આવ્યું–તે સ્તબ્ધ થઈ ગયો ભારતજનનીના શબ પાસે વિમાન આવીને અટકયું અને તેમાંથી એક ભવ્યાકૃતિ દેવ ઉતરીને પૃથ્વીપટપર ઉભો રહ્યો. તે દેવ પોતાની મૃદુ સુરલોકીય વાણીથી, રોદન કરતા કાળાપહાડને આશ્વાસન આપતો કહેવા લાગ્યો કે.–

**કાવ્ય છંદ.**

"પ્રતિકૂલ દૈવ, તવ રોદન રંગો આ શા?
ત્યજ વીર! હવે ભારતહિતની સહુ આશા!
સુખસૂર્ય ઉદિત નહિ ભારતમાંહી થાશે,
ગત દિવસો સ્વપ્ને પણ નહિ અહિં દેખાશે
સ્વાતંત્ર્ય, ધૈર્ય, બળ, નષ્ટ સર્વ થાવાના,
મંગલમય ભારત ભૂમિ સ્મશાન સમાના,–
થાશે, વિસ્તરશે, દારુણ દુઃખ વિકારો,
વસશે વિરોધ ને કલહ સર્વ ગૃહ ધારો
વધશે અતિશય અજ્ઞાન મૂર્ખતા ભારી,
વીરતા એકતા મમતા દૂર સિધારી
ત્યજિ ઉદ્યમ ભારતવાસિ દાસ સહુ બનશે,
બ્રહ્મ, ક્ષત્રિય ને વૈશ્ય, શૂદ્રતા ધરશે
થાશે કતિપય જન પોતે સ્વયપ્રકાશી,
ને નષ્ટ થશે સહુ સત્ય ધર્મ અવિનાશી
થાશે ઈશ્વરથી વિમુખ ભરતભૂવાસી,
ત્યજિ સુમાર્ગ થાશે, સર્વ કુમાર્ગવિલાસી
નિજ વસ્તુ માનશે જાણે હોય પરાઈ,
બીજાની રીતિ જઈ પકડશે ધાઈ
સ્વાર્થો માટે નિજ આર્ય બન્ધુથી લડશે,
અભિમાન માનિને શત્રુચરણમા પડશે
નિજ કુલ ત્યાગિને નીચ સંગમા વસશે,
નિજ દેશ લાભની કૃતિથી છેટા ખસશે
"હા હતા અમે સ્વાધીન, આર્ય, બલધારી,"
એ વાત સર્વથા દેશે જનો વિસારી
હરિવિમુખ, ધર્મધનધામહીન નરનારી,
આલસી મંદ તનું ક્ષીર્ણું ક્ષુધિત સંસારી
આનન્દે સ્હેશે શત્રુચરણની લાતો,
ને સત્ય વીર મરશે સહિ મન–આઘાતો."

"હા—સત્યવીર તો મનના આઘાતો સહી હૃદયમાં બળી બળીને જ મરવાના." કાળાપહાડે તે દેવનાં વચનોને અનુમતિ આપી અને એકાએક તેનાં નેત્રો ઉઘડી ગયાં. પ્રભાતકાળનો પ્રકાશ સર્વત્ર પ્રસરી ગયો હતો અને ભારતજનની, ભારતભારતી, ભારતલક્ષ્મી કે ભવિષ્યવાદી દેવ કોઈ પણ ત્યાં જોવામાં ન આવ્યું. ચર્મચક્ષુથી તો સ્વપ્નનો આદર્શ અદૃશ્ય થઈ ગયો હતો, પરંતુ અદ્યાપિ કાળાપહાડનાં હૃદયચક્ષુ તે આદર્શને સારી રીતે જોઈ શકતાં હતાં. તેણે તત્કાળ એક અનુચરને પ્રભાતને પોતા પાસે લઈ આવવાની આજ્ઞા કરી. થોડી જ વારમાં તે અનુ-

ચર સાથે પ્રભાત બંધુ કાળાપહાડની સેવામાં આવીને ઉપસ્થિત થયો. કાળાપહાડે પ્રભાતને સ્વપ્નમાં જોએલી સઘળી ઘટનાનું અથેતિ વર્ણન કરી સંભળાવ્યું. પ્રભાતને તે સાંભળીને બહુ જ આશ્ચર્ય થયું અને સાથે ભારતની ભાવિ દુર્દશાનું ભવિષ્ય સાંભળીને તે હતાશ પણ થઈ ગયો. કાળોપહાડ તેની મુખમુદ્રાના પરિવર્ત્તનથી તેના મનોભાવને જાણી ગયો અને તેથી અતિશય ગંભીરતા ધારણ કરીને તેણે પ્રભાતને કહ્યું કે, "બંધો ! મારો એક ઉપદેશ સાંભળો અને મારી પ્રાર્થના પ્રમાણે મારા મરણ પછી વર્ત્તવાનું મને વચન આપો. અંતકાળે મારી એ જ ભિક્ષા છે." પ્રભાતે વચન આપ્યુ અને કાળાપહાડે ઉપદેશનો આરંભ કર્યો,–

"મારો ઉપદેશ એ જ છે કે, મુસલ્માન રાજ્યકર્ત્તા સાથે કોઈ પણ પ્રકારનો વિરોધ કરશો નહિ. તમારા આ વિધર્મી ભ્રાતાના અનુરોધથી તમે બાદશાહના દર્બારમા સારી રીતે સન્માનિત થશો. આર્ય જાતિની ઉન્નતિની હવે કશી પણ આશા નથી. શતશ. વર્ષો પછી પણ આ પરાધીનતાની શૃખલા તૂટી શકશે કે નહિ, એનો સદેહ જ છે. જ્યારે કાળાપહાડના આવા અત્યાચારોથી પણ વંગવાસિજનો જાગૃત ન થયા, ત્યારે ભવિષ્યમા તેઓ જાગૃત થાય, એવો સંભવ જ નથી."

ત્યારે તો એ મહા ખેદ અને શોકનો જ વિષય કહેવાય કે, ભારતવર્ષની ભાવિ ઉન્નતિની હવે લેશમાત્ર પણ આશા નથી ! શું ત્યારે અર્યાવર્ત્તને અખિલ શાંતિનો ઉપભોગ કદાપિ નહિ જ મળે કે ?" પ્રભાતકુમારે શોકસૂચક ઉદ્દગાર કાઢ્યા.

એના ઉત્તરમાં કાળાપહાડે મદ, પરંતુ ગંભીર સ્વરથી કહ્યું કે, "મારા પ્રિય સહોદર ! આમ સર્વથા નિરાશ થવાનું કાંઈ પણ કારણ નથી. મને લાગે છે કે, અત્યારે જે હિંદુ અને મુસલ્માનોનો ધર્મવિગ્રહ ચાલ્યાં કરે છે અને તેના યોગે થતા પરસ્પર કલેશ તથા તિરસ્કારભાવથી આર્યાવર્ત્તની અવનતિ થતી જાય છે, તેનો પણ કેટલાક કાળ પછી અવસ્ય અંત આવશે. પશ્ચિમમાંથી સર્વથા ભિન્ન ધર્મીય અને સુશિક્ષિત એક નવીન જાતિની સત્તાની ભારતવર્ષમાં સ્થાપના થશે–તે રાજ્યકર્ત્તાઓ ધર્માન્ધતાને દૂર કરી સર્વ ધર્મોને સમાન ગણી ધર્મવિગ્રહને દૂર કરશે અને તેના યોગે આયવર્ત્તની સમસ્ત જાતિઓમાં બંધુભાવનું બીજ રોપાતાં દેશમાં સર્વત્ર શાંતિ અને શાંતિનો જ પ્રચાર થઈ જશે. તે પશ્ચિમની સત્તા–પાશ્ચાત્ય પ્રકાશ જ ભારતવાસીઓને શીખવશે કે, રાજ્યશકટને કેવી દક્ષતાથી ચલાવવાની અગત્ય છે અને તેને કયા માર્ગમાં ચલાવવાથી તે સુરક્ષિત સ્થાનમાં જઈ પહોંચે છે. એ વિદેશીય સત્તાનું

આગમન તે જ ભારતવાસીઓની અનેક નિરાશાઓમાં છુપાયલી એક માત્ર અમર આશા છે!"

એમ કહીને સૈનાપતિએ પાસું બદલ્યું. અનુચરો વિજન અને ચામર ઢોળવા લાગ્યા. પ્રભાત ગભરાઈને કહેવા લાગ્યો કે, "શી આજ્ઞા છે? કહો. જે આજ્ઞા અત્યારે તમારા મુખમાંથી બહાર પડશે, તેનું હું યથાર્થ પાલન કરીશ."

બહુ જ મૃદુ સ્વરથી સૈનાપતિએ શ્વાસ લઈને કહેવા માંડ્યું કે, "મારો બીજો ઉપદેશ એ છે કે, હું એક ભલામણ પત્ર લખી આપુ છું, તેની સહાયતાથી મહારાજા નંદકુમારને બધનમુક્ત કરવાનો પ્રયત્ન કરજો. કારણ કે, ઓરીસામાં અમે વિજય મેળવ્યા પછી મહારાજાને તાંડે મોકલી આપવામાં આવ્યા છે. મહારાજાને પોતાપાસે બોલાવીને ઓરીસાનુ રાજ્ય તેમને હાથોહાથ પાછુ સોંપી દેવાની મારી ઇચ્છા હતી, પરતુ જહાજપુરના વિજયી સૈનિકોની ભૂલથી હુ તેમ કરી શકયો નહિ. હવે રાજ્ય મળવુ તો દુર્લભ છે, પણ તમે તેમને બધનમુક્તિ મેળવી આપજો"

બરાબર શક્તિ ન હોવાથી સૈનાપતિ શ્રમિત થવાથી મૌન ધારી પડી રહ્યો અને થોડી વાર વિશ્રાંતિ લીધા પછી પાછો બોલ્યો કે, "ઓરીસામાં અત્યારે પ્રબધકર્ત્તા કોઈ પણ રાજા નથી. યવન સૈનિકો મહાઅત્યાચારી, નિર્દય અને જડ પ્રકૃતિના છે. મેં સૈનાના વિશેષ ભાગને તો આવતી કાલે જ ઓરીસા છોડીને ચાલ્યા જવાની આજ્ઞા આપી દીધી છે. રાજ્યમાં શાંતિ રાખવા માટે જે થોડા ઘણા સૈનિકો અહી રહેવાના છે, તેમના નાયકની પદવી જ્યાંસુધી બાદશાહનો કોઈ બીજો હુકમ ન આવે, ત્યાંસુધી તમે જ ધારણુ કરો અને ઓરીસા રાજ્યનું ન્યાયપૂર્વક શાસન કરો."

એના પ્રત્યુત્તરરૂપે હસ્તદ્વય જોડીને અને વિનીત ભાવથી પ્રભાતે કહ્યું કે, "બંધો! આપની સર્વ આજ્ઞાઓ મને શિરસાવંદ્ય છે, પરતુ માત્ર આ કાર્યથી મને મુક્ત રાખો, તો મહા કૃપા. ઉત્કલ રાજ્ય—ઓરીસાના સ્વાતંત્ર્યનું રક્ષણુ કરવાની દેવતા સમક્ષ દૃઢ પ્રતિજ્ઞા કરીને મેં હસ્તમાં શસ્ત્રાસ્ત્ર ધારણુ કરેલાં હતાં, પરંતુ દુર્દૈવવશાત્ યુદ્ધમાં મારો પરાજય થયો છે. એટલે બંગેશ્વર યવન રાજ્યકર્ત્તાના પ્રતિનિધિરૂપે ઓરીસાનું શાસન કરવું, એ મારામાટે ઉચિત નથી. એવી સ્વાર્થપરાયણુતા અને વિશ્વાસઘાતકતાના ભાગી થવાની મારી મનોભાવના નથી. ભ્રાતા! મને ક્ષમા કરો!!"

"ભાઈ! હું સમજ્યો. તમારું હૃદય ખરેખર વીરનું જ છે. હવે હું એ કાર્ય કરવા માટે આગ્રહપૂર્વક તમને કહીશ નહિ. મારે હજી તમને જો કે ઘણી ઘણી વાતો કહેવાની છે, પણ એમ જણાય છે કે, બધી

વાતો કહેવા જેટલો સમય હવે મને મળશે નહિ. કારણ કે, મારી બોલવાની શક્તિ ક્ષણે ક્ષણે હવે ન્યૂન થતી જાય છે અને શ્વાસોચ્છ્વાસનો પણ ધીમે ધીમે અવરોધ થતો જાય છે." કાળાપહાડે પ્રભાતની ઇચ્છાને અનુસરવાનો પ્રયત્ન કરીને કહ્યું.

એ વાકયો બોલવા પછી તેનામાં વિશેષ સંભાષણ કરવાની શક્તિ રહી નહિ. જખમમાંથી પ્રબળ રક્તની ધારા વહેવા લાગી. તે વિકટમૂર્ત્તિ ધારણ કરીને શય્યાપર ઊઠીને બેઠો થઈ ગયો અને ઉન્મત્તવત્ બકવાદ કરતો બોલવા લાગ્યો કે, "હે જગન્નાથ! તમે કયાં છો? **જગન્નાથની મૂર્ત્તિ,** કે જેનું ભારતવાસિજનોના હિતમાટે મેં ખંડન કર્યું હતું, તેનો કોઈ પુનરુદ્ધાર કરજો. જુઓ—પેલી દેખાય ઘોર નરકની છાયા! આ જુઓ પાપના શાસનમાટે આવતો ભયંકર યમદંડ!! જગજ્જનની માતા! પોતાના શાંતિમય અંકમાં આ પાપી બાળકને દયા અને ક્ષમા કરીને વિશ્રામદાયક સ્થાન આપ."

લવારાથી પ્રભાત ગભરાયો અને તેથી તત્કાળ તે ન્યાયરત્ન, ઉષા નજીરન્ અને બીજાં કેટલાંક મનુષ્યોને ત્યાં બોલાવી લાવ્યો. કાળોપહાડ ટમટમ બધાંને જોયાં કરતો હતો, પણ તેનાથી એક પણ શબ્દ બોલી શકાયો નહિ. ક્ષણ માત્ર પછી સેનાપતિ કાળાપહાડ—પૂર્વાશ્રમી બ્રહ્મકુમાર નિરંજનનુ માનુષી શરીર જીવનશૂન્ય થઇને મહા—અનંત શાંતિના અંકમાં જઈ પડેલુ દેખાવા લાગ્યું. પ્રભાત હૃદયભેદક આક્રન્દ કરવા લાગ્યો, ન્યાયરત્ન પણ તેવા જ ભીષણ રોદનમાં પ્રવૃત્ત થયો અને ઉષાથી પણ રોદનના વેગને રોકી શકાયો નહિ. એવી જ રીતે ઓરીસાના પ્રત્યેક વિજયી સૈનિકના હૃદયમાં ભયંકર શોકની છાયા પ્રસરી ગઈ— આબાલ વૃદ્ધનાં નેત્રોમાથી એકસમાન અશ્રુની ધારા નીકળવા લાગી.

માત્ર નજીરનનાં નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ નીકળતો જોવામાં ન આવ્યો. કયાંથી જોવામાં આવે? તેના હૃદયમાં બળતા સ્નેહાગ્નિએ તેનાં નયનોમાંના નીરને સર્વથા શોષી લીધુ હતુ. તેનાં નેત્રોમાંથી નીરને સ્થાને અગ્નિની ભીષણ જ્વાળા નીકળતી હતી. શય્યાશાયી સ્વામીના શબને તે સૂક્ષ્મતાથી નિહાળવા લાગી. અંતે તેની વૃત્તિ પતિમાં એટલી તો લીન થઈ ગઈ કે, ત્યાં ને ત્યાં જ નિશ્ચેષ્ટ થઇને તે ધરણીપર ઢળી પડી. તેને સચેતન કરવાના અનેક પ્રયત્નો કરવામાં આવ્યા, પણ સર્વ વ્યર્થ ગયા. તેને એક બીજા તંબૂમાં ઉષા અને તેની બીજી દાસીઓની સંભાળમાં રાખીને સર્વ જનો મૃત કાળાપહાડની મરણક્રિયા કરીને તેને દફનાવવાની સામગ્રી એકત્ર કરવા લાગ્યા. શબને અંતિમ નમસ્કાર કરીને પ્રભાત તથા ન્યાયરત્ને નિરુપાયે શબને યવનોના હાથમાં સોંપી દીધું.

## અષ્ટમ પરિચ્છેદ

### કાળાપહાડનું દફન અને નઝીરનનું અનુગમન

"The rich, the poor, the great, the small,
Are levell'd, death confounds them all." *Gay.*

---

"The curfew tolls the knell of parting day,
The lowing herd winds slowly over the lea,
The ploughman homeward plods his weary way
And leaves the world to darkness and to me"

*Gray* (Elegy.)

દિવસના તૃતીય પ્રહરની સમાપ્તિ થઇને ચતુર્થ પ્રહરનો આરંભ થઈ ચૂક્યો હતો ધીમે ધીમે સૂર્યનો પ્રકાશ મંદ થતો જતો હતો. ચિલ્કાહ્રદના તીરે **પાડીકુડ** નામક સ્થાને મુસલ્માનોના શબોને દફનાવવાના કબ્રસ્તાનમાં ચાર ગોરખોદુઓ કોદાળીની સહાયતાથી એક ગોર ખોદવામાં રોકાયલા જોવામાં આવતા હતા. દિવસનો ઉજ્જ્વળ પ્રકાશ અદ્યાપિ જગતમાં વ્યાપેલો છતાં પણ કબ્રસ્તાન નામ ધરાવતુ એ સ્થાન એવુ તો ભયંકર જેવું લાગતુ હતુ કે, પાષાણહૃદયી મનુષ્યો પણ ત્યાં ભયભીત થઈ જાય, એમાં કશો પણ સન્દેહ હતો નહિ. સર્વત્ર મૃત નરનારીઓની કબરો વિસ્તરેલી હતી અને વૃક્ષોની શાખાઓમાં છૂપાઇને બેઠેલા ઘુવડ આદિ પક્ષીઓ પોતાના વિચિત્ર ભયાનક ધ્વનિથી તે સ્વાભાવિક ભયંકર સ્થળને અધિક ભયંકર બનાવવાનો યત્ન કરતા હતા. પોતાના કાર્યમાં લાગેલા ગોરખોદુઓ શ્રમને ટાળવાના હેતુથી નીચેનું ગાયન લલકારતા જતા હતા અને કબર પણ ખોદતા જતા હતા.

"ઇસ ઘર આના રે ભાઇઓ,
કંધેપર લાવે, છોડકે જાવેં.
અપના બિગાના રે ભાઇઓ–ઈસ ઘર.
સાધૂ પંડિત સેટ ભિકારી
કોઇકો ન છોડે મઔત કટારી,
સબકો હય જાના રે–સબકો હય જાના રે,
સબકો હય જાના રે ભાઇઓ"–ઈસ ઘર

અહા! કેવું રહસ્યમય ગાયન છે! પણ મૂઢજનો એના રહસ્યને ક્યાં સમજે છે? તેઓ તો ક્ષણિક સંસારનેજ જીવનસર્વસ્વ માને છે.

કબર ખોદવાનું કાર્ય પૂર્ણ થવા પછી ગોરખોદુઓ વિશ્રાંતિ લેવાને બેઠા અને પોતપોતામાં નીચે પ્રમાણે સંભાષણ કરવા લાગ્યા,—

"આપણુને કેટલાક મૂર્ખજનો ગોરખોદુ કહીને ધિક્કારે છે અને આપણુને નીચ દૃષ્ટિથી જુએ છે; પણ તેઓ એમ નથી જાણતા કે. તેમની અંતિમ શય્યા બનાવનારા આપણે છીએ. હજાર હજાર શુકરાના તે બારે હકતઆલાના કે, આપણુને તેણે આવો રોજગાર આપીને હમેશને માટે ગફલતીની ઊંઘથી જાગતા રાખવાની તકલીફ ઉઠાવી છે ગોરખોદુ, બાદશાહ, કંગાલ કે માલામાલ સર્વને અંતે તો અહીં જ આવવાનુ છે. હિન્દુઓ બળીને ખાક થાય છે અને મુસલ્માનો ખાકમા દટાઇને ખાક બની જાય છે. પરિણામ એક જ છે." પ્રથમ ઘોરખોદુએ પોતાના વિચારો દર્શાવ્યા.

તેને અનુમોદન આપતો બીજો ગોરખોદુ કહેવા લાગ્યો કે, "ભાઈ! તમારું કહેવું બિલ્કુલ ખરું છે. જેઓ અહંકાર કરે છે અને ચાર દિવસની જિન્દગાનીમાટે હજાર જાતના અસત્ય વ્યવહાર કરે છે, તેમના જેવો કોઈ પણ મૂર્ખ અને અજ્ઞાની નથી. જુઓ—આ ગોર આપણે અત્યારે જેને માટે ખોદી છે, તે કેવો જાહોજલાલીવાળો પહેલવાન જવાન મર્દ હતો. આખો બગાળ દેશ જેના નામથી કાંપતો હતો અને પૃથ્વી પણ જેના ચાલવાથી ધ્રુજતી હતી, તે કાળોપહાડ હાડપિંજર અને રક્ત માંસના રૂપમાં આ ગોરમાં દટાશે અને થોડીવાર પછી તેનું નામ સદાને માટે આ ફાની દુનિયામાંથી હવામાં ઊડી જાશે. ગોરખોદુના ધંધાથી આવા આવા વૈરાગ્ય ઉપજાવનારા વિચારો રોજ આપણા મગજમાં તાજા થયા કરે છે અને તેથી આપણે વધારે ગુનાહો કરવાને તૈયાર નથી થતા, એ આપણાપર ખુદાની એક બહુ જ મોટી મેહરબાની છે, એમ જ માનવું જોઇએ. કેમ નહિ ભાઈ?"

"હા—ભાઈ એમ જ છે. એવી રીતે જોતાં તો આપણે ઘણા જ ભાગ્યશાળી છીએ, લોકો આપણુને ધિક્કારે છે, એમા જ આપણો લાભ વધારે છે." ત્રીજા ગોરખોદુએ પણ તેમની હામાં હા મેળવી.

એટલામાં ચોથા ગોરખોદુએ અંગુલિનિર્દેશ કરીને પોતાના સાથીઓને કહ્યુ કે, "જુઓ—સેનાપતિની મૈયત આવે છે. માટે તૈયાર થઈ જાઓ—જોઇતી સર્વ વસ્તુઓ તો તૈયાર છે ને? જુઓ."

ગોરખોદુઓ પોતાના કર્ત્તવ્યમાટે તૈયાર થઇને ઊભા રહ્યા. થોડી વારમાં સેંકડો મનુષ્યોનો સમૂહ સેનાપતિ કાળાપહાડના જનાજાને લઇને ત્યાં આવી પહોંચ્યો. કબરથી થોડી દૂરપર પ્રથમ જનાજાને જમીનપર ઉતારવામાં આવ્યો અને મુસલ્માની ધર્મ પ્રમાણે કેટલીક ક્રિયાઓ કરી રહ્યા પછી, શબને કબ્રમા પધરાવવામાં આવ્યું.

શબને કબરમાં પધરાવ્યા પછી ગોરખોદુઓ જેવા ઉપરથી માટી

વાળવા જતા હતા, તેવો જ એકાએક પાછળથી આવીને કોઈ વ્યક્તિએ એવો પોકાર કર્યો કે, "સબૂર—મને મારા સ્વામીના મુખનું દર્શન કરવા દ્યો!" ગોરખોદુઓ અને બીજા સર્વ મનુષ્યો એ પોકારથી આશ્ચર્યચકિત થઈ ગયા. એટલામાં એક મુક્ત કેશકલાપવાળી અને અસ્તાવ્યસ્ત વસ્ત્રોવાળી સુંદર યુવતી ત્યાં આવીને ઉભી રહી અને તત્કાળ કબરના મુખપર જઇને એકી ટસે પોતાના કબરવાસી મૃત પતિના મુખનું અવલોકન કરવા લાગી. વાંચકો જાણી તો ગયા જ હશે કે, એ બીજી કોઈ નહિ, પણ કાળાપહાડની પત્ની નજીરન્ જ હોવી જોઇએ. થોડીવાર તો તે કાંઈ પણ બોલી નહિ. અંતે કિંચિદ્ કોપનો ભાવ દર્શાવીને મૃત સ્વામીને સંબોધીને તે કહેવા લાગી કે;—

"નાથ! મારાથી વિમુખ થઇને આમ અહી શામાટે પડ્યા છો? શું પુષ્પની શય્યા આપના માટે તૈયાર નથી, કે આમ માટીમાં લેટ્યા છો? આ તમારી અર્ધાંગનાનો અનુરાગ પણ આપના મનમાંથી ચાલ્યો ગયો છે કે શું? આપના જેવા સુજ્ઞ અને શૂરવીરે આવો કોપ કરવો ન જોઈએ! કદાચિત્ આપ સ્વર્ગમાં અપ્સરાને વરવાના મોહથી જતા હશો—જો એમ જ હતું, તો મને પ્રેમપાશમાં શામાટે ફસાવી? ચાલો—ઉઠો—આ દાસીની પ્રાર્થનાનો સ્વીકાર કરો! નહિ તો હું અહીં જ આત્મહત્યા કરીશ અને તમને સ્ત્રીહત્યાનું ઘોર પાપ લાગશે!"

આટલા બધા કાલાવાલા કરવા છતાં પણ નજીરનને કાંઈ પણ ઉત્તર મળ્યું નહિ. મૃત મનુષ્ય તે કેવી રીતે ઉત્તર આપે? નજીરનનો ઉન્માદ વધી ગયો. "તમે નથી જ બોલતા, તો લ્યો આ બલિદાન" એમ કહીને તેણે કબરને ઢાંકવામાટે પાસે મૂકેલા પાષાણપર પોતાનું માથું પછાડ્યું—તેના માથામાંથી ખળખળ કરતો રક્તનો પ્રવાહ વહેવા માંડ્યો અને તે મૂર્ચ્છિત થઇને મૃતતુલ્ય બની ગઈ.

એટલામાં તેની દાસીઓ ત્યાં આવી પહોંચી અને તેઓ તેને પાછી તંબૂમાં લઈ આવી. વૈદ્યે અનેક પ્રકારના ઉપચારો કર્યા, તેથી ઠેઠ બીજે દિવસે સવારમાં રક્તનું વહન બંધ થયું અને તે કાંઇક શુદ્ધિમાં આવી. પરતુ તેના ઉન્માદનો નાશ તો ન જ થયો. ક્ષણે ક્ષણે જાણે તે કબરમાં પડેલા કાળાપહાડને પ્રત્યક્ષ જોતી હોયની! તેવી રીતે તેને ઉદ્દેશીને આખો દિવસ લવારો કર્યા કરતી હતી. અન્ન અને જળનો તો તેણે પતિના મરણની ઘટિકાથી જ ત્યાગ કરી દીધો હતો, તેનું પાછું તેણે ગ્રહણ કર્યું નહિ. પ્રભાત અને ઉષા તેને અનેક પ્રકારનાં આશ્વાસન આપતાં હતાં અને પ્રશ્નો પૂછતાં હતાં, પણ સર્વ વ્યર્થ. ભ્રમહૃદયા

નજીરુન્નિસાના મનથી સમસ્ત સંસારનો નાશ થઈ ગયો હતો. કાળાપહાડ વિના તેને બીજા કશાની પણ સ્મૃતિ હતી નહિ.

પતિપત્નીના પરસ્પર પ્રેમનુ સૌન્દર્ય, સર્વ તંતુવાદ્યોના મિષ્ટ સ્વર કરતાં પણ અધિક મનોહર છે. પ્રેમના પ્રભાવથી સ્ત્રી કિવા પુરુષ પોતાના પ્રિયકર કે પોતાની પ્રિયતમામાટે મરવાને પણ તત્પર થઈ જાય છે. સમસ્ત ગ્રીસ દેશમાં આલેસ્ટિજ જેવું એક પણ સ્ત્રીરત્ન આજ દિવસ સૂધી નીપજ્યુ નથી. એ સ્ત્રી પોતાના પતિમાટે પ્રાણ અર્પવાને કટિબદ્ધ થઈ હતી. તેના પતિનાં માતાપિતા અને ઈતર આપ્તગોપ્ત હતાં, પરતુ તેમનામાંથી કોઈ પણ જીવ આપવાને તૈયાર થયું નહિ. પત્ની આલેસ્ટિજનો પ્રેમ એટલો બધો બલવત્તર થઈ ગયો કે, તેના સમક્ષ માતાપિતાનો પોતાના પુત્ર વિશેનો પ્રેમ ફીકો પડી ગયો અને તેઓ માત્ર નામના જ આપ્તગોપ્ત છે, એમ સ્પષ્ટ દેખાઈ આવ્યું. એ સ્ત્રીનું એવુ કઠિન પાતિવ્રત્ય મનુષ્યોને તેમ જ દેવોને એવું ગમ્યું કે, દેવોએ સુપ્રસન્ન થઇને તેને પુન. પૃથ્વીપર જવાની પરવાનગી આપી. એવી આજ્ઞા આજ સૂધીમાં થોડી જ સ્ત્રીઓને મળી હશે. દેવોએ તેના અલૌકિક પતિપ્રેમ અને સદ્‌ગુણને જોઇને તેનો એટલો બધો સત્કાર કર્યો. હિદુસ્તાનમાં પણ જે સ્ત્રીઓ પતિ પાછળ સતી થએલી છે, તેને લોકો અદ્યાપિ વંદ્ય માને છે. ફૈયજી નામનો એક સુપ્રસિદ્ધ ઇરાની કવિ ઈ૦ સ૦ ૧૬૦૫ માં શહનશાહ અકબર આજમના દરબારનો એક દીપક ગણાતો હતો. અરબી અને ફારસી ભાષામાં એ અદ્વિતીય મનાતો હતો અને અદ્યાપિ મનાય છે. એણે કાશીમાં લાંબો સમય ગાળીને સંસ્કૃત ભાષાનો પણ બહુ જ સારો અભ્યાસ કર્યો હતો. એની આજે પણ પ્રથમ પંક્તિના મુસલ્માન કવિઓમાં ગણના થાય છે. અકબરના દરબારમાં માત્ર કવિતા કરીને જ બેસી રહેનાર કવિઓમાંનો એ નહોતો, કિન્તુ એ અકબરના એક મુખ્ય મંત્રીની પદવી પણ ધરાવતો હતો. આર્યાવર્ત્તના સર્વ ભાગોમાં ભ્રમણ કરીને આર્યોના અનેક રીતિ રિવાજોનો એણે ઘણો જ સારો અનુભવ મેળવ્યો હતો. એ સત્યવક્તા મહાનુભાવ પણ, પતિ પાછળ સતી થતી ભારતવર્ષની અબળાઓ વિશે પોતાના બહુ જ ઉચ્ચ પ્રકારના વિચારો દર્શાવી ગયો છે. નીચે આપેલા તેના એક અમૂલ્ય અને અક્ષરે અક્ષર સત્ય શેર (છંદ)થી વાચકો તેના અભિપ્રાયની કલ્પના કરી શકશે.

"દર મહબ્બત ચૂજ઼ને હિન્દૂ કસે મર્દાના નેસ્ત;
સોખ્તન્ બર શમઅઃ મુર્દઃ કારે હર પરવાના નેસ્ત"

એનો ભાવાર્થ એવો થાય છે કે, પ્રેમ (રાખવા—સાચવવા)માં

હિન્દુ સ્ત્રીઓ સમાન કોઈ પણ શૂરવીર નથી. (કારણ કે) ઓલવાઈ ગયેલા દીપક પાછળ બળી મરવું, એ કાંઈ પ્રત્યેક પતંગિયાની શક્તિ (કૃતિ) નથી. અર્થાત્ પ્રત્યેક સ્ત્રી પોતાના મૃત પતિને પ્રાણ અર્પવાને શક્તિવતી હોતી નથી.

અહા—એ વિદેશી અને વિધર્મી કવિના વિચારો આર્ય અબળાઓની કેટલી અને કેવી ઉચ્ચ ભાવનાને દર્શાવે છે. એવી અબળાઓ જ ભારતની પ્રાણપ્રતિષ્ઠા છે.

જાણે ગ્રીસની આલેસ્ટિજે નજીરુન્નિસાના રૂપમાં આર્યાવર્ત્તમાં પુનર્જન્મ લીધો હોયની! તેવી રીતે નજીરન્ પોતાના પતિ પાછળ પ્રયાણ કરવાને સર્વથા તૈયાર થઈ ગઈ અને તેથી પ્રભાતના બંધુપ્રેમની અને ન્યાયરત્નના શિષ્યપ્રેમની ન્યૂનતા પ્રત્યક્ષ સર્વના જોવામાં આવી. બે દિવસ વીતી ગયા અને ત્રીજા દિવસના રવિનો ઉદય થયો. નજીરનના શરીરની અને મનની સ્થિતિને જોતાં તેના જીવવાની જરા પણ આશા કોઇના મનમાં રહી નહોતી. જેમ જેમ સૂર્ય આકાશમાં વધારે અને વધારે ઉચ્ચ ચઢતો હતો, તેમ તેમ નજીરુન્નિસાના જીવનરૂપી દીપના નિર્વાણનો સમય નિકટ આવતો જતો હતો. તેના શરીરની અને શ્વાસોચ્છ્વાસની ગતિ ક્ષણે ક્ષણે મંદ થવા માંડી હતી અને હસ્ત પાદ આદિ અવયવો પણ શિથિલ અને શીતલ થતા જતા હતા. તો પણ પતિના નામોચ્ચારનો ધ્વનિ તો તેના મુખમાંથી સંભળાયા જ કરતો હતો. લગભગ મધ્યાહ્ન સમયે તેને વાચા ફૂટી—શરીરમાં એકાએક બળ આવવાથી પોતાની મેળે જ ઊઠીને તે શય્યામાં બેઠી થઈ ગઈ અને પ્રભાતને ઉદ્દેશીને બીપણુતાના ભાવથી મિશ્રિત મંદસ્વરે કહેવા લાગી કે,—

"પ્રભાતકુમાર! તમે મારા પતિના સહોદર છો અને મારા દીયર છો, પરંતુ મારા બંધુ કરતાં પણ હું તમારામાં વધારે સ્નેહ રાખું છું. જે વેળાએ આપને ત્યાં હું કેદ હતી, તે વેળાએ આપણા સંબંધથી આપણ બન્ને અજ્ઞાત છતા પણ તમે જે એક વીર અને આર્યનરને ઘટે તેવુ વર્તન મારી સાથે રાખ્યું હતુ અને તેથી મારા શત્રુ છતાં પણ તમારામાટે મારા મનમાં ઉચ્ચ વિચારો બંધાયા હતા. આવા સદ્ગુણો તમારામાં ઓતપ્રોત ભરેલા હોવાથી ખુદા તમારું બન્ને જહાનમાં સારું અને સારું જ કરશે. હું એક મુસલ્માન સ્ત્રી છું. અમારામાં પતિસાથે દટાઇને સતી થવાનો રિવાજ નથી. પણ હિંદુઓના મૃત પતિની ચિતામાં પ્રવેશ કરીને પત્નીના સતી થવાના રિવાજને હું બહુ જ વખાણું છું. જે સ્ત્રીના મનમાં સત્ય સ્નેહભાવના હોય, તે પતિના ચિરકાળના વિયોગને સહી શકે જ નહિ, એ સિદ્ધાન્ત છે. તમારા વડિલ બંધુ અને મારા

સૌભાગ્યહેતુ સ્વામીનો સ્વર્ગવાસ થયો છે, તો મારે પણ તેમની પાછળ તેમની સેવા કરવાને જવુ જ જોઇએ. મારો અંતકાળ હવે નિકટ આવી પહોંચ્યો છે, માટે વૈદ્યોને ઔષધોપચારનો વ્યર્થ શ્રમ આપશો નહિ. જડ ઔષધિથી મારો રોગ સારો થાય, એવો સંભવ નથી. મારા રોગના નિવારણનું ઔષધ માત્ર મરણ જ છે અને તે જ મને નિરંતરની શાંતિ આપશે. પ્રભાત! તમારી નવીન પત્ની સાથે સદ્ભાવથી વર્તજો અને કોઈ સાથે પણ વિરોધ કરશો નહિ. તમારા ભાઇએ તમને મરણસમયે જે ઉપદેશ આપ્યો હતો, તે મે છૂપાઇને સાંભળ્યો હતો મારો પણ એ જ ઉપદેશ છે. એ ઉપદેશને અનુસરીને વર્તવાથી તમને લાભ જ થશે. માટે તેમ જ કરજો. હુ વધારે બોલી નથી શકતી!"

નજીરનથી વધારે બોલી શકાયું નહિ. ધીમે ધીમે તેના શરીરની અને સ્નાયુઓની ગતિ મંદ થતી ચાલી. તેણે "પા–આ–ણી." એવા શબ્દનો મંદ ઉચ્ચાર કર્યો અને તત્કાળ એક દાસીએ તેને "આબે-જમજમ" પાયુ નજીરનની તબીયત ઘણી જ બગડેલી હોવાથી એ પાણી પ્રથમથી જ કોઈ હાજીને ત્યાંથી મગાવીને તૈયાર રાખવામાં આવ્યું હતુ. મક્કામા તીર્થ તરીકે મનાયલુ જમજમનુ પાણી, આપણા આર્યોમાં જેવી રીતે ગગાજળ પવિત્ર મનાય છે, તેવુ જ પવિત્ર ગણાય છે અને તેને મેળવવામાટે હજારો લોકો ભગીરથ પ્રયત્ન કરતા હોવાથી એ પ્રસાદી પુષ્કળ યાત્રાળુ જનો ત્યાંથી પાછા ફરતી વેળાએ ઘણા જ ભાવથી અને સભાળથી પોતાની સાથે લેતા આવે છે. આબેજમજમ પીતા જ નજીરનના શરીરમા એક પ્રકારની શાંતિ થએલી જોવામાં આવી અને એકાદ ઘટિકા પછી "ખુદા હાફિજ" એ વાકયનો ઉચ્ચાર કરીને નજીરને પોતાના પ્રાણ તેના પેદા કરનાર પરવરદિગારને અર્પણ કરી દીધા તેણે આ અસાર સંસારનો ત્યાગ કર્યો–અર્થાત્ નજીરનનુ મરણ નીપજ્યું.

ઘણી જ ધામધૂમથી એ સતી અને સાધ્વી સ્ત્રીના શબને તેના પતિની કબર પાસે જ દફનાવવામા આવ્યું. પ્રભાતનો એ સમયનો શોક અનિવાર્ય હતો. તેને શાંત કરવાના હેતુથી કાળાપહાડનો કારા-ગૃહમાનો વૃદ્ધ સિપાહી અનેક પ્રકારે તેને સમજાવવા લાગ્યો અને અંતે તેણે ધર્મશાસ્ત્રની નીચે લખેલી પક્તિઓનો ઉચ્ચાર કર્યો;–

"एक. प्रजायते जंतुः, एक एव प्रलीयते ।<br>
एकोऽनुभुंक्ते सुकृतं, एक एव च दुष्कृतम् ॥<br>
मृतं शरीरमुत्सृज्य, काष्ठलोष्ठसमं क्षितौ ।<br>
विमुखा बाधवा यान्ति, धर्मस्तमनुगच्छति ॥

तस्माद्धर्मं सहायार्थं, नित्यं संचिनुयाच्छनैः ।
धर्मेण हि सहायेन, तमस्तरति दुस्तरम्'' ॥ ( मनुः )

“અર્થાત્ પ્રાણી એકલો જ જન્મે છે અને એકલો જ મરણ પામે છે; પુણ્યનાં ફળો પણ એકલો જ ભોગવે છે અને પાપોનો દંડ પણ એકલો જ સહન કરે છે. મરણ પછી તેના આપ્ત મિત્રો તેના મૃત દેહને કાષ્ઠ કિવા મૃત્તિકાના પિંડ પ્રમાણે પૃથ્વીપર પટકીને તત્કાળ પોતપોતાને ઘેર ચાલ્યા જાય છે. સાથે માત્ર ધર્મ જ જાય છે. એટલા માટે જ જન્મીને મનુષ્યે પરલોકમાં સહાયકર્ત્તા થાય, એવા હેતુથી યથાશક્તિ પુણ્ય કરવુ—એટલે મૃત્યુ પછી દુસ્તર અંધકારમાંથી પ્રાણી પાર પડીને પ્રકાશવાળા સ્થાને પહોંચી શકે છે.”

પ્રભાતનો શોક કિંચિદ્ શાંત થયો અને સ્મશાન યાત્રાએ આવેલા સર્વજનોએ પોતપોતાના ગૃહપ્રતિ ગમન કર્યું સંસાર આવો ક્ષણભંગુર છે !!!

---

## ઉપસંહાર

ગત પરિચ્છેદમાં આપણી નવલકથાની સમાપ્તિ થઈ ચૂકી છે. એ જગન્નાથની મૂર્ત્તિના ખંડન પછી ઓરીસાના રાજ્યની અને રાજા નન્દકુમારદેવની શી દશા થઈ, તે ઇતિહાસના વાચકોને સારી રીતે વિદિત છે જ, માટે તેના પુનરુલ્લેખની આવશ્યકતા નથી. હવે જગન્નાથની મૂર્ત્તિના પુનરભિષેકનો સંક્ષિપ્ત વૃત્તાંત આપીને પ્રસ્તુત વિષયને પણ આપણે સમાપ્ત કરીશું.

બંગાળાના બાદશાહ સુલયમાને રાજા નન્દકુમારદેવને નિરંતરને માટે દેશનિકાલ કર્યો અને ત્યાર પછી એકવીસ વર્ષ પર્યન્ત ઓરીસામાં એક પ્રકારની અરાજકતા જ વિસ્તરેલી રહી. એ અરાજકતાનું વિસ્તૃત વિવેચન કરવાનું આ સ્થળ નથી, માટે તે જાણવાની ઇચ્છા હોય, તો અમે વાચકોને ઇતિહાસ વાંચવાની પ્રાર્થના કરીએ છીએ.

સેનાપતિ કાળાપહાડના કૃતાન્ત પછી મુસલ્માન સૈના પાછી બંગાળામાં ચાલી ગઈ. જે લોકો દુર્ગમાં રહી ગયા, તેઓ જ ઓરીસાનું રક્ષણ કરવા લાગ્યા. વીસાના મહન્તે જગન્નાથની અર્ધદગ્ધ મૂર્ત્તિમાંથી પવિત્ર નાભિનો ભાગ કાઢી લઇને તે કુજગના ગામડિયા જમીનદારોને રાખવાને આપી દીધો. જ્યાં સૂધી ઓરીસાની રાજસત્તા પઠાણોના હાથમાં રહી, ત્યાં સૂધી જગન્નાથની મૂર્ત્તિની પુનઃ સ્થાપના કરી શકાઈ નહિ. એ સમાચારથી અકબરશાહ બહુ જ અસંતુષ્ટ થયો અને તેથી અનુક્રમે મૈનાયમખાં અને ખાનજહાનને સૈના સહિત ઓરીસામાં મોકલીને

ઓરીસા પ્રાન્ત પોતે જિતી લીધો. સત્તરમી સદીના આરંભમાં દુનાઈ વિદ્યાધરનો પુત્ર અને "ભોઈ" રાજવંશનો આદિ પુરુષ ગજપતિ રામચંદ્રદેવ સિંહાસને વિરાજમાન થયો અને તેણે કુજંગથી જગન્નાથનો નાભિભાગ મગાવીને શ્રી જગન્નાથ દેવની પુનઃ સ્થાપના કરી.

આપણી વાર્તાના સમયમાં હિંદુસ્તાનમાં સમકાલીન બે મુસલ્માની રાજ્યો અસ્તિત્વ ધરાવતાં હતા. એક દિલ્લીનું અને બીજુ ગૌડબંગાલનું અલ્લાહાબાદની પશ્ચિમનો પ્રદેશ દિલ્લીના શાસનમાં હતો અને તેની પૂર્વનો બ્રહ્મપુત્રા નદી પર્યન્તનો સર્વ પ્રદેશ ગૌડબંગાળાની સત્તાને આધીન હતો. છતાં પણ એ ઉભય રાજ્યો સર્વદા નિરાળાં જ રહેતાં હતાં, એમ માનવાનુ નથી, કારણ કે, દિલ્લીનો કોઈ બાદશાહ પરાક્રમી થયો, એટલે તે ગૌડના અધિકારીને પોતાનો અંકિત સમજતો હતો. એટલે કે, કોઈ કોઈવાર બંગાળાના સૂબેદારને દિલ્લીશ્વરનુ સ્વામિત્વ સ્વીકારવુ પડતુ હતુ. તોપણ ગૌડના રાજ્યની વ્યવસ્થા અકબરના સમયપર્યન્ત સર્વથા સ્વતંત્ર હતી, એમ કહેવામાં કશો પણ પ્રત્યવાય આવે તેમ નથી. સારાંશ કે, સુલયમાનની ગણના પણ સ્વતંત્ર રાજ્યકર્ત્તાઓમાં જ થાય છે.

પ્રભાત, ઉષા અને ન્યાયરત્ન સ્વદેશમાં આવી પહોંચ્યાં. ઉષા પોતાની માતાને લાંબા વિયોગ પછી મળી. માતાના હર્ષનો પાર ન રહ્યો પ્રભાત બાદશાહ સુલયમાનને મળવામાટે તાંડે ગયો. પ્રભાતમાટે કાળાપહાડે મરવા પહેલાં જે સિફારિશનામુ (ભલામણ પત્ર) બાદશાહની હુજૂરમાં મોકલ્યું હતુ, તે સુલયમાનને પ્રથમથી જ મળી ગયું હતુ. એટલે બહુ જ આદર અને સન્માનસહિત તેણે પ્રભાતનો સત્કાર કર્યો. "મારા પ્રિય સૈનાપતિના મરણથી મારો જમણો હાથ ભાંગી ગયો!" ઈત્યાદિ કહીને કાળાપહાડના મરણમાટે બહુ જ શોક દર્શાવ્યો.

પ્રભાતની જે સ્થાવર અને જંગમ સંપત્તિ જપ્ત કરી લેવામા આવી હતી, તે તેને પાછી આપવામાં આવી અને કાળાપહાડની સર્વ સંપત્તિનો સ્વામી પણ તે જ થયો. બાદશાહની આજ્ઞાથી સેંકડો સૈનિકો સેનાપતિની ધન સંપત્તિ અને ગૃહ વસ્તુઓને વાહનોના પૃષ્ઠભાગે લાદીને તાંડામાંથી નીકળ્યા અને તેમની સાથે સાથે પ્રભાત પણ પાછો સ્વદેશમા આવીને ઉષા સાથે સુખમાં દિવસો વીતાડવા લાગ્યો.

કાળાપહાડના સ્વપ્નમાં દેવે ભાષેલા 'ભારતના ભવિષ્ય'ની સત્યતાનો ત્યારપછીનો હિન્દુસ્તાનનો ઇતિહાસ આપણને પૂર્ણ પરિચય આપે છે. જે ભારતવર્ષ વિશ્વમાં એક વેળાએ સર્વોપરિ સત્તા ધરાવતુ હતુ, તે ભારતવર્ષ મુસલ્માનોના રાજ્યકાળમાં દાસત્વની શૃંખલામાં બધા-

થયું હતું. જે ભારતવર્ષ ધનસંપત્તિ તથા ધાન્યસંપત્તિથી એકવાર સમૃધ્ધ હતુ, તે જ ભારતવર્ષ નાદિરશાહ જેવા લૂટારાઓના અત્યાચારોથી કંગાલ અને ભૂખમરાથી બેહાલ થઈ ગયું હતું. જે ભારતવર્ષના નીચમાં નીચ જાતિના લોકો પણ દેવવાણી—સંસ્કૃત ભાષા—રંચમાત્ર પણ સંકોચવિના મુક્ત કંઠે બોલી શકતા હતા અને જે ભાષાનો જ્ઞાનોત્પાદક ગ્રંથભંડાર અખૂટ હતો, તે સંસ્કૃત ભાષાનો મુસલ્માન સત્તાકાળમાં બહુધા અસ્ત થયો હતો, એટલું જ નહિ, પણ અકબર જેવા એકાદ બે યોગ્ય બાદશાહોને બાદ કરીએ, તો અન્ય મુસલ્માન બાદશાહોના હાથે અલૌકિક અને દુષ્પ્રાપ્ય સંસ્કૃત ગ્રંથભંડારનો નાશ થયો હતો, કે જે ખોટનો ખાડો કદાપિ પૂરાય તેમ નથી જ. પરતુ અંતે કાળાપહાડના પશ્ચાત્સુચન અનુસાર પશ્ચિમ દિશામાંથી નવીન શ્વેતસત્તારૂપ વર્તમાન બ્રિટિશ સત્તાનો પ્રકાશ આવ્યો અને તે સાથે ભારતવર્ષની પૂર્વકથિત દુર્દશાનો પણ બહુ અંશે અંત આવ્યો. આજે આપણે હિન્દુ મુસલ્માન આદિ સર્વ દેશબાંધવો પરધર્મ સહિષ્ણુતા, વિદ્યા, સંપશીલતા, એકતા અને અખિલ શાંતિ આદિનો નિર્ભયતાથી ઉપભોગ કરી શકીએ છીએ, તે એ મહા પ્રતાપી બ્રિટિશ સત્તાનું જ પરિણામ છે. એટલામાટે એ પરમ પુણ્યશાલિની બ્રિટિશ સત્તાની ચિરજીવિતાને ઇચ્છી અને એ સત્તાના યોગે ભારતવર્ષની અધિક ઉન્નતિ થવાની શુભ આશા રાખી અમે અમારી પ્રસ્તુત ઐતિહાસિક નવલકથાની નિમ્ન સંપસૂત્ર સહિત પૂર્ણાહુતિ કરીએ છીએ:—

" દેશી વિદેશી પુષ્પ જ્યમ એકત્ર વસતા બાગમા,
દેશી વિદેશી સત્યશીલો તેમ વસજો રાગમાં,
સંગે રહી સંપે વસી જો કાર્ય થાશે ભારતે,
અનુભવ થશે શુ સૌખ્ય છે સંપત્તિ ને સુખભાગમાં !

* * * * *

સફળ થાય એ મૃતવાણી એ સંપત્તિ વધે અપાર,
રહે સંપથી સર્વ અતિજન ભારતના નિર્ધાર,
થજો તેમ વળી દેશ હિતૈષી ભાવિ આર્ય પરિવાર,
કહો બધા ભારતવાસી, ભારતનો જયજયકાર !"



# યમદેવની નિરાશા અને મનુષ્યવિજય.

સજ્જનો તમને અતિ આનંદના ખબર આપતાં હમને હર્ષ થાય છે. પોતાની હઇયાતી પછી પોતાની યાદગીરી રાખવાનું આજ સુધીમાં કોઇકથી જ બનતું હતું અને તેથી યમદેવ બહુજ રાજી થતા હતા. પણ હાલની હમારી નવી શોધથી યમરાજની સત્તાને જબરો ફટકો પડવાથી તેઓ છેક જ નિરાશ થઈ ગયા છે. આ નવી શોધથી તમારી અગર સ્નેહી કે વડિલની આબેહુબ પ્રતિમા—જમાના સુધી તમારા ઘરમાં માત્ર રૂ ૩) ના ઘણા નજીવા ખરચમાં જાળવી રાખજો અને હમને આશીરવાદ આપી તમારા મિત્રમડળને વ્યાજબી ભલામણ કરજો. યાદ રાખજો કે હમે તમને અનાયબીમા છક્ક કરવા માંગીયે છીએ. હમારા ફર્સ્ટકલાસ સુંદર કામની લે ભાગુ નકલો—કેટલાક કરી રહ્યા છે જેઓ છેકજ હલકો—કચરાપટી—માલ—લોકોને વેચી—ઠગવાના દાખલા હમારી જાણમાં આવ્યા છે એવાઓથી જરૂર ચેતીને ચાલવું અને ખરા ઇંગ્રેજી કામ માટે ફકત નીચલુ ઠેકાણુ યાદ રાખવુ ફોટોગ્રાફ ઉપરથી મોટી મનહરણ છબીઓ બનાવવા સારૂ હમને હિંદુસ્તાન—બરમા—આફ્રિકા અને સિલોનથી હજારો સરટીફીકેટ વગર માગે મળ્યાં છે નાના ફોટો ઉપરથી હમે માત્ર એનલારજમેંટ એટલે સાદી મોટી છબીઓ બનાવવા ઉપરાત—રગ ભરવાનુ—તેલના રંગના આઇલપેન્ટની છબી કરવાનું કામ પણ છેક જ સસ્તા દરે કરીએ છીએ, પણ—છબી મોટી કરવાને મોકલેલો ફોટો નવો—સારો અને સ્પષ્ટ હોવો જોઇયે. જેમ ફોટો સારો તેમ છબી સારી આવશે જુના બગડેલા—ફાટેલા—પીળા ને ઝાખા ફોટોપરથી છબી કરવાના ખાસ વધુ ભાવ પડશે એનલારજમેંટ બનાવવા સાથે ફરેમનું ઉંચું કામ ઘણાજ ઓછા ભાવે કરવામાં આવે છે. વધુ વીગત કાગળ લખી પૂછાવો

## એકદમ સસ્તા ભાવ.

| | | |
|---|---|---|
| ફોટો ઉપરથી સુંદર ૧૪ ઇંચ પહોળી અને ૧૮ ઇંચ ઉંચી છબી બનાવવાના | રૂ | ૩) |
| એજ મુજબ ૧૬ ઇંચ પહોળી અને ૨૦ ઇંચની ટકાઉ છબી કરવાના | રૂ | ૫) |
| યુરોપી અને પારસી લોકમા પ્રિય થયેલી સીપીયા રગની છબી કરવાના | રૂ | ૧૨) |
| વિવિધ માંગો તેવા રંગ ભરેલી છબી કરવાના ... ... | રૂ | ૧૫) |
| આઇલ પેન્ટ—તેલના રંગથી તૈયાર કરેલી મોટી છબીના માત્ર... ... | રૂ | ૨૫) |

સરટીફીકેટો-સર ભાલચદ્ર ક્રિષ્ણા નાઇટ—જી આઇ પી રેલ્વેના ટ્રાફીક મેનેજરની આફીસવાળા મી૦ સ્ટીવનસન—મી૦ ભોળાભાઇ છગનલાલ નાણાવટી, મોરારજી ગો. મીલના એકાઉનટન્ટ, સાંજ વર્તમાનના માલીક મી૦ વાચ્છા ગાધી, જૈન પત્રના અધિપતિ મી૦ કારભારી—મુબાઈ, મી૦ પેસ્તનજી પોચાજી—પૂના, નવાબઝાદા મીરઝા માહાબતખાન—ભરૂચ—મી૦ અરદેસર રૂ દલાલ—અમદાવાદ,—મી૦ એસ જી. ચદ્ર—આગ્રા, મી૦ ચાર્લસ—ઇ—ડાઇ—અલાહાબાદ, મી૦ ઇ સ્ટ્રીપ—વઢવાણ કેમ્પ, મી૦ રાઘવાચારી—તીનેવલી—મદ્રાસ, મી૦ હેંડ્રીક્ઝ—પૂના, મી૦ દાદી બરજોર ઇનજીનીઅર—ચાઇના મીલ, સીવરી, શેઠ. મુગટરામ દયારામ—રંગુન—વગેરે—વગેરે.

આરડરના પૂરા નાણા અગાઉથી લેવામાં આવે છે

**એન્લાર્જો ફોટ કુ૦.**

ઠેકાણું—એમ્પાયર બીલડીગ—ઓરીબંદરની સામે—કોટ—મુંબાઈ.


PATENT


XHIBITION ALLAHABAD
1910















☞ ઝગઝગતું સુંદર અજવાળું આપે છે.

---

☞ પૈસાનો બચાવ આ ચીમની કરે છે.

---

જથ્થાબંધ માલ લેનાર વેપારીને ભરપૂર કમીશન.

---

☞ પ્રાઇસલીસ્ટ, મફત, જલદી મંગાવો.

---

બનાવનાર—**દાવડાની કું**

મમ્માદેવી જૈન સ્કુલની પાસે માંડવી પોસ્ટ મુંબઈ.

ચેતવણી.

☞ દાવડાની પેટંટ અબરખની ચીમની સરકારના સને ૧૮૮૮ ના ઇનવેનસન્સ અને ડીઝાઇન્સ એક્ટ મુજબ સને ૧૯૦૬ માં પેટંટ કરાવેલી છે. નકલ કરનાર બહારગામથી આયાત કરનાર ઉપર ફોજદારી કાયદા પ્રમાણે કામ ચલાવવામાં આવશે.

# એક ઘડીની ફુરસદ લ્યો

## અને તમે તમારા તાબાની સ્ત્રીઓને નીચેના

## થોડાક પ્રશ્નો પૂછો કે:—

☞ તમોને માસીક અટકાવ સાફ આવતો નથી? પીડા સાથે આવે છે? કે સમૂળગો બંધ થયો છે? નબળાઈ યાને પ્રદર—ધુપણી લાલ, ધોળી કે મળગુગળી ગુપ્ત ભાગમાંથી વહે છે? તાવ રહે છે? ચ્હેરો ફીક્કો અને તદ્દન પીળો પડી ગયો છે? ખોરાક પચતો નથી? પેટમાં દુખાવો રહ્યાં કરે છે? પેસાબમાં અને હાથે પગે તથા આંખોમાં બળત્રા થયાં કરે છે? સંતતિ થતી નથી? અગર થાય છે તો મરી જાય છે? સુવા રોગ થયો છે? માથામાં દુઃખાવો રહે છે? આખા શરીરમાં કે શરીરના અમુક અમુક ભાગોમાં ત્રોડ કે કળતર અથવા દુઃખાવો થાય છે? આખો દિવસ ઉદાસીનતા રહે છે? કામકાજ કરવામાં કે લખવા વાંચવામાં ના ઉમેદી ઉત્પન્ન થાય છે? સાંસારિક સુખ તરફ અણગમો રહે છે?

ઉપરનાં તમામ અથવા ગમે તે એકાદ કે ગમે તેટલાં કારણોથી સ્ત્રીની જીંદગીને તમે દુઃખ પામતી જોઈ શકતા હો તો હવે બીજા અનેક પ્રયત્નો છોડી દઈને તમે તેમને **સુંદરી સુધા**નોજ ઉપયોગ કરવાને કહો. સ્ત્રીઓને લગતાં હરેક દરદો મટાડવામાં **સુંદરી સુધા** એક આબાદ ઇલાજ છે. અનેક રીતે નિરાશ થએલાં પણ **સુંદરી સુધા**નો ઉપયોગ કરી સુખ મેળવી શકયાં છે.

સ્વાદમાં મધુર પ્રવાહી હોવાથી પીવામાં બિલકુલ કંટાળો ઉત્પન્ન થતો નથી. કિંમત શીશી એકના રૂ. ૧—૧૨—૦ પો. જુદું.

**સુંદરી સુધા** સાથે પહેરવાની **સોગઠી**નો પણ ઉપયોગ કરવો પડે છે. એટલા માટે શીશી સાથેજ આ સોગઠીઓ પણ મોકલવામાં આવે છે જેની કિંમત રૂ. ૦—૪—૦ છે.

શિરનામું

**વૈદ્ય પ્રાણજીવન ગૌરીશંકર ભટ્ટ,**

દવાખાનું:—ઠે૦ માધવબાગ, પાંજરાપોળ સામે

મુ૦ મુંબઈ. નં. ૪

# RIGAUD.

# PUSHPA MALA HAIR OIL.

## કમર સુધીના કાળા વાળ.

### એ સ્ત્રી જાતનું પ્રથમ ભૂષણ છે.




સ્ત્રીઓની ખુબસુરતી ફકત વાળ-થીજ છે અને તેથી ટુંકા અને ખરી જતા વાળને વધારી મજ-બુત કરવા માટે ઘણી સ્ત્રીઓ તનતોડ મહેનત કરે છે એમને હમારી ખાસ ભલામણ છે કે

**રીગોડનું "પુષ્પમાળા તેલ"**

ના થોડાજ વખતના સેવનથી સરવે પ્રકારની ચીતા દુર થશે. આ તેલ ખરી જતા વાળનો અટકાવ કરે છે અને ઘણી ઝડપથી વાળનો વધારો કરે છે તેમજ વાળને નરમ રેશમ જેવા સુંવાળા બનાવે છે સુગધમા મોહક છે દરેક ઠેકાણે નાની શીશી ૦॥= ને મોટી રૂ ૧) દીઠ મળે છે.

**એજંટો-મોહનલાલની કુ૦**

પરફ્યુમરીના વેપારી ભાજીપાલા સ્ટ્રીટ, મુબઈ-૩

## એક નવી સગવડ !

# હાથે છાપવાનાં ગુજરાતી નીકલ

# ટાઇપ બૉકસ—કીં. રૂ. ૧૦.

આ ટાઇપ બૉકસ દરેકે દરેક ગુજરાતી ભાષા જાણનારને એક આશિર્વાદ સમાન થઈ પડશે જેની અંદર ૫૦૦ પાંચસો ઉપરાંત ટાઇપ રાખવામાં આવ્યાં છે જેથી એક સાથે પાંચ લાઇન હરકોઈ જોડાક્ષર સાથે શુદ્ધ ભાષાના લખાણની ઘણીજ સહેલાઈથી છાપી શકાય છે જેથી ગુજરાતી ભાષા જાણનારને અતિ ઉપયોગી તેમજ અનેક સગવડ સાચવનાર એક મદદગાર સમાન થઈ પડવા પુરેપુરો સભવ છે. આવાં ટાઇપની અત્યાર આગમચ હજારો તરફથી પુષ્કળ માંગણી થતી હતી તે આજે અમલમાં મુકાઈ ચુકી છે તો તેનો લાભ ગુજરાતી ભાષા જાણનાર લેવા ચુકશે નહીં.







### બીજા વેપારીઓ કરતાં અમારા ભાવ અરધાજ છે.

| | કીંમત રૂ. આ પૈ. |
|---|---|
| સારા અને શોભીતા રબર સ્ટામ્પ તમામ સામાન સાથે ... | ૨—૦—૦ |
| દશ વર્ષ સુધીની તારીખ, મહીનો, વર્ષ છાપવાનુ ડેટર . | ૧—૪—૦ |
| ૯૦૦૦ હજાર નબર છાપી શકાય તેવુ નબરીયુ... ... . | ૧—૦—૦ |
| લાખપર સીલ કરવાનો પીતળનો સીલ રૂ ૧—૮—૦ મોટો | ૨—૦—૦ |
| તમારા પટાવાળાને માટે પીતળનો પટો રૂ. ૩—૦—૦ જર્મનનો | ૪—૦—૦ |
| તમારા હાથની સહી કરવાને સીગનેચર સ્ટામ્પ... . | ૩—૮—૦ |
| ત્રણ લેટરનો મોનોગ્રામ ઘણોજ શોભીતો... ... ... . | ૩—૦ ૦ |

તે સિવાય તમામ જાતનું કોતર કામ કરનાર. વધુ માટે લીસ્ટ મંગાવો.

**સી. વી. કાશીવાલા,**
રબર સ્ટામ્પ મેકર એન્ડ કમીશન એજન્ટ,
કાલકાદેવી રોડ—નં૦ ૨૮૯ મુંબઈ.

રાજા રજવાડામાં વખણાતી "બાદશાહી યાકુતી અનંગ વિલાસ" નામની ઉમદા દવા સરકારમાં રજીસ્ટર થયેલી છે અને તેનો સરકારી રજીસ્ટર નંબર ૨૩૧ છે. નકલીઆથી સંભાળજો. અમારી બનાવેલ યાકુતી માત્ર રાજકોટમાં અમારાં ઔષધાલય-માંજ મળે છે.

# બાદશાહી યાકુતી

## અનંગ વિલાસ.

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે. દેશી અને યુનાની દવામાં ઉંચામાં ઉંચી દવા જોઇએ તો આ **બાદશાહી યાકુતી અનંગ વિલાસ** છે. આ રાજવંશી યાકુતી વીર્ય વીકારના તમામ વ્યાધિ મટાડે છે. ખરી શક્તિં આપનાર અને નબળા માણુસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઈ પણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂ. દશ.

## બાદશાહી યુનાની લેપ.

અમીર ઉમરાઓમાં વખણાતી ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે અને તે નસોને પુરતી તાકાત આપે છે. આઉંસ એકની ડબીના રૂપીયા આઠ. તમામ દવાઓનું પોસ્ટ ખર્ચ જુદું.

**ડૉકટર કાલીદાસ મોતીરામ,**

રાજકોટ-કાઠીયાવાડ.

# નવલકથાની નવી ફ્રોજ.

## આ બધી નવલકથાઓ બાહોસ લેખકોની કસાએલી કલમથીજ લખાએલી છે.

**એક સાથે રૂ. ૧૦) ની ખરીદી કરનારને રૂ ૩) નાં હર કોઈ પુસ્તકો ભેટ.**

જગ્યાના સકોચને લીધે પુસ્તકનુ સવિસ્તર વર્ણન આપી શક્યા નથી

| | રૂ આ |
|---|---|
| વસત–શીલા એક રસભરી વાર્તા | ૧– ૦ |
| ઇદ્રકુમાર–અપૂર્વ મનોહર વાર્તા | ૧– ૦ |
| અમરસિહ અદ્ભૂત ડીટેકટીવ | ૧– ૦ |
| અમૃતમા ઝેર–અવશ્ય વાચો | ૧– ૦ |
| વીર વિજય (સચીત્ર) | ૧– ૦ |
| વસત સેના (કુલીન નાયકા) ... | ૧– ૦ |
| ભોજ અને કવિ કાળીદાસ વાર્તા | ૧– ૦ |
| રસિકચદ્ર–ચારે ભાગમા સપૂર્ણ | ૪– ૦ |
| રસિક લલિતા સસારીક વાર્તા | ૦–૧૨ |
| શાહજહાનના છેલ્લા દિવસો | ૧– ૮ |
| સુરતી લાલ સસારીક વાર્તા .. | ૧– ૦ |
| મરીયમ એક હૃદયભેદક વાર્તા | ૧– ૦ |
| વિદ્યાચન્દ્ર અને સુમતી (સચીત્ર) | ૧– ૮ |
| સુરતની સુદરી સામાજીક | ૧– ૦ |
| રત્નમાળ ઐતિહાસીક વાર્તા | ૦–૧૨ |
| પુષ્પાયુદ્ધ સામાજીક વાર્તા | ૧ ૪ |
| પ્રાણલક્ષ્મી કન્યાવિક્રય ઉપર | ૧– ૮ |
| **ખાનદાની** ખુની ડીટેકટીવ | ૧– ૮ |
| **હેમ કળા** સચીત્ર નવલકથા . | ૧– ૮ |
| કડક બગાલી એક ઉઠાવગીર | ૧– ૮ |
| ભારત દુર્દશા, અમૃત કેશવ કૃત | ૦–૧૨ |
| રજીયા બેગમ દહેલીની સુલ્તાનાં | ૧– ૮ |
| રાજ્યના રીપુ બન્ને ભાગ ... | ૨– ૪ |
| **સુલતાનાં** ભેદ ભરમથી ભરપૂર. | ૨– ૦ |
| વિલાયતના કાળા મેઢા ... | ૨– ૮ |
| કલીઓપેત્રા મીસરની રાણી . | ૨– ૮ |
| તડકામા એક વાદળી ... | ૨– ૮ |
| ચુમીની મોકાણ નીરદોશ વાર્તા | ૧– ૮ |

| | રૂ. આ |
|---|---|
| **સોનારણ** ઐતિહાસીક | ૧– ૮ |
| **મહોબતી** બાજાર વાર્તા | ૧– ૮ |
| દીલસોજ કે દીલબર વાર્તા | ૨– ૦ |
| અરબીયન ટેલ્સ બે વાલ્યુમ | ૬– ૦ |
| ઉષા કાન્ત રસમા તલ્લીન | ૧– ૮ |
| અલક્ષ્ય જ્યોતિ સામાજીક | ૧– ૮ |
| જ્યોતિ પુજ્ય પ્રેમનુ ચીત્ર . . | ૧– ૮ |
| વિનોદ વાટીકા વાર્તાનો સમુહ | ૧– ૮ |
| મધુકર સસારીક અદ્ભુ ચીત્ર | ૧– ૮ |
| પ્રભાત એક સામાજીક કથા | ૧– ૮ |
| પદ્મનાભ એક રાજ્ય ભક્ત ... | ૧– ૮ |
| વિશ્વરગ પાચ વાર્તાનો ઝુમખો | ૦–૧૨ |
| વિયોગિની (ઠકુર નારાયણ કૃત) | ૦– ૮ |
| માલવ કેતુ નાટક (ઠકુર નારાયણ) | ૦–૧૨ |
| અયોધ્યા અને અગ્રેજ ... | ૧– ૮ |
| મહોબત કે મુસીબત ... | ૧– ૦ |
| ઓખા મડળના સુરવીર વાઘેરો | ૧– ૦ |
| દેવી ચૌધરાણી રસીક વાર્તા... | ૧– ૦ |
| સીતારનો શોખ–રસીક વાર્તા . | ૧– ૮ |
| બાદશાહ અને બીરબલ સપૂર્ણ | ૨– ૮ |
| લલીતા અને વિલસુ બે વાર્તા | ૦– ૮ |
| પાતાળની પ્રેમદા રસીક વાર્તા | ૧– ૦ |
| **કૃષ્નલાલના** કાવત્રા એક વાર્તા. | ૧– ૦ |
| દુખીયારી બચુ ... . ... | ૩– ૦ |
| કુદરતનો ખેલ બન્ને ભાગ | ૩– ૮ |
| નટવર ચારે ભાગ (સચિત્ર) . | ૩– ૦ |
| સ્રીમય સસાર રસીક વાર્તા ... | ૧– ૪ |
| કીસમતનો કહેર ... ... | ૧– ૮ |

**એલ. એમ. ઠક્કર. અબદુલ રહેમાન સ્ટ્રીટ,–મુંબઈ.**

ઇજીનીઅરોએ પાસ કરેલા

"રૂપારેલ" અને "રામદાસ"

# છાપના માંગલોરી નળીયા

સૌથી સરસ ગણાય છે. તે કોલસાની ભઠ્ઠીની અંદર પકાવેલા હોવાથી ઘણા મજબુત છે. તેની અંદર પાણી રહી શકતું નથી. ભાંગતુટ થવાની બીલકુલ ધાસ્તી રહેતી નથી. તે એક સાઇઝના હોય છે તેથી ગમે તે છાપના નળીઆના બદલામાં વાપરી શકાય છે. આટલું છતાં તે ભાવમાં પણ કીફ્રાયતશીર છે.

બીજી છાપના નળીઆ, નહાની સાઇઝના નળીઆ ધાપા (રીજીસ), અજવાળીયા, (વ્હેન્ટી લેટર્સ) કાચના નળીઆ વિગેરે માલનો મોટો જથ્થો રાખેલો છે.

શાહાબાદી, તાંડુર, નાવંગી, આરસપાણ વિગેરે સર્વે જાતની લાદી અને સફેદ રંગીન, નકશીના તથા ગાલીચાના ટાઇલ્સ કીફાયત ભાવે મળશે.

## જીવનદાસ બી. રૂપારેલ

સર્વે જાતની લાદી તથા ટાઇલ્સના વેપારી,

ગોલપીઠા પાસે, મુંબઈ નં. ૪

તારનું સરનામું "લાદી" ટેલીફોન નં. ૧૮૩૧

# જાદુઈ અસર આ કાંઇ ઢોંગ નથી.

## ઉલટી, ઝાડા, કોલેરા, સરદી, ચકી, મોળ, હેબકા, પેટનો દુખારો, ગોટલા ચડવા, દાઢનો દુખારો, વીછીનો ડંખ, સંધીવાયુ, તાવ વિગેરે દરદોને માટે

# જવેરીયનનું જીવન મીકચર.

**ઘણોજ ખાત્રીભરેલો ઉપાય છે. શીશી ૧ ના આના બાર.**

(હાથ ચક્ર ત્રીશુલ બીરાજે અલેક જગાઉ તેરી નગરી મેં—એ રાહ)

અજબ થશો નહી ગજબ દવા છે, ગુણુમા તે તો બહુ ભારી,
વિખ્યાત વિદેશે નામ કાઢતા, જીવન મીકચર ગુણકારી
વઈદ વખાણે દરદ મટયાથી, દવા તણી જઇ હુશીયારી,
ફતેમંદ ગુણ ઝાઝા તેમા, જીવન મીકચર ગુણકારી
ફોગટ ફાંફાં મારો નહી સઉ, રાખો શીશી ઘરબારી,
અરધી રાતે કામ પડે ત્યારે, જીવન મીકચર ગુણકારી.
ઉલટી ઝાડા રોગ કોલેરા, ગયા તેનાથી જે હારી,
વિશ્વાસ રાખી દવા ખરીદો, જીવન મીકચર ગુણકારી.
પેટપીડ ગોળાના દરદો, સરદી હોએ નરનારી,
ઝટપટ મસળી પીયો તમે તો, જીવન મીકચર ગુણકારી.
મરકી મેલેરીયા તાવ તરીયામાં, ચાલે નહી કોઇ હુશીયારી,
તેવાં દરદો ખચીત જાશે, જીવન મીકચર ગુણકારી
દાઢ દુખારો પીડ વીંછીની, રીડ પડાવે બહુ ભારી,
રડતા હસતા થાશો જલદી, જીવન મીકચર ગુણકારી.
બાલ રોગ સુવાવડ રોગે, જાશો નહી તેથી હારી,
અનેક રોગને હઠાવનારૂ, જીવન મીકચર ગુણકારી.
ખલાસી ચકલો ખાસ જવેરીયન, મુબંઇ નગરી ગુલજારી,
દવા મળે છે દોડો ઝટપટ, જીવન મીકચર ગુણકારી.

**નીચેની સર્ટીફીકેટ વાંચો.**

રા. રા. લક્ષ્મણ ગણેશ ઓનરેરી માજીસ્ટ્રેટ કાંટોલ (જીલ્લા નાગપુરથી) લખે છે કે તમારૂં "જવેરીયનનું જીવન મીકચર" ઉલટી ઝાડાના દરદો માટે ઘણું અકસીર છે તેમાની ચાર શીશી મોકલશોજી.

☞ **શેઠ હાતમ શેખ બાલાભાઈ હ. ઓસમાણભાઈ,** ધોરાજીથી લખે છે કે હાલમા ચાલતા કોલેરાના દરદ ઉપર તમારૂ **જવેરીયનનું જીવન મીકચર** ઘણાજ ફાયદાકારક નીવડ્યું છે તેમજ ઉલટી ઝાડા મરડો અને પેટના દુખારા માટે ફતેમંદ દવા છે. તેમાનું એક ડજન જલદીથી મોકલો. દવા મળવાનું ઠેકાણું,

**વી. એચ. જવેરીયનની કુંપની.**

ઠે૦ ખલાસી ચકલા—મુંબઈ.

# હરસ મસાની દવા.

માણસના શરીરમાં વાયુ થવાથી માંસમાં બગાડ થાય છે, અને તેથી સફ્રાની જગાએ મસા થાય છે. મસા બે જાતના થાય છે—બહારના અને ગુરદાની અંદરના. ગુરદા આગળ મસા થયા હોય અને તે દેખાતા હોય તો તે બહારના મસા, અને જ્યારે દેખાતા નથી ત્યારે અંદરના મસા કરી કહેવાય છે અંદરના મસા જ્યારે થાય છે ત્યારે ગુરદાની અંદર અગન બળે છે ને અકસ્માત તેમજ દુખ થાય છે; વળી કંઈ ખુચતુ હોય તેમ લાગે છે, અને દુખ ઉત્પન્ન કરી મસા નીકળી સાથે લોહી પડે છે. આવા અંદરના મસા દુઝતા મસા તરીકે ઓળખાય છે, અને તેવા રોગથી પીડાતા આદમીનો ચહેરો ફીકકો મારી જઈ નબળાઇ ઉત્પન્ન થાય છે બહારના મસામાંથી લોહી નીકળતુ નથી પણ તે દરદ ભયકરંજ ગણાય. માટે આવા રોગીએ આળસ કહાડી અમારી સેંકડો આદમીપર અજમાવી ફતેહ પામેલી દવાનો ઉપયોગ કરવો દુઝતા મસા વાસ્તે અમારી તઇયાર કરેલી ગોળીઓ વાપરવાથી એકજ દહાડામાં ગુણ દેખાડી બે ત્રણ દહાડામાં તો લોહી પડતું બંધ કરે છે **કીમત રૂપીયો દોઢ** અને બહારના મસા ખેરવી નાખવાના **મલમની કીમત રૂપીયો દોઢ.**

# પ્રદરહારક મીક્ષચર.

એવું ધારવામાં આવે છે કે સેકડે પોણોસોથી વધુ સ્ત્રીઓ આ રોગથી પીડાતી હશે પણ અફસોસ છે કે અજ્ઞાનતાને લીધે કે શરમને લીધે વખતસર રોગની દવા ન કરવાથી ઘણુંજ ભયકર પરીણામ થાય છે પ્રદરરોગ સ્ત્રીઓને થાય છે ત્યારે કેડ દુખે છે, સાથળમાં કળતર થાય છે, થોડો અથવા વધુ તાવ રહે છે, હાથ પગ થાકી જવા જેવા લાગે છે, તેમજ પેટની બદી, આળસાઇ વગેરે ઉત્પન્ન થાય છે કોઇ પણ સ્ત્રીને ઉપર જણાવેલા ચીન્હોમાથી એકબી ચીન્હ લાગુ પડેલું લાગે કે તરત અમારૂં "**પ્રદરહારક મીક્ષચર**" લેવા શરૂ કરવુ, જેથી બેજ દહાડામા ધોળો, રાતો, પીળો વગેરે પ્રદર બંધ કરી સ્વચ્છ પીસાબ થવા માડે છે અને ફીકકુ મારી ગયલું મોઢું તેજસ્વી બનાવી જુવાની માફક ખીલતી બનાવે છે તેમજ શરીરમાથી આળસાઇ દુર કરી તાકાત ઉત્પન્ન કરે છે નીરાસ થયલા રોગીએ એકવાર અમારી દવા અવશ્ય વાપરી જોવી. **કીમત રૂપીયા ત્રણ.**

# પ્રમેહહારક.

આ દવા લેવાથી વીસ જાતના પરમામાથી કોઇપણ જાતનો પરમો ખાત્રીથી દુર થાય છે. પીશાબમાં બળતર, તણુખ, કળતર, આગ બળવી, લુગડાંપર ડાઘ પડવા, પીસાબનું ટપકવું, રસી પડવી, ધાતુ સ્થાનમાં બળતરા થવી વીગેરે રોગ નાશ કરવામાં સોએ સો ટકા ફતેહમંદ ઉતરે છે **કીંમત રૂપીયા બે.**

## ઠે૦ ભગત બ્રધર્સ—કાલબાદેવી—મુંબઈ.

## સત્વર ગ્રાહક થાઓ, સુખ મેળવવા માટેજ

# ભાગ્યોદય.

માસિકના ગ્રાહક થાઓ. જો તમારે શારિરીક, માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિ કરવી હોય, અને ભાગ્યનો ઉદય કરવો હોય તો તુરત ગ્રાહક થાઓ. અને તમાં નિચેના નવિન વિષયો ચર્ચવામાં આવશે.

૧ મહાન પુરૂષોનાં જીવન ચરિત્રો, ૨ શરીર સુધારવાના સર્વ સામાન્ય શારિરીક, માનસિક અને આધ્યાત્મિક ઉપાયો ૩ મનને પોષણ આપી મનને ઉંચી સ્થિતિમાં સ્થાપન કરાવનાર માનસિક ઉપાયો. ૪ પરમાર્થ સધાવનાર અનેક શાસ્ત્રવિહિત સાધનો ૫ વૈદકશાસ્ત્રના દેશી અને વિદેશી નિયમો તથા અગત્યના ઉપાયો ૬ હુન્નર કળા જ્ઞાનના વિવિધ વિષયો ૭ સાહિત્યના વિષયો–તથા ફળદાયક વાર્તાઓ. ૮ તત્ત્વ વિચારના ઉત્તમ વિષયો. ૯ ભાગ્યોદય થાય તેવા વિષયો ૧૦ દેશ પરદેશની જાણવા જેવી અગત્યની ખબરો ૧૧ સ્ત્રી ઉન્નતિના વિષયો ૧૨ શારિરીક, માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિ કરાવનાર સુખનાં સરળ સાધનો વિગેરે વિષયોને આ માસિકમાં ચર્ચવામા આવશે

તે ૪૦ પૃષ્ટનુ ગ્લેઝ કાગળ ઉપર છપાવવામાં આવશે. તેમાં ઉત્તમ વિદ્વાનોના લેખોનો સમાવેશ થશે. કદ રોયલ આઠ પેજી થશે છતાં તેનું વાર્ષિક લવાજમ માત્ર ખર્ચ જેટલુંજ રૂ. ૧–૮–૦ રાખવામાં આવ્યુ છે, નમુનો મફત મોકલીશુ

વળી જે ગૃહસ્થ આ માસિકનાં પાંચ ગ્રાહક કરી આપશે તેને આ માસિક મફત મોકલવામા આવશે.

જેઠાલાલ દેવશંકર દવે.
વ્યવસ્થાપક–ભાગ્યોદય–મું૦–આણંદ (ગુજરાત).

---

તૈયાર થાય છે. અધ્યાત્મિક નૉવેલ થોડાજ
વખતમાં બહાર પડશે.

## ચંદ્ર ચરિત્ર ભાગ ૧ લો.

આ પુસ્તક એક નોવેલ છે. નોવેલનો ઘણાખરા માણસને શોખ હોય છે અને ધાર્મિક ગ્રંથો વાંચવાનો તેમને કંટાળો ઉપજે છે તેથી આ જન્મમાં પોતાનું ખરૂ કર્ત્તવ્ય શુ છે તેનાથી અજાણ રહી વ્યવહારમાં રચ્યા પચ્યા રહી સ્વછંદે વર્તી ધર્મભ્રષ્ટ થાય છે. અને તેથીજ આ પુસ્તકમાં નોવેલના રૂપમાં વેદાંતના આધ્યાત્મિક વિષયો મહા પુરૂષોનાં જીવન ચરિત્રો સહિત એવી રીતે દાખલ કરેલા છે કે જે વાંચવાથી દરેક માણસને અસર કરી તેને સુધારાના રસ્તા ઉપર લાવી પોતાના કર્તવ્ય તથા પ્રાપ્તવ્યનું જ્ઞાન આપી ધર્મિષ્ટ બનાવી અખંડ સુખની પ્રાપ્તિ કરાવે છે.

કીં. ૧–૮–૦ પણ અગાઉ થનાર ગ્રાહક પાસેથી માત્ર રૂ ૧–૦–૦ નિચેને સ્થળે નામ નોંધાવો.

જેઠાલાલ ડી. દવે. મુ. આણંદ. જી. ખેડા. (ગુજરાત.)

# થોડાજ વખતમાં બહાર પડશે.

## જો તમારે ધનવાન થવું હોય તો તુરતજ, આજેજ
## તમામ કામ પડયું મુકી

# ધનવાન.

આ નામનું પુસ્તક મંગાવો, જે થોડાજ વખતમાં બહાર પડશે. જે વાંચી તે પ્રમાણે અનુભવ કરવાથી અવશ્ય તમો ધનવાન થશો

તેની અંદર દરેક માણસ ધનવાન શી રીતે થાય, ગમે તો ગરીબ હોય કે તવગર હોય તોપણ તે પૈસા શી રીતે મેળવી શકે તે માટે અનેક ઉપાયો યોજવામાં આવ્યા છે તેમાંથી જે ઉપાય તમને અનુકુળ જણાય તેને ગ્રહણ કરી તે પ્રમાણે પ્રયત્ન કરવાથી અવશ્ય તમે ધનવાન થશોજ એ નિર્વિવાદ છે.

માટે હવે દુખનાં અને ગરીબાઇનાં રોદડાં રડવાં છોડી દો અને અત્યારેજ આ પુસ્તકના ગ્રાહક થાવ જેથી તમો જરૂર તમારી સ્થિતિ સુખી અને ધનવાનમાં ફેરવી શકશો

તેની અંદર જે જે ઉપાયો સેવવાથી આજે મનુષ્યો ધનવાન થયા છે તે તે તમામ ઉપાયો તેમાં સરળ રીતે આપવામાં આવ્યા છે, અને તે દરેક માણસ સરલ રીતે અનુભવમાં ઉતારી શકશે કે જેથી કરીને તે અવશ્ય ધનવાન થશે.

દરેક માણસે જો સર્વોત્તમ વ્યવહાર સાધી ધનવાનની પંકિતમાં ગણાવું હોય તો આ પુસ્તક મંગાવવુજ જોઇએ જેમાં હજારો હુન્નરો, વેપાર, ખેતી, નોકરી, વિગેરે પૈસા મેળવી શકાય તેવા હજારો અનુભવી ઉપાયોનો સમાવેશ છે.

દરેક વ્યાપારીએ, ખેડુતે, સરકારી નોકરે તેમજ દરેક માણસ ગમે તો ગરીબ હોય કે પૈસાદાર હોય તોપણ તેણે આ પુસ્તક અવશ્ય મંગાવવુજ જોઇએ. કારણ કે તે મગાવવાથી તેમાથી પોતાના ધંધાનો વિજય શી રીતે કરવો તે મળી શકશે. અને તે પ્રમાણે વર્તશે તો તે અવશ્ય ધનવાન થશે. માટે તુરતજ ગ્રાહક થાવ. તેનો દરેક માણસ લાભ લે તે માટે કીંમત માત્ર રૂ. ૩—૦—૦ રાખ્યા છે. પાકુ પુંઠું, ગ્લેઝ કાગળો અને સુંદર બાઇન્ડીંગ અને અગાઉથી ગ્રાહક થનાર પાસેથી માત્ર રૂ ૨—૦—૦ બે રૂપીઆ ખર્ચવાથી આ પુસ્તક તમને ધનવાન બનાવી એવા હજારો કે લાખો રૂપીઆને પેદા કરી આપશે. માટે જરૂર આ પુસ્તક મગાવી ખાત્રી કરશો. આશા છે કે તેના આપ તુરતજ ગ્રાહક થશો. વળી અગાઉના ગ્રાહકનાં નામ તેમાં પ્રસિદ્ધ કરી અમર કરવામાં આવશે. તુરતજ નામ નોંધાવો.

જેઠાલાલ ડી. દવે.

કાયદાના શિક્ષક અને ભવિષ્યવેત્તાના કર્તા—મું૦—આણંદ—
(ગુજરાત).

